શ્રી નેમિપદ્મ ગ્રંથમાલા પુષ્પ-૪-૫

# શ્રી સિદ્ધચક્ર (નવપદ) પૂજા

## સ્પષ્ટાર્થ સહિત

:: રચયિતા ::

આચાર્ય શ્રી વિજયપદ્મસૂરિ :



પ્રકાશક :

શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા

પાંજરાપોળ : અમદાવાદ

શ્રી નેમિપદ્મ ગ્રંથમાલા પુષ્પ-૪

॥ ૐ नमः श्रीसिद्धचक्राय ॥

પરમોપકારિ-પરમપૂજ્ય-પરમકૃપાલુ-સુગૃહીતનામધેય
આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણ-
કિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિ પ્રણીતા

# શ્રી સિદ્ધચક્ર પૂજા

## સ્પષ્ટાર્થ સમન્વિતા



: પ્રકાશક :

શ્રી જૈન ગ્રંથ પ્રકાશ સભાના કાર્યવાહક

શા. ઈશ્વરદાસ મૂલચંદ

ફીકાભટ્ટની પોળ—અમદાવાદ.

કિં. ૦-૧૦-૦

# ।। મંગલમય ભાવના ।।

।। હરિગીત છંદ ।।

અરિહંત આંતર શત્રુના હણનાર સિદ્ધ પ્રભુ વલી,
આઠ ગુણથી શોભતા આચાર્ય છત્રીશ ગુણ બલી;
પાઠક ભણાવે સાધુને મુનિરાજ શિવપથ સાધતા,
શુભ ભાવદર્શન બોધ પરિણતિ જ્ઞાન સંકટ ટાળતા. ૧

નિજ ગુણોમાં રમણતા ચારિત્ર તપ કર્મો હરે,
જિનશાસને શ્રી સિદ્ધચક્ર તણા પદો મંગલ કરે;
આ ભવે ને પરભવે શ્રી સંઘ તેને સાધતા,
કલ્યાણ કમલા બુદ્ધિ વૃદ્ધિ પ્રબલ પુણ્યે પામતા. ૨

અમદાવાદ–ઘીકાંટારોડ પર નોવેલ્ટી ટોકીઝ પાસે ધી નવપ્રભાત
પ્રિન્ટીંગ પ્રેસમાં શા. મણિલાલ છગનલાલે છાપ્યું.

# ॥१॥ श्री सिद्धचक्राष्टकम् ॥

ध्यात्वा श्रीपार्श्वनाथस्य, पदद्वंद्वं हितप्रदं ॥
पूज्य श्रीनेमिसूरीशं, सिद्धचक्रं मुदा स्तुवे ॥ १ ॥

चंगातिशयसंयुक्तं, भ्राजिष्णुं भासुरैर्गुणैः ॥
अर्हन्तं नयनिक्षेपै–र्ध्येयं तं प्रणिदध्महे ॥ २ ॥

सिद्धं कर्माष्टकापेतं, निष्कलंकं निरंजनं ॥
अखण्डानन्दनिर्मग्नं, सिद्धिनाथं नमाम्यहं ॥ ३ ॥

षट्त्रिंशत्सद्गुणोपेतं, सारणादिविधायकं ॥
पायकं भवभीतानां, वंदे सूरीश्वरं मुदा ॥ ४ ॥

विवेकभृन्मुनीशेभ्यः, वाचनादायकं सदा ॥
सदभ्यासविधौ रक्तं, वाचकं समुपास्महे ॥ ५ ॥

मूलोत्तरगुणोद्याने, रमन्तो भ्रमरा इव ॥
भावनावासिताः सन्तः, साधवः सन्तु मुक्तये ॥६॥

निःशंकं तदसत्यं नो, वचनं यज्जिनोदितं ॥
एवमध्यवसायो यः, दर्शनं तत्सुखावहं ॥ ७ ॥

बोधो जीवादितत्वानां, सम्यगूज्ञानं तदीष्यते ॥
चारित्रं सत्फलं यस्या—नेकभेदमभिष्टुवे ॥ ८ ॥

त्यागः सावद्ययोगानां, चारित्रं पंचधा श्रुतं ॥
आराध्यं मुनिभिर्हर्षात्, तद्वन्देऽनंतशोऽन्वहं ॥९॥

युक्तं द्वादशभेदेन, कर्मेन्धनहुताशनं ॥
तपोऽनिदानभावेन, विधेयं भावमंगलं ॥ १० ॥

नवानां सत्पदानां, ध्यानं ये हृदि कुर्वते ॥
भावपाशविनिर्मुक्ता, ते लभन्ते शिवास्पदम् ॥ ११ ॥

गुरूणां नेमिसूरीणां, सत्प्रसादान्मनोहरं ॥
पद्मसूरिः प्रमोदेन, सिद्धचक्रस्तवं व्यधात् ॥१२॥

# ॥२॥ श्री सिद्धचक्राष्टकम् ॥

श्रीपार्श्वं स्तंभनाधीशं, प्रणम्य स्वगुरुं तथा ।
स्तुवे श्रीसिद्धचक्रेशं, सकलाभीष्टदायकम् ॥ १ ॥

नमः श्रीसिद्धचक्राय, सिद्धमाहात्म्यशालिने ।
अनन्तार्थस्वरूपाय, पायकाय भवाम्बुधेः ॥ २ ॥

साध्यसिद्धिसमीहानां, विघ्नध्वंसविधायिने ।
चिन्ताऽव्याधिसमेतानां, विशालानन्ददायिने ॥३॥

कवीनां कविताशक्तेः भव्यानां भावसन्ततेः ।
सम्पदां सम्पदिच्छूनां, मुक्तेर्मुक्त्यभिलाषिणाम् ॥४॥

दायकं सिद्धचक्रेशं, भव्या भाविमहोदयाः ।
भजन्तो भावतो नैव, स्पृश्यन्ते रिपुपीडया
॥ युग्मम् ॥ ५ ॥

धर्मिणः पञ्च चत्वारो, धर्मा नव पदाश्रये ।
एकभक्त्या द्वयोर्भक्ति–र्दानादीनां तथैव च ॥६॥

अर्हत्सिद्धाश्च सूरीशाः, पाठकाः श्रमणास्तथा॥
दर्शनज्ञानचारित्रं, तपो नव पदात्मकम् ॥ ७ ॥

सिद्धचक्रं परं तत्त्वं, शासने जिनभाषिते ॥
परमार्थो न तद्भिन्नः, कल्पशाखी कलावपि ॥८॥

मंगलं परमं ध्यानं, क्रियेयं मंगलप्रदा ।
मंगलं भावतो ध्याता, मंगलं साधनाक्षणः ॥९॥

सिद्धाः सिद्ध्यन्ति सेत्स्यन्ति, सिद्धचक्रप्रभावतः।
भव्यानां क्षीणदोषाणां, साधनेच्छा प्रजायते॥१०॥

विद्याप्रवादनिःस्यंदं, महासिद्धिप्रदायकं ॥
भव्याः! संसेव्य भावेन, लभध्वं सिद्धि संपदम्॥११॥

गुरूणां नेमिसूरीणां, पादसेवाप्रभावतः ॥
पद्मसूरिः प्रमोदेन, सिद्धचक्रस्तुतिं व्यधात् ॥१२॥

સર્વતન્ત્રસ્વતન્ત્ર શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્ત્તિ જગદ્‌ગુરૂ

તપાગચ્છાધિપતિ-ભટ્ટારક

## આચાર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વરઃ



જન્મ વિ૦ સં૦ ૧૯૨૯ ગણિપદ વિ૦ સં૦ ૧૯૬૦

કાર્તિક શુ. ૧ મહુવા દીક્ષા વિ૦ સં૦ ૧૯૪૫ કાર્તિક વદ ૭

પન્યાસપદ વિ૦ સં૦ ૧૯૬૦ જ્યેષ્ઠ શુ. ૭ વળા (વલ્લભિપુર)

માગશર શુ. ૩ ભાવનગર સૂરિપદ વિ૦ સં૦ ૧૯૬૪

વળા (વલ્લભિપુર) જ્યેષ્ઠ શુ. ૫ ભાવનગર

Krishna Printery Ahmedabad

॥ ॐ अर्हं नमः ॥

# ॥ શ્રી ગુરૂ મહારાજના હસ્તકમલમાં સમર્પણ ॥

મદીયાત્મોદ્ધારક, પરમોપકારિ, પરમગુરૂ, સુગૃહીત નામધેય,
પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય, શ્રીગુરૂ મહારાજ!

આપશ્રીજી મધુમતી (મહુવા) નગરીના રહીશ પિતાશ્રી દેવ ગુરૂ ધર્માનુરાગી શેઠ લક્ષ્મીચંદ અને માતુશ્રી દીવાલીબાઇના કુલદીપક પુત્ર છો. વિ. સં. ૧૯૨૯ ની કાર્તિક સુદ એકમના જન્મ દિનથી માંડીને લગભગ સોલ વર્ષની નાની ઉંમરે સંસારને કડવા ઝેરની જેવો માનીને અગણ્ય સદ્‌ગુણ નિધાન પરમગુરૂશ્રી વૃદ્ધિવિજયજી (શ્રી વૃદ્ધિચંદ્રજી) મહારાજની પાસે શ્રી ભાવનગરમાં વિ. સં. ૧૯૪૫ ના જેઠ સુદ સાતમે સિંહની પેઠે શૂરવીર બનીને પરમ કલ્યાણકારી અને હૃદયની ખરી બાદશાહીથી ભરેલી પ્રવ્રજ્યાને (દીક્ષા) પૂરેપૂરા ઉલ્લાસથી ગ્રહણ કરીને સિંહની પેઠે સાધી રહ્યા છો, અને આપશ્રીજીએ અગાધ બુદ્ધિબલથી જલ્દી સ્વપર સિદ્ધાંતનો ઉંડો અભ્યાસ કર્યો, તથા ન્યાય વ્યાકરણાદિ વિવિધ વિષયના પુષ્કલ વિશાલ ગ્રંથોની રચના કરીને સુંદર સાહિત્યસેવા કરવા ઉપરાંત અપૂર્વ દેશના શક્તિના પ્રભાવે અસક્ષ્યરસિક ઉન્માર્ગગામી અગણ્ય મહારાજાદિ ભવ્ય જીવોને સદ્ધર્મના રસ્તે દોરીને હદપાર ઉપકાર કર્યો છે. તેમજ આપશ્રીજીના અગણ્ય સદ્‌ગુણોને જોઇને મોટા ગુરૂભાઇ, ગીતાર્થ શિરોમણિ, શ્રમણકુલાવતંસક, પરમપૂજ્ય, પંન્યાસજી મહારાજશ્રી ગંભીરવિજયજી ગણિવરે તમામ સિદ્ધાંતોની યોગોદ્વહનાદિ ક્રિયા વિગેરે યથાર્થ વિધાન કરાવીને મહા પ્રાચીન શ્રી વલ્લભીપુર (વળા) માં આપશ્રીજીને વિ. સં. ૧૯૬૦ ના કારતક વદિ સાતમે ગણિ-

પદથી અને માગશર સુદ ત્રીજે પંન્યાસપદથી વિભૂષિત કર્યા. અને શ્રી ભાવનગરમાં વિ. સં. ૧૯૬૪ ના જેઠ સુદ પાંચમે તપાગચ્છાધિપતિ ભટ્ટારક આચાર્યપદથી અલંકૃત કર્યા. આપશ્રીજી રત્નની ખાણુ જેવા પૂજ્ય શ્રી સંઘની અને શ્રીતીર્થાદિની સેવા પહેલાંની માફક હાલ પણુ પૂરેપૂરા ઉલ્લાસથી કરી રહ્યા છો. તથા આપશ્રીજીના અમોઘ ઉપદેશથી દેવ ગુરૂ ધર્માનુરાગી સંઘવી શેઠ માણેકલાલ મનસુખભાઇ ભગુભાઇ વિગેરે ઘણાંએ ભવ્ય જીવોએ છરી પાલતાં વિશાલ સંઘ સમુદાય સહિત તીર્થાધિરાજ શ્રી શત્રુંજયાદિ મહાતીર્થ યાત્રા અંજનશલાકા વિગેરે ઉત્તમ ધાર્મિક ક્ષેત્રોમાં લક્ષ્મીનો સદુપયોગ કર્યો અને કરે છે. તેમજ આપશ્રીજીએ મારા જેવા ઘણાંએ ભવ્ય જીવોની ઉપર શ્રી જૈનેન્દ્રી દીક્ષા, દેશવિરતિ વિગેરે મોક્ષના સાધનો દઇને કદી પણુ ન ભૂલી શકાય તેવા અનહદ ઉપકારો કર્યા છે અને કરો છો. વિગેરે લોકોત્તર ગુણોથી આકર્ષાઇને અને મારી ઉપર કરેલા અનન્ત ઉપકારોને યાદ કરીને આપશ્રીજીના પસાયથી બનાવેલી સ્પષ્ટાર્થ સહિત શ્રી સિદ્ધચક્ર (નવપદ) પૂજા પરમકૃપાલુ આપશ્રીજીના કરકમલમાં સમર્પીને હું મારા આત્માને ધન્ય માનું છું. અને નિરંતર એજ ચાહું છું કે આપશ્રીજીના પસાયથી (૧) પ્રાકૃત માગધી સંસ્કૃત ગુજરાતી વિગેરે ભાષામાં આવા સાર્વજનિક સરલ ગ્રંથોની રચના કરીને શ્રી સંઘાદિ પવિત્ર ક્ષેત્રોની ભક્તિ કરવાનો શુભ અવસર (૨) આપશ્રીજી જેવા ગુરૂદેવ (૩) શ્રી જૈનેન્દ્ર શાસનની સેવા (૪) નિર્મલ નિરભિલાષ સંયમ જીવન (૫) પરોપકાર વિગેરે સંપૂર્ણ આત્મરમણુતાના સાધનો મને ભવોભવ મળે.

નિવેદક:--આપશ્રીજીના ચરણુકિંકર

નિર્ગુણ વિનેયાણુ **પદ્મ**ની વંદના.

# ॥ श्री गुरुदेवस्तवनम् ॥

अर्हद्भास्करकेवलीन्दुविरहेऽस्मिन्भारते विश्वसत् ।
तत्त्वाविष्कृतितत्परः प्रविशदाकूतप्रकाशान्वित ॥
उद्दध्रे भविकान् भवान्धुपतितान्सद्देशनारज्जुतः ।
यस्तं मद्गुरुनेमिसूरि ममदं वंदे मुदाहर्निशम् ॥१॥

प्राप्यन्तेऽनुपमोत्सवाः प्रतिदिनं भव्यैर्यदाख्यास्मृतेः ।
सच्चारित्रपवित्रदेहमसुभृद्भद्रंकरं सर्वदा ॥
कर्मस्तंबलवित्रसाम्यनिलयं प्रस्थानसंसाधकं ।
तं श्रीमद्गुरुनेमिसूरिमनिशं ध्यायामि सद्भावतः॥२॥

योगक्षेमकरं सदैव विधिना नव्यार्थलब्धार्थयोः ।
प्राप्तित्राणविधौ क्रमेण भुवने दीपं प्रदीप्राननं ॥
पंचाचारप्रपालनैकनिपुणं श्रीमत्तपागच्छपं ।
निस्तंद्रं प्रगुरुं नमामि सततं श्री नेमिसूरीश्वरम् ॥३॥

सत्त्वे यस्य निरस्तवीर्यप्रसरास्तीर्थान्वयास्तस्कराः ।
तत्सत्यं खलु भास्करे समुदिते चंद्रादितेजः कियत् ॥

सौभाग्यादि गुणावलिं गणयितुं शक्तो न वाचस्पतिः।
तं चिंतामणिजित्वरं प्रणिदधे श्रीनेमिसूरीश्वरम् ॥४॥

योऽनिमान्यपि मान्यकोविदकुलैः सन्मानितां प्रापितः।
योऽनंगारतिकारकोऽपि विमलानंगार्थसंसाधकः ॥
निःसंगोऽप्युपकारदीनकरुणाद्यैः सद्गुणैः संगवान् ।
तं कुर्वे प्रणिधानगोचरमहं श्रीनेमिसूरीश्वरम् ॥५॥

कालेऽस्मिन्गणधारि गौतम इव प्रौढप्रभावाञ्चितः ।
भूपालेभ्यगणैः गुणैकरसिकैरीड्योऽपि नम्रश्च यः ॥
आयोपायविचक्षणः श्रमणसंघापायनिस्फेटकः ।
तं वंदे ममतावितानरहितं श्रीनेमिसूरीश्वरम् ॥६॥

न्यायव्याकरणादिबोधकलिता यस्य प्रभावाद्ध्रुवं।
सम्यग्दृष्टिमहाव्रतादिसहिता दीनानुकंपाभृतः ॥
सप्तक्षेत्रधनव्ययादिनिरता जाता ह्यनेकेऽङ्गिनः ।
तं भक्त्या सततं मुदा प्रणिदधे श्रीनेमिसूरीश्वरम्॥७॥

विज्ञातः स्वपरार्थशास्त्रविसरो येनाशु बुद्धेर्बलात् ।
यः पञ्चातिशयैर्युतोऽत्र जयति स्थानांगपाठानुगैः ॥

 

चित्तं सद्गुणनिर्गुणेऽपि समतां यस्यान्वहं संगतं।
नित्यं सो वितनोतु मंगलततिं श्रीनेमिसूरीश्वरः ॥८॥

प्राक् पर्वण्यपि यो बभूव सबलो नैकाशनेऽपि व्रते ।
संजातोऽखिलशास्त्रयोगकुशलो यस्यानुभावादहं ॥
सिद्धांतार्थरहस्यमप्यवगतं भक्त्या मयान्तःस्थया ।
तं नौमीप्सितदानकल्पविटपि श्रीनेमिसूरीश्वरम् ॥९॥

वक्तुं शक्तिमती न मेऽपि रसना यस्योपकारावलिं ।
ध्येयो यो मयि निर्गुणेऽपि प्रगुणो भद्रोन्नतो सर्वदा ॥
आत्मोध्धारक एक एव मम सोपाधेर्भवाम्भोधितः।
तीर्थोध्धारपरायणो जयतु स श्रीनेमिसूरीश्वरः ॥१०॥

॥ ॐ नमोऽर्हदेवादिवर्गाय ॥

॥ णमो सुग्गहियणामधेयमईयप्पुद्धारगायरियपरमगुरु सिरिविजयणेमिसूरीणं ॥

# ॥ પ્રસ્તાવના ॥

॥ आर्यावृत्तम् ॥

सिरिजिणसासणगयणे–भाणुनिहे दिव्वपुण्णभरियरुई ॥
विरइयविविहग्गंथे–पसण्णलेसाणणे विण्णे ॥ १ ॥
भावकिवारसजलही–विसयपवयणे विसिट्ठसीसगणे ॥
परमोवयारि पुज्जे–वंदे गुरुणेमिसूरिंदे ॥ २ ॥

ધર્મવીર પ્રિય બંધુઓ ! (૧) રાજા અને રંકમાં (૨) બુદ્ધિમાન અને જડ પુરૂષમાં (૩) રૂપવંતમાં અને કુરૂપ પુરૂષમાં (૪) ધનવાનમાં અને નિર્ધનમાં (૫) બલવંતમાં અને દુર્બલ પુરૂષમાં (૬) નીરોગ (આરોગ્યવંત) પુરૂષમાં અને રોગથી રીબાતા પુરૂષમાં (૭) સુભગ (બધાને વ્હાલો લાગે એવા) પુરૂષમાં અને તેથી ઉલ્ટા સ્વરૂપવાળા (જોનારને અળખામણો લાગે એવા) પુરૂષમાં મનુષ્યપણું તો એક સરખું જોઇએ છીએ, છતાં (૧) એક માણસ રાજા થઇને રાજ્યઋદ્ધિ વિગેરે રાજવૈભવ ભોગવી રહ્યો છે, અને બીજો માણસ રાંક જેવો દેખાય છે, તેમજ (૨) એક માણસ તીવ્ર બુદ્ધિશાલી (શ્રી અભયકુમાર મંત્રીની જેવા) હોય છે અને બીજો માણસ નિર્બુદ્ધિ હોય છે. (૩) એક માણસ ઉત્તમ રૂપવંત હોય છે અને બીજો માણસ કદ્રૂપો (દેખાવમાં ખરાબ આકૃતિવાળો) દેખાય છે. (૪) એક માણસની પાસે ઘણી લક્ષ્મી હોય છે.

જેના પ્રતાપે રહેવાને સુંદર બગીચાથી શોભાયમાન મ્હેલ હોય છે, પ્હેરવાને રેશમી લૂગડાં મળે છે. ખાવાને મન ગમતાં સુંદર સ્વાદિષ્ટ ભોજન પામે છે, ત્યારે બીજો માણુસ નિર્ધન હોવાથી તેને રહેવાને ઝુંપડીનુ પણ ઠેકાણું હોતું નથી. પ્હેરવાને લૂગડાં અને ખાવાને પેટ પૂરતું પણ અનાજ મળી શકતા નથી. (૫) એક માણુસ “ દયાળુ સ્વભાવ, શ્રી જિનપૂજા વિગેરે ધાર્મિક ક્રિયા કરનારા ભવ્ય જીવોને યથાશક્તિ મદદ દેવી ” વિગેરે કારણોથી વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમ કરીને અપૂર્વ પાૈદ્ગલિક શક્તિગુણુ પામેલ હોવાથી મહા બલવંત ( પરાક્રમી ) દેખાય છે અને બીજાને વીર્યાન્તરાય કર્મના ઉદય ચાલુ હોવાથી તે શક્તિહીન (દુર્બલ) દેખાય છે. (૬) એક માણુસ ક્ષય ભગંદર કોઢ વિગેરેની તીવ્ર વેદના ભોગવી રહ્યો છે. અને બીજા માણુસને એમાંનું કંઇ પણ દેખાતું નથી. એટલે ‘ લગાર માથું દુખવા આવે ’ એટલી પણ પીડા હોતી નથી. અહીં યાદ રાખવું કે–અશાતા વેદનીયના ઉદયથી જીવને દુઃખ ભોગવવું પડે, અને શાતા વેદનીયના ઉદયથી સુખ ભોગવાય. આ પ્રમાણે જે બન્ને વ્યક્તિમાં તફાવત ( રૂપ કાર્ય ) દેખાય છે, તેનું કોઇ પણ કારણુ હોવુંજ જોઇએ. કારણકે ન્યાય એમ સ્પષ્ટપણે જાહેર કરે છે કે કારણુ વિના કાર્ય થઈ શકેજ નહિ. જેવું કારણુ હોય તેવુંજ કાર્ય હોઇ શકે. લીંબડાનું બી વાવ્યું હોય, તેમાંથી શેલડીના સાંઠો થાયજ નહિ. કારણકે શેલડીનું કારણુ તે છેજ નહિ. ઉપર જણાવેલી બીનામાં જૈનદર્શન એમ જણાવે છે કે કર્મના પ્રભાવે તે બધું બને છે. જ્યારે કર્મ સાબીત થયું, તો તેને લઇને જીવ પણ સાબીત થઇ શકે છે. કારણકે મિથ્યાત્વ, અવિરતિ, કષાય

અને યોગથી જે કરાય તે કર્મ કહેવાય, આમાં સમજવાનું એ કે કર્ત્તા વિના ક્રિયા થઇ શકેજ નહિ. અને તે દેહધારીજ હોવો જોઇએ. દેહ વિનાનો માણસ કરી શકેજ નહિ, વસ્તુ-સ્થિતિ આમ હોવાથી ઇશ્વરને કર્ત્તા તરીકે માની શકાયજ નહિ. આ બીનાને અંગે નીચે જણાવેલો શ્લોક ટેકો આપે છે. તે આ પ્રમાણે—

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

**क्ष्माभृद्रङ्ककयोर्मनीषिजडयोः सद्रूपनीरूपयोः ।**
**श्रीमद्दुर्गतयोर्बलाबलवतोर्नीरोगरोगार्त्तयोः ॥**
**सौभाग्यासुभगत्वसंगमजुषोस्तुल्येऽपि नृत्वेऽन्तरं ।**
**यत्तत्कर्मनिबंधनं तदपि नो जीवं विना युक्तिमत् ॥ १॥**

( આ શ્લોકનો સ્પષ્ટાર્થ ઉપર જણાવી દીધો છે. )

બીજા શાસ્ત્રોમાં આ કર્મને અદૃષ્ટ કહીને વર્ણવ્યું છે, તેઓ એમ કહે છે. ૧ દેવ (૨) મનુષ્ય (૩) તિર્યંચ (૪) નારક આ બધામાં આત્માપણું તો એક સરખી રીતે રહ્યું છે, છતાં એક જીવ દેવ પણે ઉપજે, બીજો મનુષ્ય થાય, ત્રીજો તિર્યંચ થાય, અને ચોથો નારક થાય, આવી વિચિત્રતા (જૂદું જૂદું સ્વરૂપ) જેને લઇને થાય છે, તે કર્મ એવી બીજી સંજ્ઞા ( નામ )ને ધારણ કરાવનાર અદૃષ્ટનો પ્રભાવ જાણવો. આ કર્મ એક પ્રકારનું ન હોય, પણ ( ચિત્ર એટલે ) અનેક પ્રકારનું છે એમ શ્રી પંચસંગ્રહ વિગેરે અનેક કાર્મગ્રંથિક શાસ્ત્રોના આધારે કહી શકાય. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ—

**आत्मत्वेनाविशिष्टस्य, वैचित्र्यं तस्य यद्वशात् ॥**
**नरादिरूपं तच्चित्रमदृष्टं कर्मसंज्ञितम् ॥ १ ॥**

આ બાબતમાં પૌરાણિકો ( પુરાણુને માનનારાઓ ) પણુ આનાકાની કરતાજ નથી. તેઓ પણુ એમ સ્પષ્ટ જાહેર કરે છે કે (૧) નિધાનમાં ( ભંડારમાં ) જેવા ક્રમે પદાર્થો ગોઠવ્યા હોય, તે ક્રમે હાથમાં આવે, તેમ કર્મના ફલની બાબતમાં પણુ તેવુંજ છે. એટલે જેવા જેવા કર્મ કર્યા હોય, તેને અનુસારે તેવી તેવી બુદ્ધિ ( વિચાર ) ઉદ્ભવે છે ( થાય છે. ) (૨) હે યુધિષ્ઠિર ! મનુષ્યો જે પૂર્વે કરેલાં ( પ્હેલાં બાંધેલા ) કર્મ યાદ કરતા નથી તે દૈવ કહેવાય છે. એટલે કર્મના અદૃષ્ટ, દૈવ એ પર્યાયવાચક શબ્દો છે, એમાં અર્થભેદ લગાર પણુ નથી. (૩) આપણી ઉપર રાજી થયેલા ભાઈબંધ દોસ્તદાર આપણું ભલું કરે છે, અને ક્રોધાયમાન થયેલા દુશ્મનો આપણું બૂરૂં કરે છે, એમ માનવું એ ગેરવ્યાજબી છે. કારણકે આપણે જેવા કર્મ કરીએ તેવા ફલ પામીએ. કહેવત પણુ એમ કહે છે કે "વાવે તેવું લણે, ને કરે તેવું પામે" આ બાબતમાં પુરાવા આ પ્રમાણે જાણુવા.

यथा यथा पूर्वकृतस्य कर्मणः,
फलं निधानस्थमिवावतिष्ठते ॥
तथा तथा तत्प्रतिपादनोद्यता,
प्रदीपहस्तेव मतिः प्रवर्त्तते ॥ १ ॥

यद्यत्पुरा कृतं कर्म, न स्मरंतीह मानवाः ॥
तदिदं पाण्डव ज्येष्ठ!, दैवमित्यभिधीयते ॥ २ ॥

मुदितान्यपि मित्राणि, सुक्रुद्धाश्चैव शत्रवः ॥
न हीमे तत्करिष्यंति, यन्न पूर्वं कृतं त्वया ॥ ३ ॥

( આ ત્રણે શ્લોકોનો સ્પષ્ટાર્થ પહેલાં જણાવી દીધો છે)

બૌદ્ધદર્શનને માનનારા જીવો પણ કર્મના ફલને જરૂર સ્વીકારે છે. બૌદ્ધ પોતાના ભિક્ષુઓ ( શિષ્યો ) ને કહ્યું કે-- હે ભિક્ષુઓ ! આજથી એકાણુમા [1]કલ્પને વિષે મેં ભાલો મારીને એક પુરૂષને મારી નાંખ્યો હતો, તેનાથી જે કર્મ બંધાયું, તેના ઉદયથી ( ફલ રૂપે ) હાલ હું પગે વીંધાયો છું. આ બાબતમાં જુઓ પુરાવો આ પ્રમાણે છે.

**इत एकनवतौ कल्पे, शक्त्या मे पुरुषो हतः ॥**
**तेन कर्मविपाकेन, पादे विद्धोऽस्मि भिक्षवः ! ॥ १ ॥**

જે પદાર્થમાં વર્ણ ગંધ રસ સ્પર્શાદિ ગુણો રહેતા હોય, તે મૂર્ત્ત અથવા રૂપી કહેવાય, અને જેમાં વર્ણાદિ પૌદ્ગલિક ગુણો ન હોય, તે અમૂર્ત્ત અથવા અરૂપી કહેવાય.

પ્રશ્ન—કર્મ મૂર્ત્ત છે કે અમૂર્ત્ત ?

ઉત્તર—કર્મ એ મૂર્ત્ત પદાર્થ છે. કારણકે પૌદ્ગલિક પદાર્થ છે.

પ્રશ્ન—કર્મને અમૂર્ત્ત માનીએ, તો તેમાં વાંધો શો ?

ઉત્તર—કર્મને અમૂર્ત્ત ન માની શકાય, કારણ કે જો અમૂર્ત્ત માનીએ તો જેમ આકાશ વિગેરે અમૂર્ત્ત પદાર્થો આત્માને અનુગ્રહ (લાભ) અને ઉપઘાત ( ગેરલાભ ) ન કરી શકે, એમ કર્મથી પણ અનુગ્રહાદિ ન થવા જોઇએ, અને તેવા અનુગ્રહ વિગેરે તો પ્રત્યક્ષ દેખાય છે. તે આ પ્રમાણે:- સાતા વેદનીય કર્મના ઉદયથી જીવ સુખને અને અશાતાના

[1]–જૈનદર્શનમાં જેમ યુગ, પૂર્વ વિગેરે કાલના ભેદો જણાવ્યા છે, તેરો આ કાલ વિશેષ કહેવાય.

ઉદયથી દુઃખને અનુભવે છે, એમ બીજા કર્મોમાં પણ સમજવું. આ બાબતમાં શ્રી વિશેષાવશ્યકમાં કહ્યું છે કે—

**अन्ने उ अमुत्तं चिय, कम्मं मण्णंति वासणारूवं ॥**
**तं तु न जुज्जइ तत्तो, उवघायाणुग्गहाभावा ॥१॥**
**नागासं उवघायं, अणुग्गहं वावि कुणइ सत्ताणं ॥इत्यादि॥**

આ કર્મ પ્રવાહ ( તમામ જીવસમુદાય ) ની અપેક્ષાએ અનાદિ છે, એટલે જીવની સાથે તેનો સંબંધ અમુક ટાઇમે થયો, એમ ન કહી શકાય, માટે આદિ ( શરૂઆત ) વિનાનું કહેવાય, અને જો સાદિ માનીએ તો એમ થવું જોઇએ કે "પહેલાં જીવો કર્મરહિત હતા, ને પછી અકર્મક જીવને કર્મનો સંબંધ થયો" આવું અકર્મકપણું સિદ્ધોમાં પણ રહ્યું છે, તો તેમને પણ કર્મનો સંબંધ થવો જોઇએ, છતાં થતો તો નથી, અને જો એમ બને તો મુક્ત અને અમુક્તમાં ફરક શો ? આવો અનિષ્ટ પ્રસંગ થાય, માટે પ્રવાહની અપેક્ષાએ કર્મને સાદિ ન માનવું જોઇએ. કર્મ અનાદિ છે એમ કહ્યું એ વ્યાજબી છે. કહ્યું છે કે-"**अणाइयं तं पवाहेणं**"

પ્રશ્ન—એ પ્રમાણે જીવનો અને કર્મનો સંબંધ જો અનાદિ માનીએ તો તેનો વિયોગ શી રીતે થાય ?

ઉત્તર—ભલેને બંનેનો સંયોગ અનાદિ હોય, તો પણ સાધનને લઇને જીવ કર્મથી છૂટો થઇ શકે છે. આ બાબતમાં ખાણમાં રહેલા ( માટીમાં ભળેલા ) સોનાનું દૃષ્ટાંત યાદ રાખવા જેવું છે, તે આ પ્રમાણેઃ-ખાણમાં સોનાનો અને માટી ( પત્થર ) નો સંબંધ અનાદિ કાલથી છે, છતાં તેને જો અગ્નિ દ્વારા ધમાવીએ તો તરત કિટ્ટી જૂદી પડી જાય, અને સોનું પણ અલગ થઇ જાય છે. અહીં જેમ ધમનાદિ સાધનથી

સોનું પત્થરથી અલગ કરી શકાય છે, એમ ( સોના જેવો ) જીવ જ્ઞાન દર્શન ચારિત્ર ધ્યાન રૂપ અગ્નિ વિગેરે સાધનોની મદદથી ( પત્થર સમાન ) કર્મથી જૂદો થઇ શકે છે. આ બાબતમાં જુઓ પુરાવો આ પ્રમાણે છે. શ્રી વિશેષાવશ્યકની ૧૯૧૯ મી ગાથામાં કહ્યું છે કે—

जह इह य कंचणोवल–संयोगोऽणाइ संतइगओवि ॥
वुच्छिज्जइ सोवायं, तह जोगो जीवकम्माणं ॥१९१९॥

દશ દ્રષ્ટાંતે દુર્લભ એવા ઉત્તમ માનવ જીવનને પામીને આપણે વિચારવું જોઇએ કે કયા ઉપાયોથી પ્હેલાં કહેલાં સ્વરૂપવાલા કર્મનો સંબંધ દૂર કરી શકાય? પરમ કૃપાલુ પ્રભુદેવના પ્રવચનોમાં અનાદિ કર્મ સંબંધને દૂર કરાવનારા શ્રી સિદ્ધચક્રારાધન વિગેરે ઘણાં ઉપાયો બતાવ્યા છે. તે બધામાં મહા પ્રભાવ વિગેરે અનેક કારણોને લઇને શ્રી સિદ્ધચક્ર ( નવપદ )ની આરાધના મુખ્ય ગણાય છે. આમાં શ્રી જિનશાસનનું સર્વસ્વ સમાયેલું છે. આની આરાધના કરતાં દાનાદિની અને દેવાદિ ત્રિપુટીની પણ આરાધના થઇ જાય છે. અનંતા ભવ્ય જીવો સિદ્ધિપદ પામ્યા, પામે છે અને પામશે; એમાં સાધન તરીકે શ્રી સિદ્ધચક્રારાધન કહી શકાય. ચૌદ પૂર્વોમાંના દશમા શ્રી વિદ્યાપ્રવાદ નામના પૂર્વમાંથી શ્રી સિદ્ધચક્ર યંત્રનો ઉદ્ધાર થયો છે, આને આધારે નવે પદોની આરાધના કરાય છે. આરાધના અને ભક્તિમાં અર્થભેદ લગાર પણ નથી. માનવ જીવનને ઉચ્ચ કોટીમાં લાવવાની ઇચ્છા કોને ન હોય ? આવી ઇચ્છાવાલા ભવ્ય જીવોએ ભક્તિ માર્ગનું અવલંબન લેવું જોઇએ. કારણ કે જ્ઞાનગુણ પ્રતિપાતી (આવ્યા પછી ચાલ્યું પણ જાય) પણ

છે. અને ભક્તિ ગુણ તેવો નથી. એ તો અપ્રતિપાતી છે. એમ અનેક શાસ્ત્રોમાં કહ્યું છે. અભિમાન વિગેરે કારણોને લઇને જ્ઞાનગુણ નિષ્ફલ પણ જાય, પણ ભક્તિ ગુણ તો જરૂર સદ્‌ગતિ રૂપ ફલ આપેજ. તેમજ અન્ય દાર્શનિક સિદ્ધાંતોમાં ત્રણ પ્રકારના ચક્ષુ કહ્યા છે તે આ પ્રમાણે ૧ ચર્મચક્ષુ ૨ જ્ઞાન-ચક્ષુ ૩ દિવ્યચક્ષુ. આમાં દિવ્યચક્ષુ કોને હોય ? આ પ્રશ્નના જવાબમાં જણાવ્યું કે--"**दिव्यचक्षुर्ज्ञानिनो भक्तजनस्य च**" એટલે જ્ઞાનવંત અને ભક્તિપ્રધાન જીવનવાલા જીવોને દિવ્ય ચક્ષુ હોય પ્રસંગે એ પણ સમજી લેવું કે--ચર્મચક્ષુ બધા માનવોને સરખી હોય, અને અભ્યાસપ્રધાન જીવનવાલા જીવોને જ્ઞાન-ચક્ષુ હોય છે. આથી સમજી શકાય છે કે--ભક્તિમાર્ગ ઇષ્ટ-સિદ્ધિ કરાવનારા સાધનોમાં મુખ્ય સાધન છે, આને મનઃશુદ્ધિની સાથે ઘણોજ નિકટ સંબંધ છે, એટલે ચોખ્ખા દીલથી કરેલી ભક્તિ ઇષ્ટસિદ્ધિ પમાડે છે, અને મનઃશુદ્ધિ સંપાદન કરવાને માટે પદ્યમય પૂજા વિગેરે ઉત્તમ આલંબનોની તરફ જરૂર લક્ષ્ય રાખવું જોઇએ, કારણકે આમ કરતાં કરતાં પરિણામે ભવ્ય જીવો ધ્યેયાકાર થવા રૂપ અસંપ્રજ્ઞાત સમાધિ દશાને પણ થોડા કાલમાં પામી શકે છે. જે જે કાલમાં અને દેશમાં જે જે ભાષાનો વિશેષ પ્રચાર હોય તે તે ભાષાની પદ્યમય રચના વિશેષ લાભદાયક નીવડે છે. આ મુદ્દાથી પ્હેલાં પ્રાકૃતાદિ ભાષામાં નવપદ પૂજા વિગેરેની રચના થતી હતી. જેમાંની અનેક કૃતિઓ હાલ પણ દેખાય છે. આધુનિક આ તરફના જીવો ચાલુ ભાષામાં રચાયેલા પૂજાદિ સાધનોથી ભક્તિમાર્ગમાં આગળ વધશે આ ઇરાદાથી ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે અને પંડિત પ્રવર શ્રી પદ્મવિજયજી

ગણી વિગેરે મહાપુરૂષોએ શ્રી નવપદ વિગેરેની પૂજાઓ બનાવી. તે માર્ગને અનુસરીને મેં (આ શ્રી સિદ્ધચક્રપૂજાની રચના કરી છે. આમાં નામાદિ નિક્ષેપાની તરફ લક્ષ્ય રાખીને નવે પદોની સંક્ષિપ્ત બીના જણાવી છે. બાલ જીવોને તે સ્પષ્ટ સમજાય આ ઇરાદાથી આ પૂજાનો સ્પષ્ટાર્થ પણ દાખલ કર્યો છે.

(૧) નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ નિક્ષેપાના વિચારે દરેક પદનું યથાર્થ વર્ણન શું છે? (૨) કયા ક્રમે શ્રી અરિહંત મહારાજે અરિહંતપણું મેળવ્યું? (૩) પિંડસ્થ પદસ્થ અને રૂપસ્થ તથા રૂપાતીત અવસ્થાનું રહસ્ય શું? (૪) વીસે સ્થાનકોનું સ્વરૂપ વિસ્તારથી જાણવું હોય, તો કયા કયા ગ્રંથો જોવા જોઇએ? (૫) દીક્ષા લીધા પછી પ્રભુદેવને સાતમા અપ્રમત્ત વિગેરે ગુણસ્થાનકોમાં કર્મોના બંધ વિગેરે પ્રકારો કેટલાક પ્રમાણમાં હોય? (૬) ચોત્રીસ અતિશયોના વર્ણનનું મૂલસ્થાન કયું? (૭) દ્રવ્ય અરિહંત ક્ષપક શ્રેણીમાં કયા કયા ગુણસ્થાનકે શું શું કાર્ય કરીને એટલે કેટલી કેટલી કર્મ પ્રકૃતિઓનો ક્ષય વિગેરે કરીને તેરમા સયોગી ગુણસ્થાનકે આવે, અને ભાવ અરિહંત થાય? (૮) પ્રભુની દેશના કેવી હોય? (૯) શ્રી ભાવઅરિહંતને પાંચ ઉપમા આપીને થુણવા જોઇએ. આ ઉપમાઓનું વર્ણન કયા અંગ શાસ્ત્રમાં કર્યું છે? (૯) શ્રી ભાવ અરિહંત કયા ક્રમે સિદ્ધપણું પામે? (૧૦) ચૌદમા ગુણસ્થાનકે દ્વિચરમ સમય વિગેરેમાં કેટલી પ્રકૃતિ ખપાવે? (૧૧) શ્રી સિદ્ધપ્રભુના એકત્રીસ ગુણો કયા કયા? (૧૨) ભાવ સિદ્ધનું સ્વરૂપ શું? (૧૩) પ્રભુની ઉર્ધ્વગતિ થાય તેમાં દૃષ્ટાંત કયું? (૧૪) અધોગતિ અને તીર્ચ્છીગતિ ન થાય, તેનું શું કારણ? (૧૫) સિદ્ધશિલામાં પ્રભુનું સ્વરૂપ અને

સંસ્થાનાદિનુ વર્ણન કેવું સમજવું? (૧૬) સિદ્ધોને રજોહરણાદિ તો ન હોય, તો પછી તેમને ચારિત્ર કેવા પ્રકારનું હોય? મોટરગાડી વિગેરે સુખના સાધનો ત્યાં સિદ્ધશિલામાં ન હોય, તો પછી સિદ્ધોને સુખ કેવા પ્રકારનું હોય? (૧૭) શ્રી સિદ્ધ ભગવંતો કર્મ પુદ્ગલોને કેમ ન ગ્રહણ કરે? (૧૮) સિદ્ધનું સુખ અનુપમ છે એ કઇ રીતે? (૧૯) શ્રી આચાર્ય મહારાજના ૧૨૯૬ ગુણો કઇ રીતે થઇ શકે. (૨૦) તેમના અતિશયો કેટલા અને કયા શાસ્ત્રમાં કહ્યા છે? (૨૧) દરેક અંગમાં શું શું બીના કહી છે તે જાણવાનું સાધન શું? (૨૨) અતિપરિણામી અને અપરિણામી સાધુ વિરાધક થાય. તેનું સ્વરૂપ શું? (૨૩) ગુરૂકુલવાસમાં રહેવાથી કયા કયા ફાયદા થાય? (૨૪) આરાધક કોણ હોઈ શકે? (૨૫) સમ્યગ્દર્શન અને શ્રદ્ધાનું તથા ત્રણે કરણોનું રહસ્ય શું? (૨૫) દર્શન ગુણની ભાવના કઈ રીતે થઇ શકે? (૨૬) હું ભવ્ય કે અભવ્ય? આ બીના કઈ રીતે જાણી શકાય. (૨૭) કાર્મગ્રંથિક અને સૈદ્ધાંતિક વિચાર ભેદનું શું રહસ્ય સમજવું? (૨૮) ક્ષાયિક સમ્યગ્દષ્ટિ કૃષ્ણ વાસુદેવના પાંચ ભવોની ઘટના કઈ રીતે કરવી? તેમાં પુરાવો શો? (૨૯) તત્ત્વો નવ માન્યા એમાં આગમ પ્રમાણથી અને યુક્તિથી કયા કયા વિચારો જાણવા જોઇએ? (૩૦) સમ્યગ્દષ્ટિ જીવોની પ્રવૃત્તિ અને સ્વરૂપ શું? અને તેમની ભાવના કેવી હોય? (૩૧) નામ નિક્ષેપાદિ ચારનું સ્પષ્ટ સરલ સ્વરૂપ શું? (૩૨) શ્રી સ્થાનાંગ અને શ્રી ભગવતીનું ટૂંક તત્ત્વ શું સમજવું? (૩૩) સમ્યગ્જ્ઞાનનો પ્રભાવ શો? એવું જ્ઞાન કોણે શાથી મેળવ્યું? અને તેની ઐતિહાસિક દૃષ્ટિએ કઈ કઇ હકીકત જાણવા જેવી છે?

(૩૪) ચૌદ પૂર્વોમાં દરેક પૂર્વ કઇ કઇ બીનાથી ભરેલું હતું? દરેક પૂર્વના પદ કેટલા કેટલા સમજવા? તથા પૂર્વ એ શી વસ્તુ છે? (૩૫) શ્રી આર્યરક્ષિતજીએ કેટલી ઉંમરે દીક્ષા લીધી? (૩૬) શ્રી વજ્રસ્વામિજી મહારાજની જન્માદિની બીના કઈ સાલમાં થઈ! (૩૭) મોક્ષમાર્ગની આરાધનામાં કેવા ઉત્તમ જ્ઞાન ક્રિયા કઇ રીતે મદદ કરે છે? (૩૮) સમ્યગ્જ્ઞાનનું રહસ્ય શું? (૩૯) પાંચ જ્ઞાનનો ચાલુ ક્રમ કયા મુદ્દાથી રાખ્યો છે? (૪૦) કેવલજ્ઞાન થાય, ત્યારે પ્હેલાંના જ્ઞાન હોય કે નહિ? (૪૧) ચારિત્ર ગુણનો આવિર્ભાવ કઈ રીતે ક્યારે થાય? (૪૨) ખરૂં સુખ શેમાં છે. એમાં યોગ્ય દૃષ્ટાંત કયું? (૪૩) ત્યાગ ધર્મની મહત્તા કઈ અપેક્ષાએ છે? (૪૪) સનત્કુમાર ચક્રવર્તિના જીવનને અંગે જાણવા જેવા ૧૪ બોલ કયા કયા? (૪૫) પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયહીર સૂરીશ્વરજી મહારાજથી માંડીને મારા દાદા ગુરૂ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય મહા પરમોપકારી શ્રી વૃદ્ધિચંદ્રજી (શ્રીમદ્‌વૃદ્ધિ વિજયજી) મહારાજ સુધીના બધા મહા પુરૂષોના જન્મ વિગેરે કઈ સાલમાં થયા? વિગેરે પ્રશ્નનો ખુલાસો આ પૂજા વાંચનારને જરૂર મલી શકશે.

ભવ્ય જીવો નવપદમય શ્રી સિદ્ધચક્ર ભગવંતનું યથાર્થ સ્વરૂપ સમજીને પરમ ઉલ્લાસથી સાત્ત્વિકી પૂજાદિ વિધાન જાળવે, અને તન્મય બની કર્મ કલંકને દૂર કરી પરમાનંદ મય મુક્તિપદ પામે. એજ હાર્દિક ભાવના.

નિવેદકઃ—

શ્રુતયોગસંપત્સંપાદક પરમોપકારિ પરમ ગુરૂ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર કિંકર વિનેયાણુ વિજય-પદ્મસૂરિ.

# અનુક્રમણિકા

॥ ॐ नमः श्री सिद्धचक्राय ॥

શ્રી નેમિપદ્મ ગ્રંથમાલા પુષ્પ—૫

છંદોબદ્ધ ગૌર્જર સાનુવાદ અર્થ સહિતં

# ॥ શ્રી કદંબસ્તોત્રમ્ ॥

॥ મૂલકારઃ—પરમગુરૂ પરમોપકારિ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજ શ્રી વિજય-નેમિસૂરીશ્વર પટ્ટાલંકાર પરમપૂજ્યાચાર્ય શ્રી વિજયોદય સૂરીશ્વર પટ્ટાલંકારાચાર્યશ્રી વિજયનંદનસૂરિઃ ॥

છંદોબદ્ધસાર્થ ગૌર્જર અનુવાદના બનાવનાર સુગૃહીત નામધેય પરમોકારિ પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વર ચરણ-કિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિઃ

卐

॥ પ્રકાશક ॥

શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભાના કાર્યવાહક

શા. ઇશ્વરદાસ મૂલચંદ

જેણે આ ગ્રંથ છપાવ્યો તે

# શ્રી જૈન ગ્રન્થ પ્રકાશક સભા.

પરમ પૂજ્ય પૂર્વાચાર્ય વિગેરે મહાપુરૂષોએ બનાવેલા દ્રવ્યાનુયોગાદિમય અપૂર્વ ગ્રન્થો તથા ન્યાય વ્યાકરણાદિના ગ્રન્થો છપાવી જૈન સમાજ વિગેરેને વિના મૂલ્યે કે અલ્પ મૂલ્યે અપૂર્વ લાભ આપવા. આ ઇરાદાથી આ સભાએ અત્યાર સુધીમાં સટીક ન્યાય ખંડન ખાદ્ય, ન્યાયાલોક, સંબોધ પ્રકરણ હેમધાતુમાલા, જૈનમુક્તાવલિ, ધાતુરત્નાકર, દેશવિરતિ જીવન-સહિત શ્રી શ્રાવક ધર્મજાગરિકા વિગેરે અનેક ઉપયોગી ગ્રંથો છપાવી બહાર પાડ્યા હતા. ત્યારબાદ કલિકાલમાં પણ કલ્પ-વૃક્ષની જેવા શ્રી સિદ્ધચક્રના યથાર્થ સ્વરૂપને ટૂંકમાં જણાવ-નારી **સ્પષ્ટાર્થસહિત શ્રી સિદ્ધચક્ર** પૂજા શ્રી સિદ્ધચક્રની આરાધના કરનાર રત્નની ખાણ જેવા પૂજ્ય શ્રી સંઘને ઘણીજ લાભદાયી છે, એમ જાણીને આ સભાના કાર્યવાહક દેવ ગુરૂ ધર્માનુરાગી શા. ઇશ્વરદાસ મૂલચંદની દેખરેખમાં સભાએ છપાવી છે. આમાં કોઇની પણ આર્થિક સહાય નહિ હોવાથી તેની યોગ્ય કિંમત રાખવી પડી છે. તે તથા બીજા અહીં લીસ્ટમાં જણાવેલા ગ્રન્થો "શ્રી જૈન ગ્રન્થ પ્રકાશક સભા, ઠે. પાંજરાપોળ, જ્ઞાનશાળા. શા. મોતીચંદ ડુંગરસી વખારીયા" આ સરનામે મળી શકશે.

સ્તંભતીર્થ નિવાસી

**શા. ચંદુલાલ ઉમેદચંદ**

ન્યાયવાચસ્પતિ શાસ્ત્ર વિશારદ કવિરત્ન

## આચાર્ય મહારાજ શ્રી વિજયનંદન સૂરીશ્વરજી

જન્મ-વિ૦ સં૦ ૧૯૫૫ કાર્તિક વદિ-૧૧ બોટાદ દીક્ષા-વિ૦ સં૦ ૧૯૭૦ મહાસુદ૨



ગણિપદ-વિ૦ સં૦ ૧૯૮૦ વૈશાખ સુદિ ૧૧-અમદાવાદ

પંન્યાસપદ વૈશાખ વદિ ૬-અમદાવાદ

ઉપાધ્યાયપદ વિ૦ સં૦ ૧૯૮૩ વૈશાખ સુદિ ૫-અમદાવાદ

આચાર્યપદ વિ૦ સં૦ ૧૯૮૩ વૈશાખ સુદિ ૧૦-અમદાવાદ

Krishna Printery, Ahmedabad.

# ॥ શ્રી વિજયપદ્મસૂરિકૃત ગ્રંથાવલી ॥

૧. શ્રાવક ધર્મજાગરિકા સાર્થ
૨. દેશ વિરતિજીવન
૩. શ્રી સિદ્ધચક્ર પૂજા–સ્પષ્ટાર્થ સહિત
૪ શ્રી મહાવીર પંચકલ્યાણક પૂજાદિ સંગ્રહ

( આમાં ૧. શ્રી મહાવીર પંચ કલ્યાણક પૂજા
૨. શ્રી સિદ્ધચક્ર પૂજા
૩. જિનસ્તવન ચોવીશી
૪. શ્રી સ્તંભપ્રદીપ
૫. શ્રી તીર્થાદિ સ્તવન સંગ્રહ
૬. શ્રી મહાવીર પંચકલ્યાણક ઢાલ સંગ્રહ
૭. વૈરાગ્ય પચ્ચીશી, દાખલ કરેલ છે.

૫. શ્રી સિંદૂર પ્રકર છંદોબદ્ધ અનુવાદ અર્થ સહિત
૬. પદ્મ સ્તવનમાલા
૭. નેમિપદ્મ સ્તવનમાલા
૮. કલ્યાણકમાલા
૯. શ્રી કદંબસ્તોત્ર ગુજરાતી છંદોબદ્ધ અનુવાદ અર્થ સહિત.
૧૦. પદ્મતરંગિણી–આમાં (૧) ભાવનાષોડશક, (૨) વિવિધ ઉત્તમ ભાવના, (૩) ભાવના પંચાશિકા, (૪) ભાવના ષટ્ત્રિંશિકા, (૫) સ્તુતિ પંચાશિકા, (૬) સંવેગમાલા–દાખલ કરેલ છે.
૧૧. સંવેગમાલા અર્થ સહિત.

## છપાતા ગ્રંથો

૧ ભાવના કલ્પલતા
૨ દેશના ચિંતામણી.
૩ સ્તોત્ર પ્રદીપ.
૪ પ્રાકૃત સ્તોત્ર પ્રકાશ.

॥ विद्यागुरु श्रुतादिपाठक परमोपकारि आचार्य महाराज श्री

# विजयोदय सूरीश्वर स्तोत्रम् ॥

॥ आर्यावृत्तम् ॥

नत्वा कदंबतीर्थेशं—नेमिसूरीश्वरं गुरुं ॥
श्रुतदोदयसूरीशं, संस्तवीम्युपकारिणम् ॥ १ ॥

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

सज्ज्ञानादि गुणाय कोविदसभाविख्यातसत्कीर्त्तये ।
मान्यप्राज्ञसमूहवन्द्यचरणाम्भोजाय सद्योगिने ॥
सद्व्याख्यान कलाय तीक्ष्णमतये पूज्याय पूज्यैरपि ।
गच्छेशोदयसूरये प्रशमिने तस्मै नमोऽनारतम् ॥२॥

निःशेषस्वपरागमार्थगहनैदंपर्यसद्भेदिनम् ।
श्रीसंघोन्नतिकारकं मुनिततिज्येष्ठं मनोज्ञक्रियम् ॥
भव्योद्धारसमीहया श्रुतमहादानं ददानं सदा ।
निर्मानं गुरुभक्तितीव्रधिषणाचार्योदयं संस्तुवे ॥३॥

दक्षं दातुमुदारशास्त्रगहनप्रश्नोत्तरान्प्रस्फुटान् ।
निर्देशं त्रिदशेन्द्रचक्रिविनुताङ्घ्र्यम्भोज—
पूज्यार्हताम् ॥

कार्यौघं विदधानमस्तकलुषं हर्षात्पुरस्कृत्य च ।
सद्ध्यानप्रणयं प्रमादरहितं सद्भावनाभावितं ॥४॥

उत्सर्गेतरमार्गयोग्यघटनान्यासादिषड्दर्शने,
नैपुण्योपगतं स्वधर्मरसिकं वादीभकण्ठीरवम् ॥
गूढार्थानुगतानुयोगरचनाऽऽविर्भावकं निःस्पृहं ।
भाषातत्त्वविवेचकं निजगुणारामे नितान्तं रतं ॥५॥

कल्याणाभिनिवेशसाध्यकुशलं सत्स्मारणाद्युद्यमम् ।
शिष्टाचारमशेषदोषरहितं प्राराधयन्तं मुदा ॥
भीमेऽस्मिन्भववारिधौ प्रगतिमद्भव्याङ्गिनां श्रेणये ।
यच्छन्तं च तरीनिभां करुणया सद्देशनां पेशला ॥६॥

॥ द्रुतविलंबितवृत्तम् ॥

परमसंयममंडनभूषितं, प्रमुदिताशयशांतिगृहाननम् ।
जिनपशासनभासन तत्पर-मुदयसूरिमहं सततं स्तुवे ७

॥ आर्यावृत्तम् ॥

संज्ञावेदनिधीन्दुप्रमिते संवत्सरे सिते पौषे ॥
श्रीमत्स्तंभनतीर्थे, ये जाता द्वादशी दिवसे ॥८॥

दीक्षां देवाग्रामे, युगलेश्यानिधिविधु प्रमितवर्षे ॥
वैशाखे सितषष्ठ्यां, येभ्योऽदुर्नेमिसूरिवराः ॥ ९ ॥

निधिलेश्यानंदशशि–प्रमिते संवत्सरे शुभाषाढे ॥
श्वेतनवम्यां येभ्यः, कर्पटवाणिज्यके गुरुणा ॥१०॥

दत्तं प्रज्ञांशपदं, नेत्रांबुधिनिधिनिशाकरप्रमिते ॥
वर्षे कृष्णे पक्षे, शुद्धतृतीयादिने गुरुणा ॥ ११ ॥

वाचकपदं प्रदत्तं, मरुधरदेशीय सादडीग्रामे ॥
मृगशीर्षकृष्णपक्षे, चंगमुहूर्त्ते तृतीयायां ॥ १२ ॥

श्रीनेमिसूरिगुरुणा, निधिवार्धिनवेन्दुवर्षवैशाखे ॥
ये श्रीस्तंभनतीर्थे, आचार्यपदान्विता विहिता ॥१३॥

तानुदयसूरीशान्, धन्या बहुमानतो प्रसेवन्ते ॥
तत्त्वपरीक्षाप्रमुखाः, यैः ग्रंथा विरचिता बहवः ॥१४॥

शिल्पज्योतिर्योग–ग्रंथानुभवा कृपालवो विज्ञाः ॥
ते सूरयो जयंतु, विहितानेकाञ्जनशलाकाः ॥१५॥

इषुनंदनिधानेन्दु–प्रमिते नाभेयपारणादिवसे ॥
श्रीमदहमदाबादे, रचितं पद्येन स्तोत्रमिदम् ॥१६॥

## ॥ पूज्य आचार्य श्री नंदनसूरिस्तोत्रम् ॥

॥ आर्यावृत्तम् ॥

पणमिय थंभणपासं, वंदिय गुरुनेमिसूरिचरणकयं ॥
थुणिमो णंदणसूरिं, गुणरयणसमुद्दसारिच्छं ॥ १ ॥

इसुकरणणिहिंदुसमे, वरकत्तिय कण्हपक्खणुगयाए ॥
इक्कारसीवरदिणे, भावनयरपंतमज्झगए ॥ २ ॥

वरबोटादग्गामे, धम्मिय सा हेमचंद जणयस्स ॥
सिरिजमणामाआए, कुच्छीए जो समुप्पण्णो ॥३॥

सिद्धणरुत्तमणामं, जणणीजणयाइएहि संठवियं ॥
कमसो विहियब्भासो, जाओ सो पंचदसवरिसो ॥४॥

गयणिसिणंदिदुसमे, माहविईयाइ पुण्णवेरग्गा ॥
वरदिक्खं गिण्हित्ता, णंदणविजया पसोसत्तं ॥५॥

सिरिनेमि सूरिगुरुणो, तवगच्छगयणदिणेससूरिसस्स ।
पण्णासोदयगणिणो—संपडिवण्णा विणेयत्तं ॥६॥

णहकरिणिहिंदुवरिसे, माहवमासे समुज्जले पक्खे ॥
इक्कारसीइ पुण्णो—च्छवे पवररायणयरंमि ॥ ७ ॥

सिरिनेमिसूरिगुरुणा—गणिपयमेसिं पहाणगुणकलियं॥
दिण्णं सुहछट्ठीए, पण्णासपयं च किण्हाए ॥ ८ ॥

गुणकरिणिहिंदुवरिसे, माहवसियपंचमोइ सुहयाए॥
वायगपयं पदिण्णं, जइणउरी रायणयरम्मि ॥ ९॥

आयरियपयं दिण्णं, रायणयर साहिबागमज्झंमि ॥
णंदणसूरी जाया, विजओदयसूरिपट्टंमि ॥ १० ॥

विहियाणेगग्गंथा, कइरयणोवाहिभूसिया विउहा ॥
णिच्चं णंदणसूरी, पगइपसंता पणंदंतु ॥ ११ ॥

सरणिहिणंदिंदुसमे, पढमजिणेसवर पारणादियहे ॥
णंदणसूरित्थवणं, विहियं पोम्मेण हिट्ठेणं ॥ १२ ॥

---

તપોગચ્છાધિપતિ–શાસનસમ્રાટ–સૂરિચક્રચક્રવર્ત્તિ જગદ્‌ગુરૂ–આચાર્ય
મહારાજશ્રી વિજયનેમિસૂરિશ્વર ચરણ કિંકર વિનેયાણુ–વિજયપદ્મસૂરિ



જન્મ વિ૦ સં૦ ૧૯૫૫ વૈશાખ સુદ ૩ અમદાવાદ
દીક્ષા વિ૦ સં૦ ૧૯૭૧ માગશર વદ ૫ તલાજા (શોભાવડ)
ગણિપદ વિ૦ સં૦ ૧૯૮૨ ફાગણ વદ ૫ પાટણ
પંન્યાસપદ વિ૦ સં૦ ૧૯૮૨ ફાગણ વદ ૧૧ પાટણ
ઉપાધ્યાયપદ વિ૦ સં૦ ૧૯૮૮ મહા સુદ ૫ સેરીસામહાતીર્થ
આચાર્ય પદ વિ૦ સં૦ ૧૯૯૨ વૈશાખ સુદ ૪ અમદાવાદ

Krishna Printery, Ahmedabad.

॥ ॐ नमो तित्थस्स ॥

# ॥ પ્રસ્તાવના ॥

ધર્મવીર પ્રિયબંધુઓ! (૧) દરેક ગ્રંથમાં શી શી બીના જણાવેલી છે? (૨) આ ગ્રંથ બનાવવાનું શું કારણ? તથા (૩) આ ગ્રંથની બીના જાણવાને કયા જીવો અધિકારી છે? (૪) ગ્રંથને ભણવાથી લાભ શો? (૫) ગ્રંથકાર કોણ છે? વિગેરે જરૂરી બીના ટૂંકામાં સમજવા માટે પ્રસ્તાવના જરૂરી ગણાય છે. બીજી રીતે એમ પણ કહી શકાય કે-આખા ગ્રંથનો ટૂંક સાર જેમાં કહ્યો હોય તે પ્રસ્તાવના કહેવાય. જે ગ્રંથની ઉપર પ્રસ્તાવના લખવાની હોય, તે ગ્રંથનો શરૂઆતમાં દીર્ઘદૃષ્ટિથી વિચાર કરવો જોઇએ. તેમાં ગ્રંથકારની બીના તરફ પણ જરૂર લક્ષ્ય દેવું પડે છે. આવી પદ્ધતિને અનુસારેજ લેખક પ્રસ્તાવના લખે છે. બુદ્ધિશાલી વાચક વર્ગને ઉપર જણાવેલી હકીકત ધ્યાનમાંજ હોય છે, તેથી તે શરૂઆતમાં ગ્રંથની પ્રસ્તાવના વાંચીને તેનું રહસ્ય થોડા ટાઇમમાં મેળવી શકે છે.

યાદ રાખવું જોઇએ કે પ્રસ્તાવના વિનાનો ગ્રંથ અધૂરો કહી શકાય. આથી સહજ સમજી શકાય છે કે દરેક ગ્રંથની શરૂઆતમાં પ્રસ્તાવના હોવી જોઇએ. આ નિયમ પ્રમાણે આ કદંબ સ્તોત્રની બાબતમાં પણ (૧) સ્તોત્રનું નામ કદંબસ્તોત્ર પાડયું એમાં શું કારણ? (૨) એમાં કઇ કઇ બીના કેવા રૂપમાં કયા ટાઇમની વર્ણવી છે? (૩) અનુવાદ છંદોબદ્ધ અર્થ સહિત કરવાનું શું કારણ? (૪) સંસ્કૃતમાં મૂલ સ્તોત્ર

બનાવનાર કોણ? અને અનુવાદ કરનાર કોણ? બંને જણાએ કઇ સાલમાં સ્તોત્રાદિની રચના કરી? વિગેરે બીના જણાવવા માટે પ્રસ્તાવના ખાસ જરૂરી છે. તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી.

૧ આ સ્તોત્રમાં શ્રી કદંબગિરિની અને કદંબગણધર મહારાજા વિગેરેની ઉપયોગી બીના જણાવેલી છે. આથી આ સ્તોત્રનું નામ 'કદંબસ્તોત્ર' રાખ્યું છે. (૨) પ્રાચીન કાલમાં આ ગિરિની સ્થિતિ કેવી હતી અને હાલ કેવી સ્થિતિમાં છે તે જણાવવા ઉપરાંત ધર્મોદ્યાન, કદંબવિહાર, કાદંબા નદી વિગેરેનું પણ વર્ણન જણાવ્યું છે. પ્રસંગોપાત કર્ત્તાએ સાત્ત્વિકી ભક્તિના ઉભરા (ઉદ્‌ગારો) પણ દર્શાવ્યા છે. જે આત્મ રમણતા વધારવામાં જરૂર મદદગાર થાય તેવા છે. આ બધી બીનાનું મૂલસ્થાન શ્રી ધનેશ્વરસૂરિ મહારાજે રચેલું શ્રી શત્રુંજય મહાત્મ્ય છે. શાસ્ત્રકાર ભગવંતે ભક્તિનો લય વધારવા નમ્ર ભવ્ય જીવોને માટે જે જે આલંબનો બનાવ્યા છે, તેમાં અનુકૂલ છંદોબદ્ધ રચના પણ અપૂર્વ આલંબન તરીકે ગણાવી છે. આજ ઇરાદાથી કર્ત્તાએ સંસ્કૃતમાં છંદોબદ્ધ રચના પસંદ કરી છે. તેમાં શિખરિણી રાગ અસ્થિર મનને સ્થીર અને શાંત કરે છે, વિગેરે રહસ્ય ધ્યાનમાં લઇને કર્ત્તાએ ઘણે સ્થલે શિખરિણી રાગ રાખ્યો છે. જેવી રીતે તે ગ્રંથકાર તીર્થ ભક્તિદ્વારા કર્મ નિર્જરાદિ અનેક લાભ મેળવે, એમ બીજા ભવ્ય જીવોને તેવો લાભ પમાડવાની ખાતર કર્ત્તાએ આ સંસ્કૃત સ્તોત્રની રચના કરી છે. (૩) સંસ્કૃત ભાષાના બીનપરિચય વાળા ભવ્ય જીવો ચાલુ ભાષામાં ગિરિરાજનો

મહિમા સમજે અને ભક્તિ પ્રધાન જીવન પામે, આ ઇરાદાથી અને પરમોપકારી શ્રી ગુરૂ મહારાજ સાહિબની આજ્ઞાથી તથા શેર દલાલ જેસંગભાઈ કાલીદાસ, તથા શા. ઇશ્વરદાસ મૂલચંદની વિનંતીથી મેં સરલમાં સરલ હરિગીત છંદમાં આ સ્તોત્રનો અર્થ સહિત અનુવાદ કર્યો છે. (૪) સંસ્કૃત સ્તોત્ર બનાવનાર ન્યાય વાચસ્પતિ શાસ્ત્ર વિશારદ કવિરત્ન આચાર્ય મહારાજ શ્રી વિજયનંદન સૂરિજી મહારાજ છે. અને તે મારા આત્મોદ્ધારક પરમ ગુરૂ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર વિદ્યાગુરૂ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય પરમોપકારિ આચાર્ય મહારાજ શ્રી વિજયોદય સૂરિજી મહારાજના પટ્ટધર શિષ્ય થાય. તેઓ શ્રી સંસારી અવસ્થામાં બોટાદના રહીશ દેવ ગુરૂ ધર્માનુરાગી શેઠ. હેમચંદ શામજીભાઈના સધર્મચારિણી (ધર્મ પત્ની) જમનાબાઈના કુલ દીપક પુત્ર હતા. પરમ ગુરૂ મહારાજની વૈરાગ્યમય દેશના સાંભળીને તેઓશ્રીએ (મૂલ નામ નરોત્તમભાઇએ) ૧૯૭૦ ના માહ સુદી બીજે દીક્ષા લીધી. એટલે વિ૦ સં૦ ૧૯૫૫ ના કાર્ત્તિક વદી ૧૧ના જન્મ દિનથી માંડીને વિચારીએ તો સોલમા વરસે તેમણે ભાગવતી પ્રવ્રજ્યા ગ્રહણ કરીને મુનિરાજ શ્રી નંદનવિજયજી થયા. બુદ્ધિ સારી હોવાથી ન્યાય વ્યાકરણાદિનો અભ્યાસ અલ્પ સમયમાં પૂરો કર્યો. તે દરમ્યાન સ્તોત્રભાનુ, બે કર્મ ગ્રંથની ટીકા, સૂરિસ્તવશતક વિગેરે ગ્રંથો પણ બનાવ્યા. અનુભવ સિદ્ધ કહી શકું છું કે આ બધું પરમ ગુરૂ મહારાજની ભક્તિના પ્રભાવેજ થયું છે. મારા પરમોપકારી ગુરૂ મહારાજે તેમને તમામ યોગોદ્વહનાદિ વિધાન કરાવીને શ્રી રાજનગરમાં વિ૦ સં૦ ૧૯૮૦ ના વૈશાખ

સુદી અગીઆરસે ગણિપદ અને વૈશાખ વદિ છટ્ઠે પંન્યાસપદ તથા વિ૦ સં૦ ૧૯૮૩ વૈ૦ સુ૦ પાંચમે ઉપાધ્યાયપદ અને વૈ૦ સુ૦ દશમે આચાર્યપદ દઇને પોતાના પટ્ટધર પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયોદયસૂરિજી મહારાજના પટ્ટધર બનાવ્યા. ત્યાર બાદ સમુદ્ઘાત તત્ત્વ અને આ શ્રી કદંબસ્તોત્ર એમ બે ગ્રંથો બનાવ્યા.

છંદોબદ્ધ અનુવાદમાં રચનાની સાલ સ્થલ જણાવવા પૂર્વક દર્શાવી છે.

ભવ્ય જીવો આ સ્તોત્રનો ભાવ સમજીને ગિરિરાજની તીર્થભકિતમાં લીન બને, અને પરિણામે આત્મરમણતાના સાધનો સેવીને મુકિતપદ પામે. એજ હાર્દિક ભાવના.

નિવેદકઃ-

| | |
|---|---|
| **રાજનગર સં. ૧૯૯૫**<br>વૈ. સુ. ૩ (અખાત્રીજ) | શ્રુતયોગ સંપત્સંપાદક મદીયાત્મોદ્ધારક પરમગુરૂ આચાર્યમહારાજ **શ્રી** **વિજયનેમિસૂરીશ્વર ચરણકિં-** **કર વિજયપદ્મસૂરિઃ** |



॥ શ્રી સેરીસા પાર્શ્વનાથાય નમઃ ॥

પરમોપકારી પૂજ્યપાદ આચાર્ય મહારાજ
શ્રીમદ્ વિજયનેમિસૂરીશ્વર વિનેયાણુ
વિજયપદ્મસૂરિ પ્રણીતા

# શ્રી સિદ્ધચક્ર પૂજા

## (નવ પદ પૂજા)

॥ સ્પષ્ટાર્થ-સમન્વિતા ॥

卐 卐 卐

કર્તા ત્રણ શ્લોકથી મંગલાચરણ કરે છે:—

દૂહા.

**શ્રી સ્તંભન પતિ પાસજી, જગતીતલ શણગાર;**
**વર્તમાન વિભુશાસને, મહાવીર જયકાર. ૧**

અર્થ—પૃથ્વીતલના શણગાર રૂપ [ખંભાત નગરમાં બિરાજમાન] **શ્રી સ્તંભન પાર્શ્વ** જિનેશ્વર જયવંતા વર્તો, તથા શ્રી વર્તમાન કાળમાં પ્રભુના શાસનમાં **શ્રી મહાવીર** જિનેશ્વર જયવંતા વર્તો [એ બે પ્રભુના નામસ્મરણરૂપ આ ગ્રંથનું મંગલાચરણ જાણવું.] ॥ ૧ ॥

**વિજયનેમિસૂરીશ્વરૂ, સદ્ગુરૂ ગુણભંડાર;**
**અવલંબન કલિકાલમાં, અતિશયના ધરનાર. ૨**

**અર્થ**—ગુણના ભંડાર તથા કલિયુગમાં ભવ્ય જીવોને ધર્મપ્રાપ્તિમાં આલંબન ભૂત અને આચાર્યપદ યોગ્ય અતિશયોના ધરનાર મારા [આ ગ્રંથના કર્તા શ્રી વિજયપદ્મસૂરીશ્વરના] સદ્ગુરૂ આચાર્ય મહારાજ **શ્રી વિજયનેમિસૂરીશ્વરજી** મહારાજને અને ॥ ૨ ॥

**મતવારણ હરિકલ્પ તે, અનેકાન્ત શ નિશાંત;**
**પ્રણમી ગુણસું ભાવસું, સિદ્ધચક્ર ગુણજાત. ૩**

**અર્થ**—અનેક મતમતાન્તર અથવા એકાન્ત મતવાદી રૂપ હસ્તિઓનો પરાજય કરવામાં સિંહ સરખા અને અપૂર્વ આત્મિક સુખના ઘર (સ્થાન) જેવા શ્રી તીર્થંકરદેવે પ્રકાશેલા શ્રી અનેકાંત (જૈન) દર્શનને નમસ્કાર કરીને સિદ્ધચક્રના [શ્રી નવપદના] ગુણ સમૂહને [શ્રી અરિહંતાદિ નવપદના ગુણોને] હું સ્તવીશ. ॥ ૩ ॥

હવે નવ પદના નામ જણાવે છે:—

**પણ પરમિટ્ઠ ધુરે નમો, દરિસણ નાણ ચરિત્ત;**
**તપ શંબલ શિવ પંથનું, નવપદ પાઠ પવિત્ત. ૪**

**અર્થ**—નવ પદોની શરૂઆતમાં પાંચ પરમેષ્ઠી [અરિહંત–સિદ્ધ–આચાર્ય–ઉપાધ્યાય–સાધુ]ને નમસ્કાર કરે છે, અને ત્યાર બાદ દર્શન જ્ઞાન ચારિત્ર ને તપ એ ચારને [ચાર ગુણ પદોને] નમસ્કાર છે, એ પ્રમાણે એ નવપદનો પાઠ મહા

પવિત્ર અને મોક્ષ માર્ગે જતા ભવ્ય પ્રાણીને ભાતા [ સાથે રાખેલા ભોજન ] સરખો છે. ॥ ૪ ॥

શ્રી નવપદની પૂજા કરવાનું કારણ કહે છે:—

**ભાવ ચતુર્વિધ ધર્મમાં મુખ્ય હેતુ તસ ચિત્ત;**
**તસુ નિગ્રહ કારણ ગણે, નવપદ પૂજન વિત્ત. ૫**

**અર્થ**—[ દાન–શીલ–તપ–ભાવ એ ] ચાર પ્રકારના ધર્મમાં ભાવ એ મુખ્ય ધર્મ છે, અને એ ભાવની ઉત્પત્તિમાં ચિત્ત–મન એ મુખ્ય કારણ છે, અને તે મનને નિગ્રહ કરવાના [ દમન કરવાના ] કારણ સમૂહમાં [ અનેક કારણોમાં ] નવપદની પૂજા એ મુખ્ય કારણ જાણવું. ( અર્થાત્ અનાદિ કાળથી પાપ માર્ગમાં નિરંકુશપણે પ્રવર્તતા મનરૂપી હાથીને વશ કરવા માટે ( મનને ધર્મના રસ્તે દોરવા માટે ) શ્રી સિદ્ધચક્રની પૂજા મુખ્ય કારણ છે. ) ॥ ૫ ॥

હવે નવપદની સ્તુતિ વિગેરે કરવાનો લાભ દાખલો દઇને સમજાવે છે:—

**નૃપ શ્રીપાલ તણી રે, ચિત્ત ધરી બહુમાન;**
**ઋદ્ધિ સિદ્ધિ અનુકૂલતા, કરતાં સ્તુતિ પ્રણિધાન. ૬**

**અર્થ**—ચિત્તમાં બહુમાન ધરીને શ્રી સિદ્ધચક્ર ભગવાનની સ્તુતિ તથા પ્રણિધાન (મન વચન કાયાની એકાગ્રતાવાળું ધ્યાન) કરતાં શ્રીપાલ રાજાની પેઠે ભવ્ય જીવો સર્વ પ્રકારની ઋદ્ધિ [રાજ્યસુખ સૌભાગ્ય આદિ પૌદ્ગલિક ઋદ્ધિઓ] તથા સર્વ પ્રકારના મનોવાંછિત કાર્યની સિદ્ધિ ( ફલવું ) અને સુખ સામગ્રીની તથા ધર્મ આરાધનની અનુકૂળતાઓ ( અનુકૂળ

સંયોગો મેળવે છે. અથવા શ્રીપાલ રાજાએ પોતાના ચાલુ ભવમાં રાજ્યઋદ્ધિ વગેરે મેળવી, અને નવમા ભવે ચારિત્ર સંબધી ઋદ્ધિઓ અને સિદ્ધિઓ [[1] આમર્ષૌષધિ આદિ ઋદ્ધિ અને અણિમાદિ સિદ્ધિઓ] પ્રાપ્ત કરી તેમ શ્રી સિદ્ધચક્રના આરાધક ભવ્ય જીવો લૌકિક ઋદ્ધિ સિદ્ધિઓને મેળવીને લોકોત્તર ઋદ્ધિ સિદ્ધિઓ પણ જરૂર મેળવે છે. ॥ ૬ ॥ ઇતિ પીઠિકા.

## ॥ ૧ ॥ શ્રી અરિહંત પદ પૂજા. ॥

આરાધનનું સ્વરૂપ જણાવે છે:—

દૂહા

**નવપદ આરાધન તણું, મૂલ જીવ શુભ ભાવ;**
**પામે નિર્મલ આતમા, ભેદાભેદ સ્વભાવ. ૧**

**અર્થ**—શ્રી નવપદના આરાધનમાં જીવનો શુભ ભાવ એ મુખ્ય કારણ છે, અને તેવો શુભ ભાવ ભેદાભેદ સ્વભાવવાળો નિર્મળ આત્મા જ પ્રાપ્ત કરે છે [ અર્થાત્ જીવ કથંચિત્ (અમુક અપેક્ષાએ) અરિહંતથી જૂદો છે, અને અમુક અપેક્ષાએ એક સ્વરૂપ છે, કારણ કે સંસારી જીવ સત્તાએ કરીને (આત્મત્વ ધર્મે કરી) શ્રી અરિહંત સ્વરૂપ છે તેથી અભેદ છે પરન્તુ વર્તમાનમાં વ્યક્તપણે અરિહંત સ્વરૂપ નહિ હોવાથી ભેદ સ્વરૂપ છે. ] ॥ ૧ ॥

ધ્યાન કરનારની બીના જણાવે છે:—

**તનુપદ રૂપ વિમર્શથી, ધ્યાતા જિન જિનરૂપ;**
**નિજ દેખે નિજ રૂપમાં, રજ્જુ રૂપ ભવકૂપ. ૨**

૧. અહીં આમર્ષૌષધિ આદિક ઋદ્ધિ અને અણિમાદિ સિદ્ધિઓને પણ નવપદનો આરાધક જીવ જરૂર પામે છે.

અર્થઃ—તથા શ્રી અરિહંતના પિંડસ્થ અવસ્થાના ધ્યાનથી અને પદસ્થ (કેવલીપણાની) અવસ્થાના ધ્યાનથી ધ્યાન કરનાર ભવ્ય જીવો પોતે અરિહંત સ્વરૂપ થાય છે, અને તેથી આત્મા પોતાને પોતાના આત્મસ્વરૂપમાં દેખે છે, અને એમ નિર્ણય કરે છે કે સંસારરૂપ કૂવામાંથી બહાર નીકળવા માટે શ્રી અરિહંત પ્રભુ દોરડાની જેવા છે. ॥ ૨ ॥

ધ્યાનની રીતિ જણાવે છેઃ—

**કર આગમ નોઆગમે, અરિહા પય પણિહાણ;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ. ૩**

અર્થઃ—શ્રી અરિહંતનું ધ્યાન આગમથી અને નોઆગમથી એમ બે નિક્ષેપાથી [આગમથી ભાવ નિક્ષેપે અને નોઆગમ નિક્ષેપે] કરવા યોગ્ય છે. ત્યાં એ ધ્યાનમાં અરિહંત સ્વરૂપનો જ્ઞાતા હોય અને તેમાં ઉપયોગવાળો હોય તો તે પહેલો આગમ ભાવ નિક્ષેપ છે, અને જ્ઞાતા હોય ઉપયોગવંત હોય અને અરિહંત સ્વરૂપ પામવાની આવશ્યકાદિ ક્રિયા કરવાવાળો હોય તો તે ત્રણે મળીને નોઆગમ ભાવ નિક્ષેપ છે. અહીં **નો** શબ્દ દેશવાચક છે, અને જ્ઞાન ઉપયોગ ને ક્રિયા એ ત્રણની અપેક્ષાએ આગમ એટલે જ્ઞાનના દેશરૂપ છે. ॥ ૩ ॥

---

## ઢાલ ૧ લી.

[ ત્રીજે ભવ વર થાનક તપ કરી–એ રાગ ]

અરિહંતનું સ્વરૂપ જણાવે છેઃ—

**પ્રથમ પદે અરિહા પ્રણમીજે, પદકજ ધ્યાન ધરીજે;**
**બાહ્ય અભ્યંતર અરિબલહારી, ભાવરમણપદ સીઝે.**

**ભવિકા—નવપદ પૂજન કીજે, ભાવસંપદ જિમ લીજે રે.**
**ભવિકા૦ ૧**

**અર્થ**:—નવપદ રૂપ શ્રી સિદ્ધચક્રમાં પહેલે પદે **શ્રી અરિહંત ભગવંત** ને પ્રણામ કરીએ અને તેમના ચરણકમળનું ધ્યાન ધરીએ તો બાહ્ય શત્રુ અને અભ્યન્તર શત્રુ (રાગાદિક) ના સૈન્યનો નાશ કરી ભાવરમણપદ—અરિહંત સ્વરૂપમાં રમણ કરવાના સ્થાનરૂપ અરિહંત પદ સીઝે એટલે પ્રાપ્ત થાય. માટે હે ભવ્યજનો! શ્રી નવપદની પૂજા કરો કે જેથી આત્માની જ્ઞાન દર્શનાદિ ભાવ સંપદા પ્રાપ્ત થાય (મળે, પ્રકટે) ॥૧॥

અરિહંતના ચાર નિક્ષેપા જણાવે છે:—

**નામ ઠવણ દવ્વ ભાવ નિકખેવે, અરિહંત ધુર અભિધાન;**
**બિંબ પદોચિત દેહ ચઉત્થે, સમવસરણ જગભાણ રે.**
**ભવિકા૦ ૨**

**અર્થ**:—શ્રી અરિહંત પદની ભક્તિ નામ સ્થાપના દ્રવ્ય અને ભાવ એ ૪ નિક્ષેપે કરીએ, તેમાં કોઇનું **શ્રી અરિહંત** એવું નામ પાડયું હોય, તે નામ અરિહંત કહેવાય. શ્રી અરિહંતનું બિંબ—પ્રતિમા તે સ્થાપના અરિહંત કહેવાય. અને અરિહંત પદને લાયક શ્રી બાલ્યાદિ અવસ્થાનું શ્રી અરિહંતનું શરીર તે દ્રવ્ય અરિહંત કહેવાય. અને ચોથા ભાવ નિક્ષેપમાં એમ સમજવું કે શ્રી અરિહંત પ્રભુ જગતના પદાર્થોના સ્વરૂપને પ્રકટ કરવા માટે સૂર્ય સરખા શ્રી તીર્થંકર મહારાજ સમવસરણમાં વિરાજમાન હોય તે ભાવ અરિહંત કહેવાય. એમ અરિહંતના ચારે નિક્ષેપાની ભાવના અને ભક્તિ કરવી. ॥ ૨ ॥

પાછલા ભવમાં પ્રભુજી જિનનામ કર્મ કઇ રીતે બાંધે છે ? તે જણાવે છે:—

**ભવતિગ સેસ રહે નર ભવમાં, આરાહગ વીસ ઠાણ;**
**જિન નામ કર્મ ઉપાર્જન કારી, લહી ઉત્તમ ગુણ ઠાણ રે.**
**ભવિકા૦ ૩**

**અર્થ**:–ભાવ અરિહંત થવાના ત્રણ ભવ બાકી રહે ત્યારે પાછલા ત્રીજા મનુષ્ય ભવમાં ઉત્તમ ગુણસ્થાનકને પામીને વીસ સ્થાનકનું આરાધન કરનારો જીવ જિનનામ કર્મને નિકાચિત (અવશ્ય ભોગવવા યોગ્ય ફળવાળો બંધ ) કરે છે. વીસે સ્થાનકોનું સ્વરૂપ શ્રી વિંશતિ સ્થાનામૃત સંગ્રહાદિ ગ્રંથોમાં વિસ્તારથી કહ્યું છે. ।।૩।।

છેલ્લા ભવની બીના શરૂ થાય છે:—

**ચરમ ભવે નરપતિ કુલ આવે, સ્વપ્ન સૂચિત ગુણવંત;**
**દિશિકુમરી હરિગણ જનુ સમયે, જસ પુણ્યોત્સવવંતરે.**
**ભવિકા૦ ૪**

**અર્થ**:–ત્યાર બાદ વચમાં દેવનો અથવા નારકનો એક ભવ કરીને છેલ્લા ભવમાં માતાએ ગજ વૃષભ વિગેરે ચૌદ સ્વપ્નોને દેખવાથી સૂચવાયેલા (જણાવાયેલા) તે ગુણવાન શ્રી તીર્થંકરના જીવો કોઈ ઉત્તમ રાજાના કુલમાં માતાની કુક્ષિમાં અવતરે (આવે) છે, અને સાધિક ૯ માસ ગર્ભમાં રહી જન્મ પામે છે, કે જેમના જન્મ સમયે મેરૂ ગિરિપર જન્મનો પવિત્ર મહોત્સવ કરનાર ૫૬ દિશિકુમરી દેવીઓ અને ૬૪ ઇન્દ્રો હોય છે. ।। ૪ ।।

દીક્ષા કલ્યાણક સુધીની બીના જણાવે છે—

**જન્મ થકી ચઉ અઇસયધારી, મઈ સુય ઓહિ સહાયે;**
**ખીણ ભોગકમ્મ કલી જન તોષી, ચરણ નિલય સોહાયે રે.**
**ભવિકા૦ ૫**

**અર્થ**:-જન્મથીજ (૧) નીરોગતા, (૨) શ્વેત રૂધિરાદિ, (૩) સુગંધી શ્વાસ, (૪) પ્રસ્વેદનો અભાવ એ ચાર અતિશય ધરનારા, સદા કાળ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન ને અવધિજ્ઞાન એ ૩ જ્ઞાનને ધરનારા શ્રી અરિહંત પ્રભુ પોતાનું ભોગકર્મ ક્ષય પામેલું જાણીને સંવત્સરી દાનથી સર્વ જનને સંતોષીને ચારિત્ર રૂપી ઘરમાં શોભે છે (ચારિત્ર અંગીકાર કરે છે). ॥ ૫ ॥

પિંડસ્થ અવસ્થા જણાવતાં સાતમા ગુણઠાણે બંધ જણાવે છે:—

**અપ્રમત્ત સામ્યધરા અડવન્ના, વા ગુણસઠ્ઠિ ઉપાર્જે;**
**" શ્રી ગુરૂ નેમીશ પદ્મ " ભણે એ,**
**પિંડસ્થ બોધ વિરાજે રે. ભવિકા૦ ૬**

**અર્થ**:-સંયમ પામીને અપ્રમત્ત (પ્રમાદ રહિત) અને સમતાધારી શ્રી અરિહંત પ્રભુ સાતમે ગુણસ્થાને ૫૮ અથવા ૫૯ ઉત્તર કર્મ પ્રકૃતિઓ બાંધે છે. શ્રી વિજયનેમિ સૂરીશ્વરના શિષ્ય વિજય પદ્મસૂરિ કહે છે કે અપ્રમત્તાદિ ગુણસ્થાનમાં વર્તતા પ્રભુ તે વખતે ધ્યાન કરનાર ભવ્ય જીવોને પિંડસ્થ અવસ્થાને જાણવાને સાધનરૂપે શોભે છે. આ પ્રમાણે પિંડસ્થ અવસ્થાના કેટલાક વિચારો જણાવ્યા, અને આગળ પણ જણાવશે. ॥૬॥

ક્ષપકશ્રેણિમાં અરિહંત દ્રવ્યનું સ્વરૂપ જણાવે છે:—

॥ દૂહા ॥

**અનંત ચતુષ્ટય પામવા, સજ્જ દ્રવ્ય અરિહંત ।**
**વીર્યબલે આરોહતા, ખવગસેઢિ નિજ તંત ॥ ૧ ॥**

**અર્થ**:–શ્રી અરિહંત પ્રભુ અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય એ ચાર અનંતરૂપ અનંતચતુષ્ટય પામવાને અત્યારે તત્પર થયેલા છે તે પોતાના વીર્ય બળવડે સ્વતંત્ર રીતે [ પરોપદેશથી નહિં પરન્તુ પોતાના જ જ્ઞાન સામર્થ્યથી ] ક્ષપકશ્રેણિ ઉપર ચઢે છે. ॥ ૧ ॥

**અપડિવાઇ મણપજ્જવા, ઉજ્જવલ લેશ્યાવંત ।**
**યોગ અવસ્થા નિર્મલા, અવલંબક સહ ખંત ॥ ૨ ॥**

**અર્થ**:–આ શ્રેણિમાં ચઢે ત્યારે પ્રભુદેવ [1]અપ્રતિપાતી મન: પર્યવજ્ઞાનવાળા [2]પ્રથમથી જ હોય છે, તથા ઉજવલ લેશ્યા-વાળા [ શુકલ લેશ્યાવાળા ] હોય છે, યોગ અવસ્થાવડે નિર્મળ હોય છે, [ એ વખતે નિર્મળ યોગી-ધ્યાની હોય છે ], અને ક્ષમા આદિ ધર્મ સહિત ક્ષપક શ્રેણિનું અવલંબન કરનારા [ ક્ષ૦ શ્રેણિનું આરોહણ કરનારા ] હોય છે. અથવા પરમ

૧. અપ્રતિપાતી મનઃપર્યવ જો કે વિપુલમતિ જ છે પરન્તુ અહીં પામ્યા પછી નાશ પામે તેવું ઋજુમતિ મનઃપર્યવ પામીને પણ વિપુલમતિ મનઃપર્યવજ્ઞાન પામે, તો પણ અવશ્ય કેવળજ્ઞાન પામે માટે અપ્રતિપાતી મનઃપર્યવજ્ઞાની પ્રભુદેવ કહેવાય

૨. મનઃપર્યવજ્ઞાનની પ્રાપ્તિ શ્રેણિ પામતી વખતે નહિ પરન્તુ તેથી ઘણા વર્ષો પહેલાં ચારિત્ર ગ્રહણ કરતી વખતે તુર્ત જ થાય છે.

ઉલ્લાસ ભર પ્રભુજી (ઉલ્લાસથી) નિર્મલ શુકલ ધ્યાનનું આલંબન કરે છે. ॥ ૨ ॥

## ઢાલ ૨ જી.

[ રાગ–પ્રથમ ઢાલની માફક. ]

ક્ષપક શ્રેણિમાં આઠમા નવમા ગુણસ્થાનકે પ્રભુ કેટલી કર્મપ્રકૃતિઓ ખપાવે તે જણાવે છે:—

**ક્ષાયિકરુચિ અડતીસસયસત્તા, ધર્મ શુકલ ધ્યાનધારી;**
**સ્થિતિઘાતાદિક પંચ અપૂર્વે, અનિવૃત્ત વીસ નિવારીરે.**
**ભવિકા૦ ૧**

**અર્થ**:–ક્ષપકશ્રેણિ વિના અરિહંત પ્રભુ ક્ષયોપશમ સમ્યગ્દષ્ટિ પણ હોય છે. તે વખતે ઓઘે ૧૪૫ની સત્તા હોય, પરન્તુ ક્ષપકશ્રેણિ પામતી વખતે જ્યારે ક્ષાયિક સમ્યગ્દષ્ટિ થાય ત્યારે દર્શન મોહનીય સપ્તક સત્તામાં ન હોય, તેથી ૧૩૮ કર્મની ઓઘ સત્તાવાળા હોય છે. તથા ધર્મધ્યાન અથવા શુકલધ્યાન ધરનારા હોય છે, તથા સાતમેથી આઠમા અપૂર્વકરણ ગુણસ્થાને જાય ત્યારે સ્થિતિઘાત–રસઘાત–ગુણસંક્રમ–ગુણશ્રેણિ–અપૂર્વ સ્થિતિબંધ એ પાંચ અપૂર્વ વસ્તુ પામે છે. ત્યારબાદ નવમા અનિવૃત્તિ ગુણસ્થાનકમાં જઇને ૨૦ પ્રકૃતિઓનો ક્ષય કરે, ત્યારે તેમને ૧૧૮ પ્રકૃતિની ઓઘસત્તા હોય છે. ॥ ૧ ॥

બાકીની ઘાતી કર્મપ્રકૃતિઓને ખપાવી કેવલી થાય, એમ જણાવે છે:—

**દૂર કરી દસમે લોભ હોવે, ગતરતિક્ષીણકષાય;**
**ઘાયકસેસ ચરિમક્ષણ જાયે, લોક અલોક કલાયરે.**
**ભવિકા૦ ૨**

**અર્થ**:—ત્યાંથી દશમા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાને જઇ સંજ્વલન લોભનો ક્ષય કરી બારમે ૧૧૭ ની સત્તાવાળા થાય છે. તે વખતે શ્રી અરિહંત પ્રભુ ( ૧૨ મા ક્ષીણ મોહ ગુણસ્થાનમાં વીતરાગ દશાવાળા અને કષાયનો ક્ષય કરનારા ( અકષાયી-અમોહી ) હોય છે. ત્યાર બાદ એજ બારમા ગુણઠાણાના છેલ્લા સમયે શેષ રહેલ ઘાતીકર્મ [ ૫ જ્ઞાના૦ ૪ દર્શના૦ ૫ અન્તરાય એ ૧૪ ઘાતી]નો ક્ષય થતાં અરિહંત પ્રભુને કેવળજ્ઞાન પ્રકટ થવાથી લોક અને અલોકની બધી બીના સાક્ષાત જણાય છે. ॥ ૨ ॥

પ્રભુજી-સયોગિ ગુણસ્થાનકે શું કરે? તે કહે છે:—

**સંચિત જિન પદ ઉદયવિલાસી, સમવસરણ મનોહાર;**
**દેશના દે સમજે જન મોઝે, નિજ ભાષા અનુસારરે.**
**ભવિકા૦ ૩**

**અર્થ**:—ત્યાર બાદ પ્રથમ બાંધેલા જિન નામકર્મના ઉદય સહિત ૧૩ મું સંયોગી કેવલી ગુણસ્થાન પામી જિન નામકર્મના ઉદયના વિલાસવાળું [ ઉદયથી પ્રાપ્ત થયેલ ] મનોહર સમવસરણમાં બેસીને ચાર મુખે શ્રી અરિહંત પ્રભુ ધર્મદેશના આપે છે, અને તે અતિશયવાળી દેશનાને સાંભળનારા બધા ભવ્ય જીવો પોતપોતાની ભાષાને અનુસારે આનંદથી સમજીને બોધ પામે છે. શ્રી અરિહંત પ્રભુની આવી સુંદર પ્રભાવશાલી દેશના હોય છે. ॥ ૩ ॥

ચોત્રીસ અતિશયો જણાવે છે:—

**કર્મક્ષયે ઇગ દસ દેવકેરા, નવદશ ચઉતીસ સિદ્ધ;**
**ચઉઅઇસયહર અડપડિહારા, અંગચતુર્થ પ્રસિદ્ધરે.**
**ભવિકા૦ ૪**

અર્થઃ—તેરમા ગુણસ્થાને કેવલી જિનને ઘાતીકર્મના ક્ષયથી બીજા ૧૧ અતિશય પ્રાપ્ત થાય છે, અને દેવકૃત ૧૯ અતિશય પ્રાપ્ત થાય છે અને જન્મના ૪ અતિશય મળીને સર્વ ૩૪ અતિશય પ્રાપ્ત થાય છે, વળી અપાયાપગમાતિશય વિગેરે ચાર અતિશયો અને સદા કાળ સાથે રહેનારા અશોક વૃક્ષાદિ ૮ પ્રાતિહાર્યો પણ હોય છે. વિશેષ સ્વરૂપ ચોથા અંગમાં ( શ્રી સમવાયાંગ સૂત્રમાં ) પ્રસિદ્ધ છે ॥ ૪ ॥

વચનાતિશય વિગેરે જણાવે છેઃ—

**સેવિત ઇંદ્રગણે વિહરંતા, મહિયલ ભવિ પડિબોહે;**
**પણતીસગુણવયણે પ્રભુ આગે, ક્રોડવિબુધ પણ સોહેરે.**
**ભવિકા૦ ૫**

અર્થઃ—ઇન્દ્રોના સમૂહવડે સર્વદા સેવાતા શ્રી અરિહંત પ્રભુ પૃથ્વીતલમાં વિચરતા વાણીના ૩૫ ગુણ વડે ભવ્ય જનોને પ્રતિબોધ આપે છે, તથા પ્રભુની સાથે જઘન્યથી ( ઓછામાં ઓછા ) એક ક્રોડ દેવો પણ સેવા કરતા શોભે છે ॥ ૫ ॥

પાંચ ઉપમા જણાવે છેઃ—

**નિર્યામક સથ્થવાહ જિણંદા, મહાગોપ ધર્મ કથીજે;**
**મહામાહણ પંચમપદધારી, સપ્તમ અંગ સુણીજેરે.**
**ભવિકા૦ ૬**

અર્થઃ—શ્રી અરિહંતપ્રભુ (૧) નિર્યામક [ વહાણના મોટા ખલાસી સરખા ], (૨) સાર્થવાહ, (૩) મહાગોપ [ મુમુક્ષુ જીવો રૂપી ગાયોના ગોવાળ સરખા ],(૪) ધર્મકથા કરનાર (ધર્મોપદેશક) અને (૫) મહા માહન [ નિર્દોષ અહિંસાના ઉદાર ઉપદેશક ]

આ પ્રમાણે પાંચ ઉપમાઓને ધરનારા છે. આનું વિશેષ સ્વરૂપ સાતમા અંગથી [ઉપાસક દશાંગથી] જાણવું ॥ ૬ ॥

પદસ્થ ધ્યાનની છેલ્લી બીના જણાવે છે:—

**બીજઅંકુર જિમ દીર્ઘ સમયથી, જે જીવકર્મ એકત્વ;**
**તે અપસારક તારક રામી, પદ રૂપ ધ્યાન સત્તત્ત્વરે.**
**ભવિકા૦ ૭**

**અર્થ**:—બીજ બળી જવાથી જેમ અંકુર ઉત્પન્ન થતો નથી, તેમ દીર્ઘકાળથી જીવ અને કર્મનું જે એકત્વ-સંબંધ ચાલ્યો આવે છે તે કર્મોનો સર્વથા નાશ કરવાથી ફરી તે કર્મોની ઉત્પત્તિ (બંધ) થતી નથી, એ રીતે સર્વથા કર્મનો (જીવ અને કર્મના સંબંધનો) નાશ કરનાર, ભવ્ય જીવોને તારનાર અને સ્વરૂપમાં રમણ કરનાર એવા શ્રી અરિહંત પ્રભુ છે. એમ પદસ્થ અથવા રૂપસ્થ અવસ્થાના ધ્યાનનું ઉત્તમ રહસ્ય જાણવું. ॥ ૭ ॥

અરિહંતની પૂજાનો લાભ જણાવે છે:—

**ભવ્યજનો સ્થિરતાપદ ધારી, મોહનરેશ ધ્રૂજાવે;**
**"શ્રીગુરૂનેમીશ પદ્મ" ભણે એ, પ્રભુ પૂજા અનુભાવેરે.**
**ભવિકા૦ ૮**

**અર્થ**:—શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે ત્રણે યોગની સ્થિરતા રૂપી ગુણનું આલંબન લઇને [મન, વચન કાયાને સ્થિર કરીને] ભવ્ય જનો ભાવથી શ્રી અરિહંત પ્રભુના પદના [ચરણના વા સ્વરૂપના] પૂજનના પ્રભાવે કરીને મોહરૂપી પરાક્રમી રાજાને પણ ધ્રૂજાવે છે—નાશ કરે છે. ॥ ૮ ॥

## ॥ કાવ્યમ્ ॥

[ શાર્દૂલ વિક્રીડિત વૃત્તમ્ ]

પૂજ્યાર્હદ્વરસિદ્ધસૂરિગણિપોપાધ્યાયસત્સાધુભિઃ ।
શ્રદ્ધાજ્ઞાનચરિત્રતીવ્રતપસા ભદ્રાધ્વના મંડિતમ્ ॥
સદ્ભાવાયસમર્પકં ચ નિખિલેષ્ટાધાયકં દેહિનામ્ ।
ભો ભવ્યાઃ પરિપૂજયન્તુ વિધિના શ્રી સિદ્ધચક્રં મુદા ॥૧॥

મંત્ર—ૐ હ્રીँ શ્રી પરમૈશ્વર્યયુક્તાય સકલસમીહિત-સાધકાય શ્રીમતે સિદ્ધચકાય જલાદિકં યજામહે સ્વાહા ।

( આ કાવ્ય તથા મંત્ર દરેક પૂજાદીઠ બોલવા. )

અર્થ—પૂજ્ય શ્રી અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય અને ઉત્તમ સાધુઓ વડે તથા દર્શન જ્ઞાન ચારિત્ર અને તીવ્ર તપ એ આત્મ કલ્યાણના ઉત્તમ નવ માર્ગોવડે શોભિત–યુક્ત, તથા ઉત્તમ ભાવરૂપ લાભને આપનાર અને ભવ્ય જીવોના બધા મનોવાંછિત આપનાર એવા શ્રી સિદ્ધચક્રનું હે ભવ્ય જનો ! હર્ષથી વિધિપૂર્વક પૂજન કરો. ॥ ૧ ॥

---

## ॥ ૨ ॥ શ્રી સિદ્ધપદ પૂજા ॥

( દૂહા )

સહજાનંદ ચતુષ્ટયી, સ્થિરતા ચરણ અખેય;
સિદ્ધ સનાતન સ્નેહશું, પ્રણમો પણ દસ ભેય. ॥ ૧ ॥

અર્થ—સ્વાભાવિક આત્મગુણ રમણતારૂપ અનંત આનંદ, (૨) અનંત-જ્ઞાન (૩) દર્શન (૪) ચારિત્રને ધારણ

કરનારા, તથા સ્થિરતારૂપ ચારિત્રવાળા અને ખેદરહિત એવા સનાતન [ નિત્ય ] સિદ્ધ ભગવંતના ૧૫ ભેદ [ તીર્થસિદ્ધ આદિ ૧૫ સિદ્ધ ]ને નમસ્કાર કરો. ॥ ૧ ॥

**સમુદ્ઘાત કરતા ન વા, તે કેવલિ જિનરાજ;**
**શૈલેશી સ્થિર છાજતા, અયોગિગુણે શિરતાજ. ॥ ૨ ॥**

**અર્થ:**–શ્રી કેવલિ ભગવંતો સાતમો કેવલી સમુદ્ઘાત કરે અથવા ન પણ કરે. કારણ કે જેમના આયુની અપેક્ષાએ નામ, ગોત્ર, વેદનીય કર્મ સરખી સ્થિતિવાળા હોય, તે આ કેવલી સમુદ્ઘાત ન કરે અને જેમને આયુષ્ય કર્મ કરતાં વેદનીયાદિ કર્મો વધારે સ્થિતિવાળા હોય તે કેવલી આયુષ્યની સ્થિતિ જેટલી સ્થિતિ-વાળા ત્રણ કર્મોને કરવા માટે જરૂર કેવલી સમુદ્ઘાત કરે. આવા કેવલી ભગવંતો ક્રમસર ત્રણે યોગનો નિરોધ કરીને અયોગી ગુણસ્થાનકે જેમ મસ્તકે મુકુટ શોભે તેવી રીતે મેરૂના જેવા સ્થિર શ્રી અયોગી ભગવંતો સર્વ જીવોમાં અગ્રેસર તરીકે ( મુકુટ જેવા ) શોભે છે. ત્યાર બાદ પંચ-હ્રસ્વાક્ષર જેટલા કાળમાં સિદ્ધિ પ્રાપ્ત કરે છે. ॥ ૨ ॥

**આગમ તિમ નોઆગમે, સિદ્ધ પદ પ્રણિધાન;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, સક્રિય જીવ પર જાણ. ॥ ૩ ॥**

**અર્થ:**–એવા તે સિદ્ધ પદનું ધ્યાન આગમ ભાવ નિક્ષેપથી અનેનોઆગમ ભાવ નિક્ષેપથી કરવા યોગ્ય છે. તેમાં સિદ્ધસ્વરૂપનો જ્ઞાતા હોય અને ઉપયોગવંત હોય તે પહેલો આગમભાવ

નિક્ષેપ, અને જ્ઞાન ઉપયોગ ક્રિયા એ ત્રણે વર્તતાં બીજો નોઆગમ ભાવ નિક્ષેપ જાણવો. ॥ ૩ ॥

**બિસયરિ દ્વિચરિમ સમયમાં, અન્તિમ સમયે તેર;**
**પયડી શીઘ્ર ખપાવતા, જિમ આગઇ નવિ ફેર. ॥ ૪ ॥**

**અર્થ**:—પ્રથમ અયોગી ગુણસ્થાનમાં ઉપાન્ત્ય સમયે ૭૨ કર્મપ્રકૃતિનો સત્તાક્ષય કરીને અન્ત્ય સમયે ૧૩ પ્રકૃતિનો શીઘ્ર ક્ષય કરે છે, જેથી પુનઃ સંસારમાં આવવાનું રહેતું નથી [ કારણ કે કર્મના સદ્ભાવે જ સંસારભ્રમણ હોય છે. ] ॥ ૪ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

(સેવો સેવોને રાજ, શાન્તિ જિનેસર સામી—એ રાગ. )

**સવિજન ભાવે રે, ભજિયે પર પદ સિદ્ધા;**
**નામ ઠવણ દવ્વ ભાવ નિક્ષેપે, ચઉિહા નામ પ્રસિદ્ધા—ભ૦ ૧**

**અર્થ**:–હે ભવ્યજનો ! સિદ્ધ એ પરમપદને ભાવથી ભજો. તથા એ સિદ્ધપદની નામ સ્થાપના દ્રવ્ય ભાવ એ ચાર નિક્ષેપથી ચાર પ્રકારની ભક્તિ કરીયે, તેમાં નામ નિક્ષેપ તો સિદ્ધ એવું નામ તે પ્રસિદ્ધ છે ॥ ૧ ॥.

**બિંબ પદોચિત તનુ તિમ ભાવે, નિત છાજે પરસિદ્ધા;**
**નિષ્કલ ભાવ મહોદય શાલી, અડવિરહે અડરિદ્ધા—ભ૦ ૨**

**અર્થ**:—શ્રી સિદ્ધભગવાનનું બિંબ (પ્રતિમા) તે સ્થાપના નિક્ષેપ છે, ભૂતકાલમાં અને ભવિષ્યમાં સિદ્ધપદને યોગ્ય એવા દેહધારી જીવો તે સિદ્ધનો દ્રવ્યનિક્ષેપ કહેવાય, તેમજ ભાવ-નિક્ષેપમાં તો જે હાલ સિદ્ધશિલામાં સિદ્ધ પરમાત્મા સદાકાલ પોતાના સ્વરૂપની પરમઋદ્ધિ ( નિજગુણરમણતા વિગેરે )માં

બિરાજે છે તેજ ભાવસિદ્ધ કહેવાય. એ રીતે ચારે નિક્ષેપે સિદ્ધની ભક્તિ કરજો. ભાવસિદ્ધનું વધારે સ્વરૂપ આ પ્રમાણે જાણવું. સિદ્ધ પ્રભુ નિષ્કળ–જાણી ન શકાય એવા અગમ્ય ભાવ–સ્વરૂપવાળા છે, વિશાલ ઉદય (સ્વગુણોના પ્રકાશ)વાળા છે, અને આઠ કર્મના ક્ષયથી અનંત જ્ઞાન આદિ આઠ મહા ઋદ્ધિને ધારણ કરનારા છે ॥ ૨ ॥

**ઇગતીસ ગુણ વિલયે ઇગતીસા, જસ ગુણ જો પણ ભૂરિ;**
**પર પરિણતિ અલગા થિર ભાવે, ભાવરમણતા પૂરી–ભ૦ ૩**

અર્થ:—જો કે સિધ્ધ ભગવંતના અનંતા ગુણો છે, તો પણ જેમ આઠ કર્મોના અભાવે અનંત જ્ઞાનાદિ આઠ ગુણો છે તેમ પૌદ્ગલિક સંસ્થાનાદિ એકત્રીસ ગુણો નાશ પામ્યા તેથી શ્રી સિધ્ધના તે તે ગુણના અભાવરૂપ એકત્રીસ ગુણો પ્રસિધ્ધ છે. જેને શરીર હોય તેને વર્ણાદિ પ્રકારો ઘટી શકે, પણ સિધ્ધને શરીર ન હોય તેથી (૫) વર્ણ (૨) ગંધ (૫) રસ (૮) સ્પર્શ (૫) સંસ્થાન (૩) વેદ (૧) સંગ (૧) જન્મ (૧) શરીર આ ૩૧ વાનાં ન હોય. તથા તેઓ કાયમ પર પરિણતિ (પરભાવ-રમણતા)થી અલગ રહેનારા હોય છે. અને ભાવમાં (નિજ સ્વરૂપમાં) સંપૂર્ણ રમણતા કરવાના સ્વભાવવાળા છે ॥ ૩ ॥

**ચરમ સરીરતિભાગે હીણા, નિયઅવગાહનવંતા;**
**તુંબ પરે સબ બંધન છેદે, ઇગ સમયે લોયંતા–ભ૦ ૪**

અર્થ:—શ્રી સિદ્ધભગવંત છેલ્લા ભવમાં શરીરની જે અવગાહના હતી તેનાથી એક તૃતીયાંશ ભાગે હીન–ન્યૂન એવી પોતાની

અવગાહનાવાળા થઇને જલમાં ડૂબેલું માટીના લેપવાળું તુંબડું માટીરૂપ બંધનનો નાશ થતાં જળ ઉપર શીઘ્ર તરી આવે તેમ સર્વ કર્મનાં બંધન છેદીને એક જ સમયમાં લોકને અન્તે જાય છે. ॥ ૪ ॥

**પ્રેરક કર્મ તહા તસુ ગુરૂતા, જેથી તિરિ અહ જાવે;**
**ઉભય ઘટે કિમ કર્મ અભાવે, ઉર્દ્ધગમણ તિણ પાવે–ભ૦૫**

**અર્થ**:–પદાર્થને તીર્છી ગતિ કરવામાં કોઇ પ્રેરક હોય તોજ તીર્છી ગતિ કરે, અને પદાર્થમાં ગુરૂતા–ભારીપણું હોય તો અધોગતિ કરે, તેમ જો આત્માને કર્મપ્રેરક (પ્રેરણા કરનાર) હોય તો આત્મા તીર્છી ગતિ કરે, અને જો આત્મામાં કર્મની (કર્મથી થયેલી) ગુરૂતા (વજન) હોય તો અધોગતિ–નીચી ગતિ કરે, પરન્તુ કર્મના અભાવે શ્રીસિદ્ધ પ્રભુને પ્રેરણા અને ગુરૂતા બન્ને કેવી રીતે ઘટે છે? અર્થાત્ ન જ ઘટે, તે કારણથી સિદ્ધિમાં જવા લાયક ભવ્ય જીવો (કર્મના અભાવે) સ્વભાવે કરીને ઉર્ધ્વગતિ કરે છે એટલે ઉંચે જાય છે. ॥ ૫ ॥

**અપુનર્ભવ પરમોદ નિસંગી, ચિદ્દદર્શન ઉપયોગી;**
**ભોગ ન જસ પણ પ્રગટપણે જે, આત્મિક કમલા ભોગી-ભ૦૬**

**અર્થ**—શ્રી સિદ્ધપ્રભુ અપુનર્ભવી [પુનર્ભવ નહિ પામનાર], તથા ઉત્કૃષ્ટ આનંદવાળા, કર્મ આદિના સંગથી રહિત અનુક્રમે એકેક સમયના આંતરે જ્ઞાન અને દર્શનના ઉપયોગવાળા હોય છે, તથા શ્રીસિદ્ધને શબ્દ રૂપ રસ આદિ પાંચ પ્રકારના ભોગ સર્વથા હોતા નથી, છતાં પણ આત્માની–પોતાની લક્ષ્મીના (જ્ઞાન દર્શનાદિ અભ્યન્તર લક્ષ્મીના) ભોગી છે. ॥ ૬ ॥

**કર જોડી પરમાતમ પાસે, અનુરૂપ ભાવન ભાવે;**
**શ્રી ગુરૂનેમીશ પદ્મ ભણે એ, અપની જ્યોતિ જમાવે-ભ૦૭**

**અર્થ:**—શ્રી વિજયનેમિ સૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે-જે જીવ શ્રી સિદ્ધ પરમાત્મા પાસે હાથ જોડીને અનુરૂપ ભાવના[ શ્રી સિદ્ધપ્રભુના સ્વરૂપને અનુસરતી ભાવના ] ભાવે તે ભવ્યજીવ પોતાની જ્ઞાનાદિ જ્યોતિ જરૂર જમાવે-(જગાવે-પ્રગટ કરે) ।। ૭ ।।

॥ દૂહા ॥

**અનિત્થસ્થ સંસ્થાનના, ધારક અનુપમ ભાવ;**
**અનન્ત વસે ઇગ જે સ્થલે, જહ દીવ તેય સહાવ. ।।૧।।**

**અર્થ**—અનુપમ સ્વભાવવાળા શ્રી સિદ્ધ પ્રભુ અનિત્થસ્થ સંસ્થાનના ધરનાર [ અનિયત આકારવાળા અથવા અનેક આકારવાળા ] છે. અને જેમ એક સ્થાને અનેક દીવાનું પણ તેજ રહે છે, તેમ શ્રી સિદ્ધ પ્રભુ પણ જે સ્થળે રહ્યા છે તેજ સ્થાને બીજા અનન્ત સિદ્ધો પણ રહેલા છે ।। ૧ ।।

**ગુણ અનન્ત નિર્ગુણ છતાં, અનંગ રૂપ ન અનંગ;**
**વિગલિતવર્ણ છતાં સદા, અનન્તાક્ષર ગતભંગ. ।।૨।।**

**અર્થ**—[ આ ગાથામાં વિરોધી અલંકારો છે તે આ પ્રમાણે—] શ્રી સિદ્ધ પરમાત્મા પોતે નિર્ગુણ [ વર્ણાદિ ગુણ રહિત ] છે તો પણ અનન્ત ગુણવાળા ( અનન્તજ્ઞાનાદિ ગુણવાળા ) છે, અનંગ સ્વરૂપવાળા છે ( અંગરહિત છે )

તોપણ અનંગ [ કામદેવ-કામ સ્વરૂપવાળા ] નથી. વર્ણ રહિત છે [ અકાર આદિ વર્ણ રહિત છે, પક્ષે વર્ણ-રંગ રહિત છે ] તોપણ સદા કાળ અનન્ત અક્ષરવાળા [ અનન્ત જ્ઞાનવાળા ] છે. અને ગતભંગ-અખંડ જ્ઞાનોપયોગી છે. ॥૨॥

**રૂપ નહિ રૂપે રહે, રૂપારૂપી સ્વભાવ;**
**સંચિત કર્મ ધમાવતા, સિદ્ધનિરૂક્તિ સુભાવ. ॥૩॥**

**અર્થ**—રૂપવાળા નથી ( પક્ષે કૃષ્ણાદિ રૂપવાળા નથી ) તોપણ સદાકાળ રૂપમાંજ રહે છે. એટલે નિજસ્વરૂપમાંજ રહે છે, અને એથીજ કથંચિત્ રૂપી અને કથંચિત્ અરૂપી હોવાથી રૂપારૂપી સ્વભાવવાળા છે. તથા **સિ** એટલે સિત ( સંચિત ) બાંધેલા કર્મસમૂહનો **દ્ધ** એટલે ધમાવે ( તપાવે ) તે **સિદ્ધ** કહેવાય, એમ સિદ્ધપદનો નિરૂક્ત અર્થ થઇ શકે છે. આવા શ્રી સિધ્ધ ભગવંતો ઉત્તમ ભાવ સ્વરૂપવાળા છે એમ વિચારવું ॥૩॥

**જે આરાધ્ય અશક્ય જે, ધ્યાવે જે યોગિંદ;**
**તે શિવપદના નાથને, નમતા નન્દ અમન્દ. ॥૪॥**

**અર્થ**—જે ( શિવપદ, મુક્તિ ) આરાધના કરવા યોગ્ય છે, અને કાયર પુરૂષોને જે પદ પ્રાપ્ત કરવું અશક્ય-દુર્લભ છે, અને જેને મોટા યોગીન્દ્રો પણ ધ્યાવે છે-ધ્યાન કરે છે તે શિવપદના નાથ શ્રી સિધ્ધ પરમાત્માને નમસ્કાર કરતાં અત્યંત આનંદ થાય છે. ॥ ૪ ॥

॥ ઢાલ ૨ જી ॥

[ સિદ્ધચક્રવર સેવા કીજે—એ રાગ. ]

પરમ પદાર્થ નિદાન અદેહી, અમ જસ નામે નન્દીજીરે;
સત્ય પ્રણયશું પૂજનકારી, લ્યે શિવ દુરિત નિકન્દી.
સિદ્ધપદ નમીએજીરે,
નમતાં મંગલ કોડ નવિ ભવ ભમીએજીરે. સિ૦ ॥૧॥

અર્થ:—અદેહી શ્રી સિદ્ધ પરમાત્મા અમને મોક્ષ પદનું કારણ છે, તેમને નમસ્કાર કરતાં સુખસમૃદ્ધિ મળે છે. તેમજ સત્ય પ્રણયથી એટલે સાચા પ્રેમથી સિદ્ધ પરમાત્માની પૂજા ભક્તિ કરનાર ભવ્ય જીવો સર્વ પાપકર્મોને હણીને મુક્તિપદ પામે છે. માટે હે ભવ્ય જીવો! આપણે એવા સિદ્ધપદને નમસ્કાર કરીએ. કારણ કે નમસ્કાર કરવાથી કરોડો મંગલિક થાય છે અને ભવમાં ભમવાનું બંધ થઇ જાય છે ॥૧॥

રહે જોયણ ચોવીસમા ભાગે, જન્મ મરણ ભય જાવેજીરે;
કદલી થંભસમા ભવભોગો,
મુક્તિવિભવ સમ નાવે. સિ૦ ॥૨॥

અર્થ:—શ્રી સિદ્ધ પરમાત્મા એક યોજનના ચોવીસમા ભાગ જેટલા [ ૩૩૩ ધનુષ ૩૨ અંગુલ જેટલા ] ઉર્ધ્વ ક્ષેત્રમાં લોકાન્તે અવગાહી રહ્યા છે. તે સ્થાને ( જ્યાં સિદ્ધ ભગવંતો છે ત્યાં ) જન્મ મરણના સર્વ ભય ટળ્યા છે, તથા ભવસુખ સાથે સિદ્ધસુખ સરખાવીએ તો કેળના થંભ સરખા [ દેખા-

વમાં સારા પણ અંદર નિ:સાર તેમ ભોગવતી વખતે સુખ ઉપજાવનારા પણ પરિણામે મહાદુ:ખદાયી એવા ] સંસારના સુખભોગ અનન્ત ગુણ હોય તોપણ મોક્ષના વૈભવ સરખા નજ હોય [ મોક્ષ સુખની તુલનામાં કોઈપણ રીતે ન આવે ]॥૨॥

**નિર્મલભાવરતા શુભધ્યાની, વરયશ કીર્તિ સુહાયાજીરે;**
**અક્ષરદ્વયસંયોગી સિદ્ધા, યોગજનિત ફલ પાયા. સિ૦ ૩**

**અર્થ:**—નિર્મળ ભાવમાં રક્ત [ સિદ્ધ સ્વરૂપમાં રક્ત ] શુભ ધ્યાનવાળા ( આત્મ પરિણતિમાં રમણ કરવાવાળા ), ઉત્તમ યશ અને કીર્તિથી શોભતા, અને બે અક્ષરના ( સિ અને દ્ધ એ બે અક્ષરના ) સંયોગવાળા શ્રી સિદ્ધોએ પૂર્વ ભવોમાં આરાધન કરેલી નિર્મલ જ્ઞાનાદિની સાધનાનું પૂર્ણ ફળ અહિં પ્રાપ્ત કર્યું ( મેળવ્યું) છે. ॥ ૩ ॥

**બાહ્ય અભ્યન્તર તત્ત્વ નિયોગે, ચક્રયુગલ દૃષ્ટાન્તેજીરે;**
**પરપદ ઈમિ સંયોગ બતાવે, ખેદ વહે એકાંતે. સિ૦ ॥૪॥**

**અર્થ:**—બે ચક્રવડેજ જેમ રથ ઇષ્ટ સ્થાને પહોંચે છે, એજ દૃષ્ટાન્તે બાહ્ય તત્વ-ક્રિયાથી અને અભ્યન્તર તત્વ-જ્ઞાનથી એ બેના નિયોગથીજ-સંબંધથીજ મુક્તિપદ પ્રાપ્ત થાય છે, એ રીતે બેનો સંયોગજ ઉત્કૃષ્ટપદ પમાડે છે; અને એકાન્તે તો ખેદજ ઉત્પન્ન થાય છે ( અર્થાત્ એકલા જ્ઞાનથી વા એકલી ક્રિયાથી તો કેવળ કલેશજ થાય છે ) એમ સિદ્ધપદમાંથી સમજવાનું મળે છે. ॥ ૪ ॥

**સ્વતન્ત્ર અનુત્સુક હીન પ્રતિકારે,**
**સ્વાભાવિક સુખ લીનાજીરે;**
**સ્થિરતા ભાવચરણ મુણિરાયા,**
**જીમ નીરે નિત મીતા. સિ૦ ॥૫॥**

**અર્થ**:—શ્રી સિદ્ધ પરમાત્માઓનું નિજ ગુણ રમણુતારૂપ સુખ સ્વતન્ત્ર છે [ [૧]પરાધીન નથી ] તેમજ સાંસારિક ભોગની તીવ્ર ઈચ્છારૂપે ઉત્સુક ભાવથી ( પ્રમોદ ભાવથી ) રહિત છે, તથા પ્રતિકાર રહિત છે, [ ક્ષુધા દુઃખને ટાળી તૃપ્તિ સુખ મેળવવાને આહાર જેમ ઉપાય છે તેમ સિદ્ધસુખ તે કોઇ ઉપજેલા દુઃખને દૂર કરવાના ઉપાયરૂપ નથી ] સિદ્ધ આવું સ્વાભાવિક સુખ છે, તેવા સ્વાભાવિક સુખમાં શ્રીસિદ્ધ ભગવંતો હંમેશાં તલ્લીન થયેલા છે. તથા જેમ જળમાં માંછલું દરરોજ સ્થિરતાવાળું [ નિવાસવાળું ] હોય છે તેમ શ્રી સિદ્ધપ્રભુ ભાવચારિત્ર ગુણમાં [ શુદ્ધ ક્ષાયિક ચારિત્રમાં ] સદા લીનતાવાળા છે ॥ ૫ ॥

**સ્વાસ્થ્ય લહે અન્નાદિક ખાતાં, ક્ષણિક હટે તે કાલજીરે;**
**અવિતથ શાંતિ કહો બુદ્ધ માને,**
**તિણ સંસાર કરાલ–સિ૦ ॥૬॥**

૧. સાંસારિક સુખ–પરાધીન કહેવાય. કારણ કે પોતાથી અલગ રહેલા સ્ત્રી વિગેરે પદાર્થોની મદદથી તે ઉપજે છે. સિદ્ધ પ્રભુના સુખની બાબતમાં તો બીજાની અપેક્ષા છેજ નહિ. તેથી તેજ સ્વતંત્ર કહી શકાય.

**અર્થ**:—અન્ન આદિ ખાતાં જે સ્વસ્થતા–શાન્તિ–સુખ પ્રાપ્ત થાય છે તે ક્ષણવાર રહે છે. અને તે કૃત્રિમ શાન્તિ ઘણીવાર ટકતી નથી અને તત્કાળ દૂર થઇ ફરી ભૂખ તરસ વિગેરેની અશાન્તિ ઉપજે છે. તો કહો કે પંડિત જનો એવા કૃત્રિમ શાન્તિ સુખને સાચા શાન્તિસુખ તરીખે માને ખરા કે? અર્થાત્ નજ માને. માટેજ એવી ક્ષણિક શાન્તિ અને કાલ્પનિક સુખવાળો સંસાર ભયંકર દુઃખરૂપ કહ્યો છે. અહિં ઘણા અજ્ઞ જીવો તો સિદ્ધ પરમાત્માના સુખ માટે એવી શંકાવાળા છે કે મોક્ષમાં આહારવિહાર વિલાસ આદિ કંઇજ નથી તો તે સિદ્ધોને સુખ શું? આ બાબતમાં શ્રી હરિભદ્રસૂરી અષ્ટક પ્રકરણમાં તે સિદ્ધ સુખની શંકા કરનારાઓને આ પ્રમાણે સમજાવે છે કે—

**કિં ફલોઽન્નાદિ સંભોગઃ, બુભુક્ષાદિ નિવૃત્તયે,**
**તન્નિવૃત્તેઃ ફલં કિં સ્યાત્, સ્વાસ્થ્યં તેષાં તુ તત્સદા ॥૧॥**

**અર્થ**:—અન્ન આદિનો આહાર કરવાનું ફળ (પ્રયોજન) શું? ઉત્તર–ભૂખ વિગેરેની વેદના શાંત કરવી.

**પ્રશ્ન**:—એમ કરવાથી શું ફળ થાય?

**ઉત્તર**:—સ્વસ્થતા–શાન્તિ. ત્યારે તેવી સ્વસ્થતા શાન્તિ તો સિદ્ધોને સદાકાળ છેજ તો સિદ્ધોને પરમ સુખ ખરૂં કે નહિં? અર્થાત્ જરૂર છેજ. ॥ ૬ ॥

**શમ સુખ અનુભવ નિત્યકરંતા, અવિકલ વિમલાનંદીજીરે;**
**પુદ્ગલગ્રાહક પુદ્ગલ હોવે, કર્મ વિકલ કિમ ફંદી. સિ૦ ૭**

અર્થ:—સંપૂર્ણ નિર્મળ આનંદવાળા સિદ્ધ પરમાત્મા શમતાનો ગુણ-શાન્તિ સુખનો નિત્ય અનુભવ કરનારા છે, કારણ કે ચમક પાષાણના પુદ્ગલો લોહ પુદ્ગલને ખેંચે છે તેમ પુદ્ગલને ગ્રહણ કરનાર પુદ્ગલોજ હોય છે. અને શ્રી સિદ્ધ પ્રભુ તો તે કર્મ પુદ્ગલથી રહિત છે તો તેવા કર્મ પુદ્ગલના અભાવે ભવના ફંદમાં કેવી રીતે ફસાય! કે જેથી નિત્ય શાન્તિ ટળીને અનિત્ય શાન્તિવાળા થાય? અથવા ફરી કર્મબંધ કરવો પડે? અર્થાત્ કર્મના અભાવે આહારના પુદ્ગલો ગ્રહણ કરે જ નહિ. ॥ ૭ ॥

**પરમાનન્દપદે પરસમયે, તે વિશ્રુત સમ અર્થે જીરે;**
**અનુપમ જે ઉપમેયઅભાવે, ભાષ્ય ન યોગી સમર્થે. સિ૦ ૮**

અર્થ:—એવી સિદ્ધિ અન્ય દર્શનના સિદ્ધાન્તોમાં "પરમાનન્દપદ" એ શબ્દથી પ્રસિદ્ધ છે, પરન્તુ અર્થવડે-પરમાર્થથી વિચારીએ તો સરખુંજ છે. (અર્થાત્ જે અર્થવાળું મોક્ષપદ સર્વજ્ઞોએ માનેલ છે તેજ અર્થવાળું અન્ય દર્શનનું માનેલું પરમાનન્દપદ છે), તેમજ સિદ્ધિ સુખની ઉપમાના અભાવે સિદ્ધોનું જે અનુપમ [ઉપમા રહિત] સુખ છે, તે સુખ સમર્થ યોગીઓવડે (કેવલી વિગેરે મહાપુરૂષોવડે) પણ કહી શકાય એવું નથી. ॥ ૮ ॥

**પુરગુણ જાણ કિરાત ન જંપે, તિમ પ્રભુ સૌખ્ય કહાયેજીરે;**
**દેશિક પુરુષ નિદર્શનરૂપે, સામાન્યે પરખાયે. સિ૦ ॥૯॥**

**અર્થ:**—નગરના ગુણ અને સ્વરૂપ [1]ભીલ્લે જાણ્યું છે તોપણ જંગલમાં ગયા બાદ પોતાના સગાં સંબંધીઓ નગર કેવું હોય! એમ પૂછવા છતાં જંગલમાં તેવી કોઇ વસ્તુના અભાવે કહી શકયો નહિં; તેમ સિદ્ધપ્રભુનું સુખ પણ તેવુંજ કહ્યું છે, તો પણ ઉપદેશક પુરૂષે દર્શાવેલાં દૃષ્ટાંતથી તે સિદ્ધનું સુખ સામાન્ય માત્રથી સમજી શકાય છે. ॥ ૯ ॥

**દેશકૃતાર્થ અયોગીજિણંદા, અક્ષીણ કર્મ પ્રભાવેજીરે;**
**સર્વકૃતાર્થ ભવંતેવાસી, નિઃશેષ કર્મ ખપાવે. સિ૦ ૧૦**

૧. એક રાજાને વિપરીત શિક્ષણ પામેલો ઘોડો હતો, તેના ઉપર બેસીને રાજા ચાલ્યો જાય છે. તેવામાં ઘોડો તોફાને ચઢ્યો, જેથી જંગલમાં આવી પડચો. અહીં તેને ભૂખ અને તરસ લાગી. નજર ફેરવતાં એક ભિલ્લની ઝુંપડી જોઈ. ત્યાં જતાં ભિલ્લે રાજાની પરોણાગત સારામાં સારી કરી. જેથી રાજાજી ઘણાં રાજી થઇને ભિલ્લને કહેવા લાગ્યા કે—હે ભિલ્લ! તેં આવા વિકટ સમયમાં મારા પ્રાણ બચાવ્યા, આ ઉપકાર ભૂલાશે નહિ. હવે તું મારી સાથે મારા નગરમાં ચાલ. આ પ્રમાણે કહેવાથી તે રાજાની સાથે નગરમાં આવ્યો. રાજાએ તેની સરભરા બહુજ સારી કરી. કેટલોક સમય વીત્યા બાદ તેને પોતાનું ઘર યાદ આવ્યું, જેથી રાજાની પાસે તેણે ઘેર જવા આજ્ઞા માગી. રાજાએ તો રહેવાનું ઘણું કહ્યું, પણ આને સ્વસ્થાને તીવ્ર ઉત્કંઠા હોવાથી ન છૂટકે પણ આજ્ઞા આપી. ભિલ્લ સહીસલામત અહીં આવ્યો. કુટુંબે પૂછ્યું કે તમે નગરમાં રાજાને ત્યાં કેવું સુખ ભોગવ્યું? આ પ્રશ્નના જવાબમાં અહીં નગરના જેવી ચીજ તેણે જોઇ નહિ, જેથી તે સુખ સમજાવી શકયો નહિ, એમ સિદ્ધનું સુખ પણ ન સમજાવી શકાય તેવું છે. કારણ કે એના જેવો પદાર્થ દેખાતો નથી. જો હોય તો 'આના જેવું સુખ શ્રી સિદ્ધ ભગવંતોને છે' એમ કહી શકાય.

અર્થ:—ચૌદમા ગુણસ્થાનવર્તી શ્રી અયોગી જિનેશ્વરો સર્વ કર્મનો ક્ષય નહિ કરેલો હોવાથી દેશકૃતાર્થ ગણાય, અને સર્વ કર્મનો ક્ષય કરીને સંસારને અન્તે વસનારા (લોકાન્તવાસી) સિદ્ધ પરમાત્માઓ સર્વકૃતાર્થ કહેવાય ॥ ૧૦ ॥

**રૂપાતીત અવસ્થા ધ્યાધી, નિજ વિભુ રૂપ નિહાલેજીરે;**
**"શ્રીગુરુનેમીશપદ્મ" ભણે તે, ભેદકપંક પખાલે.સિ૦૧૧**

( કાવ્ય તથા મન્ત્ર પૂર્વે કહેલ અહીં બોલવા. )

અર્થ:—આ પ્રમાણે રૂપાતીત અવસ્થાના (સિદ્ધસ્વરૂપના) ધ્યાનને કરનારા ભવ્ય જીવો પોતાનું અને જ્ઞાન સ્વરૂપે વ્યાપક પ્રભુનું (સિદ્ધ ભગવંતનું) સ્વરૂપ પ્રત્યક્ષ જુએ છે. શ્રી વિજય-નેમિસૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે તેવા જીવો ભેદ કરનાર [ સિદ્ધ અને સંસારીપણું એવો ભેદ ઉપજાવનાર ] કર્મરૂપ કાદવને ધૂએ છે. ( ક્ષય કરે છે )॥૧૧॥

---

# ॥ શ્રી આચાર્યપદ પૂજા ॥

॥ દૂહા ॥

આગમ તિમ નોઆગમે, સૂરીસ પય પણિહાણ;
જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ. ॥૧॥

**અર્થ:**—આગમ અને નોઆગમ એ બે પ્રકારના ભાવનિક્ષેપ વડે શ્રી આચાર્યપદનું ધ્યાન કરો. તેમાં જે સૂરિપદના અર્થનો જ્ઞાતા (જાણકાર) હોય અને તેના અર્થની વિચારણા કરવામાં ઉપયોગવાળો હોય તે જ્ઞાતા આગમભાવનિક્ષેપ કહેવાય. અને જો તે જ્ઞાન ક્રિયા અને ઉપયોગ એ ત્રણે સહિત હોય તો બીજો નોઆગમ ભાવનિક્ષેપ જાણવો. ॥ ૧ ॥

નામાદિક ચઉહા ક્રમે, નામ બિંબ પદયોગ્ય;
તનુ ઉપચાર નિબન્ધને, અનુપચરિત તે ધન્ય. ॥૨॥

**અર્થ:**—આચાર્યપદની વિચારણા ચાર નિક્ષેપે થાય છે. તેનાં નામ આ પ્રમાણે જાણવા. નામ નિક્ષેપ, સ્થાપના નિક્ષેપ, દ્રવ્ય નિક્ષેપ, ભાવ નિક્ષેપ. તેમા (૧) આચાર્ય એવું નામ તે નામ નિક્ષેપ, (૨) આચાર્યનું બિંબ–પ્રતિમા તે સ્થાપના નિક્ષેપ જાણવો. (૩) આચાર્યપદને લાયક જીવ તે દ્રવ્ય આચાર્ય, અથવા ઉપચાર નયના સંબંધે [ વ્યવહાર નયથી ] આચાર્યનો દેહ પણ દ્રવ્ય આચાર્ય છે, અને (૪) જે આચાર્યના સ્વરૂપમાં રમણ કરનાર અને છત્રીશ ગુણવાળા જીવો તે અનુપ-

ચરિત એટલે ભાવાચાર્ય કહેવાય. એવા અનુપચરિત ( ખરા, યથાર્થ ) આચાર્ય હોય, તેને [યથાર્થ સંપૂર્ણ ગુણને ધારણ કરનારા પુણ્યશાલી જીવોને] ધન્ય છે. આ શ્રી ભાવાચાર્યનું વર્ણન આગળ ત્રીજી ગાથાથી શરૂ થાય છે. ॥ ૨ ॥

**પ્રજ્ઞપ્તિ પ્રમુખ સૂત્રના, યોગોદ્વહન કરન્ત;**
**આરાહગ પ્રસ્થાનના, સાહગ સૂરિ સુમન્ત. ॥૩॥**

અર્થ:—સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતીજી વિગેરે સિદ્ધાન્તોનું યોગ વહન કરનારા શ્રી મેરૂ વિગેરે પાંચ પ્રસ્થાનના આરાધક તથા સૂરિ મન્ત્રના સાધક એવા આચાર્ય હોય છે.॥૩॥

**શ્રીજિનશાસનભાસને, ઉદિતોદિત દિનનાથ;**
**ભવિઉપકારે ઉદ્યતા, પંચાચાર સનાથ; ॥૪॥**

અર્થ:—શ્રી જિનેન્દ્ર શાસનના ભાવોને પ્રકાશ કરવામાં અત્યંત ઉદય પામેલા સૂર્ય સરખા, તથા હિતમાર્ગની દેશના દઈને ભવ્ય જીવોની ઉપર પરમ ઉપકાર કરનારા, અને પાંચ પ્રકારના આચાર પાળવાને સનાથ–ભવ્ય જીવોના ઉત્તમ નાથ સરખા ભાવાચાર્ય મહારાજા હોય છે. અથવા પાંચ પ્રકારના આચાર સહિત છે. અહીં [જ્ઞાનાચાર–દર્શનાચાર–ચારિત્રાચાર તપ આચાર–વીર્યાચાર એ ૫ આચાર જાણવા ] ॥ ૪ ॥

**નિજ પરતન્ત્ર વિશારદા, ઉવએસે દૃગચિત્ત;**
**ભાવાચાર્ય સમર્ચના, કારક જન્મ પવિત્ત. ॥૫॥**

અર્થ:—પોતના શાસ્ત્રો ( શ્રી આચારાંગ આદિ ને ) અને પરદર્શનના શાસ્ત્રોને ( સાંખ્યશાસ્ત્ર આદિ ) ને જાણનારા

[ અર્થાત્ વર્તમાન શ્રુતના જાણ ] એવા જે આચાર્ય ભગવંતો એક ચિત્તથી ભવ્ય જીવોને મોક્ષમાર્ગનો ઉપદેશ આપે છે તેવા ભાવ આચાર્યની ઉલ્લાસથી પૂજા ભક્તિ કરનાર ભવ્ય જીવોનો આ જન્મ અને પર જન્મ પણ પવિત્ર થાય છે. નવપદમય શ્રી સિદ્ધચક્રની આરાધના કરનારા પુણ્યશાલી ભવ્ય જીવો ઉપર જણાવ્યા મુજબ વિચારણા કરવામાં આત્માને જરૂર સાવધાન કરે. જેથી અનેક નિબિડ કર્મોનો નાશ થાય. ॥ ૫ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

[ સુમતિનાથ ગુણશું મિલીજી-એ રાગ. ]

**યુગપ્રધાન પતિ ગચ્છનાજી, જાતિકુલાદિ પ્રધાન;**
**રવિસમ દિપ્તિ વિરાજીય દેહા, ધર્મધુરંધર માન.**
**ત્રીજે પદ પ્રણમો, સૂરિ ભુવનાંગણ દીપ. ॥૧॥**

**અર્થ:**—જે યુગમાં મુનિઓ વર્તે છે તે યુગમાં તે મુનિઓમાં પ્રધાનપદે-મુખ્ય હોય, ગચ્છના અધિપતિ (સારણ વારણ આદિ કરનારા) હોય, ગૃહસ્થ અવસ્થામાં પણ જેમનાં જાતિ ( માતા પક્ષ ) અને કુળ-વંશ ( પિતા પક્ષ ) પ્રધાન-ઉત્તમ હતો એવા, તથા સૂર્ય સમાન તેજવડે દેદીપ્યમાન દેહવાળા અને ધર્મની ધુરાને ધારણ કરવામાં ધુરંધર-વૃષભ સરખા શ્રી આચાર્ય મહારાજને હે ભવ્ય જનો ! તમે નમસ્કાર કરો. કે જે આચાર્ય મહારાજા નવપદમાં ત્રીજે પદે

છે તેવા ત્રણ ભુવનરૂપ આંગણામાં દીપક સરખા આચાર્યનું ત્રીજે દિવસે ધ્યાન કરવું. ॥ ૧ ॥

**હિતનિસ્તંદ્ર અલગ વિકથાએ, વિસય કસાય વિરત્ત;**
**અપ્રમાદ શમિગણ સંભાલે, સારણ પમુહ પસત્ત–ત્રીજે૦ ૨**

**અર્થ:**—તે શ્રી આચાર્ય મહારાજ પરનું હિત કરવામાં તન્દ્રા–આળસ રહિત હોય છે. અને ચાર વિકથાઓથી અલગ રહેલા હોય છે, તથા વિષય અને કષાયથી વિરક્ત થયેલા, તેમજ પ્રમાદ રહિત થઈ ગચ્છના મુનિ ગણની સંભાળ રાખનારા જાણવા, મુનિઓને સારણાદિક કરવામાં (સારણા–વારણા–ચોયણા–પડિચોયણા એ ચાર કરવામાં) તત્પર (સાવધાન) એવા આચાર્ય તે ત્રીજા પદમાં નમસ્કાર કરવા યોગ્ય છે. ॥૨॥

**નહિ જિનવર દિનકર આ કાલે, તિમ નહિં કેવલીચંદ;**
**તત્ત પયાસય ઇહ નરખિત્ત, દીપ જીમ આગમછંદ-ત્રીજે૦૩**

**અર્થ:**—શ્રી જિનેશ્વર–તીર્થંકર રૂપી સૂર્ય આ કાળમાં નથી, તેમ કેવલી ભગવાનરૂપી ચન્દ્ર પણ આ કાળમાં નથી, એમ આ મનુષ્યક્ષેત્રમાં તત્વનો પ્રકાશ કરનાર તે સૂર્ય આદિ ન હોવાથી સિદ્ધાન્તના પદાર્થોનું રહસ્ય પ્રગટ કરવામાં (પ્રકાશવામાં સમજાવવાને) શ્રી આચાર્ય ભગવાન આ કાળમાં દીપક સરખા છે. ॥ ૩ ॥

**ગાઢકરાલ દુરિત ભર ભરિયા, જન પડતા ભવ કૂવ;**
**વચન રજ્જુથી ઉદ્ધરેજી, હરત કદાગ્રહ ધૂવ–ત્રીજે૦॥૪॥**

**અર્થ:**—અતિ ગાઢ ભયંકર પાપના સમૂહથી ભરેલા

જે જીવો ભવરૂપ કૂવામાં પડે છે તેવા અજ્ઞાન જીવોને પોતાના વચન-ઉપદેશરૂપી રજ્જુથી-દોરડાથી બહાર કાઢનારા આચાર્ય મહારાજ છે, અને તેવા અજ્ઞાન જીવોના કદાગ્રહરૂપી ધૂપ-તાપ-સંતાપને હરનારા એવા આચાર્ય ભગવાનને ત્રીજે પદે નમસ્કાર થાઓ ॥ ૪ ॥

**ન કરે તાતપ્રમુખ હિત તેવું; સાધક જે સૂરિરાજ;**
**છત્રુ દુવાલસસય ગુણ દરિયા, પૂજો તસ પદ આજ–ત્રીજે૦ ૫**

**અર્થ**:—માત પિતા વિગેરે સંબંધિઓ જેવું હિત ન કરે તેવું લોકોત્તર હિત કરનારા તે આચાર્ય ભગવાન જ છે, કે જે આચાર્ય બારસો છન્નુ ગુણ સમૂહના સાગર છે, [આચાર્યના ૩૬ પ્રકારના ૩૬ ગુણ હોવાથી ૩૬×૩૬=૧૨૯૬ છે] તે આચાર્યના ચરણ કમળને આજે (ત્રીજે દિવસે) પૂજો-(તેમની ભક્તિ કરો.) ॥ ૫ ॥

**લબ્ધિસદ્મ પણ અઇસયહારી જિમ ભાષે અંગસ્થાન;**
**"શ્રીગુરૂનેમીશ પદ્મ" ધરંતા, તસુ ચરણાંબુજ ધ્યાન-ત્રીજે૦ ૬**

**અર્થ**:—આચાર્ય યોગ્ય જે ઉપદેશલબ્ધિ આદિ લબ્ધિઓ તેનું સ્થાન સૂરિજી મહારાજ છે. તથા જે રીતે ત્રીજા સ્થાનાંગ નામના અંગમાં કહ્યા છે તેવા પાંચ અતિશય ધરનાર, તેવા આચાર્યના ચરણ કમળનું ધ્યાન શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મ સૂરિ કરે છે. ॥ ૬ ॥

---

( દૂહા )

પ્રૌઢસામ્રાજ્ય સુહંકરા, ભવ તિય સિવ પય જુગ્ગ;
શક્ર ન જસુ ગુણ વર્ણવે, મુણિગણ તત્તિ અલગ્ગ. ॥૧॥

અર્થ:--જે આચર્ય પ્રૌઢ સામ્રાજ્યના [ચતુર્વિધ સંઘ રૂપ રાજ્યના] સુખને કરનારા છે. પોતે ત્રણ ભવમાં શિવપદ પામવાને યોગ્ય છે. જેઓના ગુણ સૌધર્મ ઇન્દ્ર સરખા ઇન્દ્રો પણ વર્ણવી શકતા નથી. અને મુનિગણની તૃપ્તિ રહિત [જેટલો મુનિગણ છે તેટલાજ માત્રથી સંતોષ ન પામતાં નવા નવા ભવ્ય જીવોને દીક્ષા આપી ગચ્છની વૃદ્ધિ કરનાર] છે તે આચાર્યને નમસ્કાર થાઓ. ॥ ૧ ॥

આયોપાય વિચક્ષણા, મુક્તિમાર્ગ પ્રતિપાલ;
શરણાંગત પિંજરસમા, આત્મયજ્ઞ ઉજમાલ. ॥૨॥

અર્થ:—મુનિગણને (ગચ્છને) કઇ રીતે આય-લાભ થશે તેનો ઉપાય વિચારવામાં વિચક્ષણ-નિપુણ, મોક્ષમાર્ગનું પ્રતિપાલન કરનારા [જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણની સાધના રૂપ મોક્ષ માર્ગનું પાલન કરનારા, તથા શરણે આવેલા ભવ્ય જીવનું ચારિત્ર રૂપી પિંજર વડે રક્ષણ કરવાથી શરણાગત જીવનું રક્ષણ કરવામાં પિંજર સરખા (અર્થાત્ અન્ય હિંસક જીવોથી પક્ષીનું રક્ષણ કરનાર જેમ પિંજર છે, તેમ મોહ કર્મ આદિ ઘાતક કર્મોથી આચાર્ય રક્ષણ કરે છે માટે પિંજર સરખા) છે, તેમજ આત્મયજ્ઞ [હોમ હવન આદિ અન્ય જીવોની હિંસારૂપ યજ્ઞ વર્જીને પોતાનાજ આત્માના ગુણોનો ભાવ

યજ્ઞ] કરવામાં (આત્મિક ગુણોને સતેજ બનાવવા ઉદ્યમ-વંત એવા શ્રી આચાર્ય ભગવાન ત્રીજે પદે છે. ॥ ૨ ॥

**અભિગ્રહ યોગ પરાયણા, ભાવસરલ વિવિભાવ;**
**ઇષ્ટ સૂરિ નૃપ ચરણને, થુણ મનુજનુ એ દાવ. ॥૩॥**

**અર્થ**:—અનેક પ્રકારના દ્રવ્યાદિ અભિગ્રહો ધરવામાં અને યોગ ક્રિયામાં તત્પર, ભાવમાં સરળ (વક્ર સ્વભાવના નહિં) તથા વિભાવ પરિણતિ રહિત અને સર્વ જનોને ઇષ્ટ એવા સૂરિ રાજના ચરણ કમળની સેવના કરવી તેજ મનુષ્ય જન્મને સફલ કરવાનો દાવ-અવસર (શુભ પ્રસંગ) છે. ॥ ૩ ॥

---

## ઢાલ ૨ જી.

[ ગુરૂઆરે ગુણ તુમ તણા—એ રાગ. ]

**મુજ મન આચારજ ગમે, જે ભવચારક ગતકામારે;**
**ભાવભિષગ્વર અનુપમા, તિમ ચઉવિહ સંઘ વિસામારે. મુજ૦ ॥ ૧ ॥**

**અર્થ**—જે ભવચારક-સંસારરૂપી કેદખાનાની ઇચ્છા રહિત, કર્મરોગને ટાળવા માટે અનુપમ-ઉત્તમ એવા ભાવવૈદ સરખા તેમજ ચાર પ્રકારના સંઘને વિશ્રામરૂપ આચાર્ય ભગવાન છે તેવા આચાર્ય ભગવાન મારામનને (માં) બહુ ગમે છે. ( આનંદ આપનારા છે. ) ॥ ૧ ॥

**યોગ અવંચક નિર્મમા, વિજ્ઞઅર્ચ્ય નિયાણ ન લીનારે;**
**દાયક અર્થ સુવાચના, પરમાનન્દ અમૃત પીનારે. મુજ૦ ૨**

**પુણ્યોદય પદ પાવતા, જે સેવિત પર ઋષિરાજેરે;**
**ધન્ય પારગ તસુ પવહણા, સંસાર નીરધિ તીર કાજેરે. મુ૦૩**

અર્થ—યોગવડે અવંચક ( મન વચન કાયાના યોગ જૂદા નહિં પણ એક સ્વરૂપ હોવાથી પ્રપંચ રહિત, અર્થાત્ જે મનમાં તેજ વચનમાં અને તેવીજ ક્રિયાવાળા તે યોગાવંચક), તથા મમત્વ રહિત, વિદ્વાનોને પણ પૂજવા યોગ્ય, નિયાણુમાં લીન નહિં [ તપશ્ચર્યાદિકનું નિયાણું નહિ કરનારા ], અર્થની ઉત્તમ વાચના આપનારા, અને પરમાનંદરૂપી [ મોક્ષમાર્ગમાં મગ્ન થવાના આનંદરૂપ ] અમૃતના પાન વડે અતિ પુષ્ટ થયેલા, તથા બીજા મુનિરાજો વડે સેવાયેલા આચાર્ય પદને પ્રાપ્ત કરનારા [ અર્થાત્ સેવા કરતા મુનિરાજોને સુમાર્ગ દર્શાવવા વડે અત્યંત પુણ્ય પ્રાપ્ત કરનારા ], અથવા પુણ્યોદયના પદ (પવિત્ર ઉદયવાળા મોક્ષપદ )ને પામતા—પામવાની ઇચ્છાવાળા જે મુનિરાજો આચાર્ય ભગવાનની સેવા કરે છે તેવા મુનિરાજોને સંસારરૂપી સમુદ્રનો તીર—પાર પામવાને માટે તે આચાર્ય મહારાજ પાર ઉતારનાર પ્રવહણ—વહાણ સરખા બને છે, એવા શ્રી આચાર્યને ધન્ય છે. આવી ઉત્તમ સ્થિતિ ( આચાર્યપણું ) પ્રબલ પુણ્યોદય હોય, તોજ મલી શકે અને તેની ઠેઠ સુધી યથાર્થ મર્યાદા પાલીને સૂરિપદને પામનારા જીવો પણ વિશેષે કરીને ધન્ય છે. ॥ ૨-૩ ॥

**તે વિબુહા રૂચિનિર્મલા, વીરા અવિહડચરણ મહન્તારે;**
**જે અંતર બહુમાનશું, સેવે સૂરિ મહોદય કંતારે. મુજ૦૪**

અર્થ—જે પુણ્યશાલી ભવ્ય જીવો અંતરંગ બહુમાનથી

(પ્રેમથી) વિશાલ ઉદયવડે સુંદર એવા શ્રી આચાર્ય ભગવંતની સેવા (પૂજા–સત્કાર–વિનય) કરે છે, તેઓજ ખરા પંડિત કહેવાય, તેમનું સમ્યગ્દર્શન નિર્મલ બને છે, તેજ ધર્મવીર મહાપુરૂષો બને છે, અને તે મહાપુરૂષો શ્રી સૂરિમહારાજની સેવામાં રહીને ચારિત્રની નિર્મલ આરાધના કરી શકે છે. ॥ ૪ ॥

**અલિપંકજ દૃષ્ટાંતથી, લબ્ધિ સિદ્ધિ સકલ જ્યાં ભાસેરે;**
**"શ્રી ગુરુનેમિસૂરીશ્વરા", કહે "પદ્મ"**
**તહાં તે ભાસેરે. મુજ૦ ॥ ૫ ॥**

**અર્થ**—ભ્રમર કમળના દૃષ્ટાન્તે જ્યાં સર્વ પ્રકારની લબ્ધિઓ અને સિદ્ધિઓ પ્રગટ દેખાય છે. (ભ્રમર જેમ કમળનો રાગી હોઇને કમળમાં લીન થાય છે તેમ લબ્ધિઓ અને સિદ્ધિઓ પણ આચાર્યરૂપી કમળમાં લીન થાય છે, તે કારણથી શ્રી વિજયનેમિસૂરીશ્વર કહે છે કે જેમ પદ્મ–કમળ શોભે છે તેમ આચાર્ય ભગવાન પણ શોભે છે. [ અહિં "પદ્મ" એ પદથી શ્રી વિ૦ ને૦ સૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મસૂરિ આ પૂજાના કર્તા જણાવ્યા. ] ॥ ૫ ॥

॥ ઇતિ તપોગચ્છાધિપતિ પરમગુરૂ પૂજ્યપાદ આચાર્ય પુરંદર
શ્રી વિજયનેમિસૂરીશ્વર વિનેયાણુ વિજયપદ્મસૂરિ
પ્રણીતાયાં સ્પષ્ટાર્થ સહિતાયાં શ્રી સિદ્ધચક્ર
પૂજાયાં શ્રી આચાર્યપદ પૂજા સમાપ્તા ॥

( અહિં પૂર્વે કહેલ કાવ્ય તથા મંત્ર બોલવા. )

---

# ॥ ૪ ॥ શ્રી ઉપાધ્યાયપદ પૂજા. ॥

દૂહા.

**આગમ તિમ નોઆગમે, વાયગ પય પણિહાણ;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ. ॥૧॥**

**અર્થ**—આગમ ભાવનિક્ષેપ વડે, અને નોઆગમ ભાવનિક્ષેપ વડે શ્રી વાચકપદનું-ઉપાધ્યાયનું પ્રણિધાન ( ધ્યાન ) કરવું જોઈએ. તેમાં ઉપાધ્યાય પદના અર્થનો જ્ઞાતા (જાણકાર) હોય અને તેના અર્થની વિચારણા કરવામાં ઉપયોગવાળો હોય તો એવો ભવ્ય જીવ આગમ ભાવનિક્ષેપના અભિપ્રાયે ઉપાધ્યાવ કહેવાય, અને જે જ્ઞાતા હોય તથા અર્થમાં ઉપયોગવાળો હોય તે ઉપરાન્ત ઉપાધ્યાયપદને યોગ્ય અનુષ્ઠાન-ક્રિયા પણ કરતો હોય તો એ પ્રમાણે ત્રણે સહિત વર્તતા ભવ્ય જીવો નોઆગમથી ભાવ ઉપાધ્યાય ગણાય. એ રીતે ભાવ ઉપાધ્યાયના ( આગમ અને નોઆગમ એમ ) બે નિક્ષેપ કહ્યા. ॥ ૧ ॥

**નામાદિક ચઉહા ક્રમે, નામ બિંબ પદ યોગ્ય;**
**તણુ ઉવયાર નિબંધણે, અનુપમચરિત તે ધન્ય. ॥૨॥**

**અર્થ**—તથા નામ ઉપાધ્યાય, સ્થાપના ઉપાધ્યાય, દ્રવ્ય ઉપાધ્યાય ને ભાવ ઉપાધ્યાય એ ચાર મૂળ નિક્ષેપથી ચાર પ્રકારના ઉપાધ્યાય છે. ત્યાં કોઇનું "ઉપાધ્યાય" એવું ચાર અક્ષરવાળું નામ પાડીએ તે નામ ઉપાધ્યાય કહેવાય. ઉપાધ્યાય મહારાજનું બિંબ-પ્રતિમા તે સ્થાપના ઉપાધ્યાય કહેવાય

અને ઉપાધ્યાય પદને લાયક એવા ભવ્ય જીવો અથવા ઉપાધ્યાય પદ જે દેહથી પામવાના છે અથવા પામી ગયા છે, એવા જીવ રહિત દેહ તે પણ ઉપચારથી (દ્રવ્ય) ઉપાધ્યાય કહેવાય, અને ઉપાધ્યાયના અનુપમ-ઉત્તમ સ્વરૂપમાં વર્તતા જે શ્રમણ નિર્ગ્રંથો, તે ભાવ ઉપાધ્યાય કહેવાય, એવા ભાવ ઉપાધ્યાયને ધન્ય છે. ॥ ૨ ॥

**સૂત્ર અર્થ તદુભય તણા, પાઠક જેહ કહાય;**
**ઉવજ્ઝાય ચોથે પદે, પ્રણમો ગચ્છસહાય. ॥૩॥**

**અર્થ:**—મુખ્યતાએ આચારાંગ આદિ સૂત્રને ભણાવનારા જે મુનિ તે ઉપાધ્યાય કહેવાય, કારણ કે અર્થ ભણાવનારા આચાર્ય હોય છે. અહીં ખાસ કારણે ઉપાધ્યાયજી પણ મુનિવરોને અર્થ ભણાવે એમ સમજવું. એમ સૂત્ર વિગેરેને ભણાવવા વિગેરે દ્વારા ગચ્છ (શ્રમણ સમુદાય)ને સહાય કરનારા શ્રી ઉપાધ્યાયજી મહારાજ તે નવપદમાં ચોથે પદે છે, તેમને નમસ્કાર થાઓ. ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

[ તે દિન ક્યારે આવશે—એ રાગ. ]

**નમોરે નમો ઉવજ્ઝાયને, સૂત્રાર્થોભય યુક્ત;**
**ધારક અંગ ઉપાંગના, આગમયોગ વહંત-નમો૦ ॥૧॥**

**અર્થ**—શ્રી ઉપાધ્યાય ભગવાન સૂત્ર અર્થ અને ઉભય એટલે સૂત્રાર્થ બન્નેના જાણકાર હોય છે (ભણાવવામાં તો મુખ્યતાએ સૂત્ર ભણાવે) તેથી સૂત્રાદિ ત્રણે સહિત જે ૧૨

અંગ[1] (હાલ ૧૧ અંગ) અને ઉવવાઈ આદિ બાર ઉપાંગને ધારણ કરનારા (જાણનારા) હોય છે, તેમજ આગમના યોગને વહન કરનારા હોય છે. ॥ ૧ ॥

**વિસ્તારક શ્રુત અર્થના, દ્રવ્યાદિક અનુસાર;**
**જડ જન નિત ઉપદેશશું, કરે પૂજ્ય ઉદાર–નમો૦ ॥૨॥**

અર્થ—દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને અનુસરીને શ્રી સિદ્ધાન્તના અર્થનો વિસ્તાર કરનારા એવા ઉપાધ્યાય ભગવાન જડ પુરૂષોને (અજ્ઞાન જીવોને) નિરન્તર ઉપદેશ આપીને તેઓને પણ ઉદાર–પ્રધાન જ્ઞાનાદિ ગુણવાળા કરે છે, અને લોકમાં પૂજનીય કરે છે. ॥ ૨ ॥

**મોહ ભુજંગ હલાહલે, આચ્છાદિત જસ નાણ;**
**નવ્ય દીયે તસ ચેતના, ગારુડી સમ જાણ–નમો૦ ॥૩॥**

અર્થ—જેમ સર્પનું ઝેર ઉતારવાના મંત્રના જાણકાર ગારૂડીઓ સર્પના વિષને ઉતારી ચૈતન્ય લાવે (સાવધાન કરે) છે તેમ મોહ કર્મરૂપી સર્પના વિષ (ઝેર) વડે જેઓની ચેતના (સમજણ શક્તિ) આચ્છાદિત થઇ (ઢંકાઇ) ગઈ છે (જે જીવો બેભાન બનેલા છે.) તેવા જીવોને ઉત્તમ ઉપદેશરૂપી

૧. અંગ વિગેરેમાં શું શું બીના આવે છે? આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો શ્રી શ્રાવક ધર્મજાગરિકા (પ્હેલી આવૃત્તિ)ની પ્રસ્તાવનામાં મેં કર્યો છે. તે બીના ત્યાંથી જોઈ લેવી. શ્રી આચારાંગ વિગેરે અંગસૂત્રો પ્હેલાં બાર ગણાતા હતા. પણ હાલ દૃષ્ટિવાદનો વિચ્છેદ થયો, તેથી ૧૧ હયાત છે.

મંત્ર વડે નવી ચેતના પ્રગટાવે છે, માટે શ્રી ઉપાધ્યાયજી મહારાજ એ રીતે ગારૂડી સમાન જાણવા ॥ ૩ ॥

**વિમતિ ગદાર્દિત ભવ્યને, જિમ ધન્વંતરી તેમ;**
**શાસ્ત્રરસાયણ યોગથી, કરે સજ્જ સુક્ષેમ–નમો૦ ॥૪॥**

**અર્થ**—શરીરના રોગથી પીડા પામતા જીવોને જેમ ધન્વંતરી વૈદ્ય રસાયણ આદિ ઔષધોથી રોગ મટાડી નીરોગી (સાજા) બનાવે છે, તેમ વિમતિ–દુર્મતિ વા મિથ્યાત્વાદિ રોગ વડે પીડા પામેલા–પામતા જીવોને શ્રી ઉપાધ્યાયજી મહારાજ શાસ્ત્રોપદેશરૂપી રસાયણ ઔષધોથી નિર્વિઘ્નપણે સાજા કરે છે. ॥ ૪ ॥

**અક્ષર બાવનાચંદને ઉપશામક અઘતાપ;**
**"શ્રી ગુરુનેમીશ પદ્મને",**
**નમતાં મોદ અમાપ–નમો૦ ॥૫॥**

**અર્થ**—શ્રી ઉપાધ્યાય ભગવાન બાવનાચંદન સરખા અત્યંત શીતલ અક્ષરથી–ઉપદેશથી ભવ્ય જીવોના પાપરૂપી તાપને શાન્તિ પમાડનારા છે, જેથી શ્રી વિજયનેમિસૂરીશ્વર જેના ગુરૂદેવ છે એવા શ્રી વિજયપદ્મસૂરિને એવા ઉપાધ્યાયને નમસ્કાર કરતાં અપાર આનંદ થાય છે. ॥ ૫ ॥

(દૂહા)

**ગણચિંતક યુવરાજ જે, અનુગ્રહ જીવનવન્ત;**
**પણવીસ ગુણ ધ્યાવો મુદા, દ્રવ્યસૂરિપદ સંત. ॥૧॥**

**અર્થ**—રાજાનો મોટો પુત્ર યુવરાજ જેમ રાજ્યચિંતા

કરનાર હોય છે તેમ શ્રી ઉપાધ્યાયજી આચાર્યના ગણુની-મુનિસમુદાયની ચિંતા કરે (સંભાળ રાખે) છે. જેથી તેઓ ઉપકાર કરવાના જીવનવાળા છે, એવા સૂરિપદની (ભવિષ્યમાં આચાર્ય થવાની.) યોગ્યતાવાળા સંતપુરૂષ ઉપાધ્યાય ભગવાનના ૨૫ ગુણ છે તે ૨૫ ગુણવાળા ઉપાધ્યાયનુ હર્ષપૂર્વક હંમેશાં ધ્યાન કરો. ॥ ૧ ॥

---

॥ ઢાલ ૨ જી ॥

[ જગજીવન જગ વાલહો—એ રાગ. ]

**ધન્ય ધન્ય તે ઉવજ્ઝાયને, ગણરક્ષણ સાવધાન લાલરે;**
**અનુપમ તપ સજ્ઝાય જે,**
**તત્પર તત્થ સુજાણ લાલરે. ધન્ય૦ ॥ ૧ ॥**

**અર્થ:**—જે ઉપાધ્યાય ભગવાન મુનિગણનું-ગચ્છનું રક્ષણ કરવામાં સાવધાન છે, તથા અતિ ઉત્તમ નિરૂપમ એવા તપ સ્વાધ્યાય આદિ ધર્માનુષ્ઠાનોમાં તત્પર છે. અને તપશ્ચર્યાદિ વિધિના પણ અતિ જાણકાર છે. વારંવાર ધન્ય છે એવા તે ઉપાધ્યાયજી મહારાજને. ॥ ૧ ॥

**ક્ષીરનીરપીયૂષ સારિખા, ઉભય સંવેગ પ્રધાન લાલરે;**
**તે શ્રુતબોધે તોષતા, ભવિજન કરુણા સ્થાન લાલરે. ધ૦ ૨**

**અર્થ:**—વળી ઉપાધ્યાય મહારાજ ક્ષીર સરખા છે. અને જળ સરખા છે તથા અમૃત સરખા છે. અને દ્રવ્ય અને ભાવ એમ બે પ્રકારના સંવેગ ગુણે કરી પ્રધાન છે, આથી

તેઓ શ્રુતજ્ઞાનના ઉપદેશ વડે ક્ષીર નીર ને અમૃતની માફક ભવ્યજનોને સંતોષ કરનારા અને કરૂણા–કૃપાનું ઘર (દયાળુ) છે. ॥ ૨ ॥

**કૌશલ નય ગમ ભંગમાં, ઈતર સમય વૈદગ્ધ્ય લાલરે,**
**વિજ્ઞાન દ્વાદશ અંગનું, પ્રાપક તેહ અનન્ય લાલરે. ધ૦ ૩**

**અર્થ:**—સાત નય, ગમ અને સપ્તભંગી આદિ ભાંગા એ સર્વ વચનમાર્ગના પ્રકારોમાં અતિ કુશળતાવાળા હોવાથી સ્વશાસ્ત્રનિપુણ, તેમજ અન્ય શાસ્ત્રોમાં પણ નિપુણતાવાળા શ્રી ઉપાધ્યાયજી છે. તથા મુનિ સમુદાયને બાર અંગનું જ્ઞાન પમાડનારા એમના (ઉપાધ્યાયના) જેવા કોઈ નથી. ॥૩॥

**બ્રાહ્મી લક્ષ્મી ધૃતિ પાસમાં, જસ વાચક આધાર લાલરે;**
**તે કિમ જેય કુતીર્થિએ, સ્યાદ્વાદમત સુવિચાર લાલરે. ધ૦૪**

**અર્થ:**—જે મુનિઓને શ્રી ઉપાધ્યાય ભગવાનનો આધાર (આશ્રય) છે તે મુનિઓને તો સરસ્વતી (જ્ઞાન) લક્ષ્મી (અભ્યંતર ચારિત્ર લક્ષ્મી) અને ધીરજ એ ત્રણ મુખ્ય વસ્તુ પાસેજ વસે છે, તેવા સ્યાદ્વાદમતમાં અતિ કુશળ વિચારવાળા ઉપાધ્યાયજીના આશરે રહેલા મુનિઓ પણ કુતીર્થિઓ વડે જીતવા યોગ્ય કેમ હોય? અર્થાત્ નજ હોય. તાત્પર્ય એ કે અન્ય ધર્મિઓ શ્રી ઉપાધ્યાયજીએ ભણાવેલા સાધુઓને નજ જીતી શકે. ॥ ૪ ॥

**દીપક માર્ગ પ્રકાશને, સગ અખ્ખર પણિહાણ લાલરે;**
**“શ્રી ગુરુનેમીશ પદ્મને”,**
**દાયગ નાણ નિહાણ લાલરે. ધન્ય૦ ॥ ૫ ॥**

**અર્થ:**—જ્ઞાનાદિ માર્ગનો પ્રકાશ કરવામાં દીવાની જેવા સાત અક્ષરના "**નમો ઉવજ્ઝાયાણં**" એવા નામનું પ્રણિધાન (ધ્યાન) કરો. શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે જે જ્ઞાન રૂપી નિધાનના દેનાર છે એવા ઉપાધ્યાયને વારંવાર ધન્ય છે. ॥ ૫ ॥

**॥ ઇતિ શ્રીઉપાધ્યાયપદપૂજા સમાપ્તા ॥**

( અહિં પ્રથમ કહેલ કાવ્ય તથા મંત્ર બોલવો. )

---

# ॥ ૫ ॥ શ્રી સાધુપદ પૂજા ॥

( દૂહા )

**આગમ તિમ નોઆગમે, અનિક્ષય પય પણિહાણ;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ. ॥૧॥**

અર્થ:—હે ભવ્ય જીવો ! સાધુ પદનું ધ્યાન આગમ ભાવનિક્ષેપે અને નોઆગમ ભાવનિક્ષેપે કરવું જોઇએ. તેમાં સાધુપદના અર્થના (સ્વરૂપના) જ્ઞાતા (જાણકાર) હોય અને સાધુપદના અર્થની વિચારણા કરવામાં ઉપયોગવાળા હોય એવા ભવ્ય જીવોને આગમભાવ નિક્ષેપથી સાધુ કહેવાય, અને એ સાથે જો સાધુને ઉચિત ક્રિયા વિગેરે સહિત પણ હોય તો તે જીવો બીજા નોઆગમ ભવ્ય નિક્ષેપે સાધુ જાણવા. ॥૧॥

**નામાદિક ચઉહા ક્રમે, નામ મૂર્તિ પદ યોગ્ય;**
**તણુ ઉવયારનિબંધણે, અણુવચરિય તે ધન્ય. ॥૨॥**

**અર્થ:**—તથા નામ સ્થાપના દ્રવ્ય ને ભાવ એ ચાર નિક્ષેપે

પણ સાધુ છે તે અનુક્રમે આ પ્રમાણે-જેનું "સાધુ" એ બે અક્ષરવાળું નામ પાડયું હોય, તે નામ સાધુ કહેવાય અને સાધુની મૂર્તિ-પ્રતિમા તે સ્થાપના સાધુ કહેવાય તથા સાધુપદને યોગ્ય જીવો તથા ઉપચારથી સાધુપણાના સંબંધવાળા ઔદારિક શરીરાદિ પણ દ્રવ્ય સાધુ કહેવાય, અને સાધુના સ્વરૂપમાં રમણ કરતા-વર્તતા મુનિ તે વિના ઉપચારે (તત્ત્વથી) ભાવ સાધુ કહેવાય, એવા ભાવ સાધુને ધન્ય છે. ॥ ૨ ॥

**મૂલોત્તરગુણનન્દને, રમતા સમતા વાસ;**
**સચ્ચ સાહુ સિવસાહગા, વન્દો ભાવ વિકાસ. ॥૩॥**

**અર્થ:**—મૂળ ગુણ તે પંચ મહાવ્રત અને ઉત્તરગુણ તે પિંડવિશુદ્ધિ આદિ નિર્મળ અનુષ્ઠાનો તે રૂપ નંદનવનમાં રમતા-આનંદ કરનાર એવા સમતાભાવે રહેતા મુનિરાજ તેજ સત્ય સાધુ કહેવાય, અને તેજ શિવપદના સાધક છે, અને સદ્‌ભાવનો-ઉત્તમ ભાવનાઓનો વિકાશ કરનાર એવા એ સાધુપદને વારંવાર નમસ્કાર થાઓ ॥ ૩ ॥

## ॥ ઢાલ ૧ લી ॥

( રમતી ગમતી હમુને સાહેલી—એ રાગ. )

**ભાવચરણ નવકલ્પવિહારી, નિઃસંગ વિમલાશયધારીરે;**
**નમું-એ મુનિ મુજ નિત હિતકારી.**
**માર્દવ આર્જવ શુચિ શ્રુત ધારી,**
**શમ પરિણતિધર સુખકારીરે. નમું૦ ॥૧॥**

**અર્થ**—ભાવ ચારિત્રવંત, નવકલ્પી [ચોમાસાનો ૧ કલ્પને ને ૮ માસના ૮ કલ્પ મળીને ૯ કલ્પી] વિહાર કરનારા. સ્ત્રી પુત્રાદિના સંગ રહિત, અને પવિત્ર આશયવાળા [ વિશુદ્ધ અધ્યવસાય સ્થાનોમાં વર્તતા ] એવા શ્રી મુનિરાજ કે જેઓ મને નિરન્તર હિત–કલ્યાણ કરનારા છે, તે પાંચમા પદવર્તી શ્રી મુનિ મહારાજને હું વારંવાર નમસ્કાર કરૂં છું. તથા માર્દવધર્મ (મદ રહિતપણુ), આર્જવધર્મ (માયા-રહિતપણું), શુદ્ધ અધ્યવસાયરૂપ પવિત્રતા અને શ્રુતજ્ઞાનના ધરનાર, તથા શમપણાની પરિણતિને [ ઉપશમ પરિણામને–શાન્તિ સ્વરૂપને ] ધરનારા અને તેથી પોતે સુખી અને બીજાને પણ સુખ કરનારા એવા પંચમ પદવર્તી મુનિરાજને હું નમસ્કાર કરૂં છું. ॥૧॥

**દર્શન જ્ઞાન ચરણત્રિકયોગે સાધકસાધ્ય સદાચારીરે; નમું૦**
**ગ્રહણ આસેવન દુવિહા શિક્ષા, ધારક આર્ત્તયુગલ વારીરે;**
**નમું૦ ॥ ૨ ॥**

**અર્થ**:—સાધ્ય જે શિવપદ તેને દર્શન જ્ઞાન ને ચારિત્ર એ ત્રણના યોગે સાધનારા સાધુ હોય છે. એમ "**મોક્ષમાર્ગ સાધયતીતિ સાધુ:**" આ સાધુપદની વ્યુત્પત્તિથી જાણી શકાય છે. અને તેથી સદાચારવાળા ( જ્ઞાનાચાર આદિ આચાર-વાળા ), તથા ગ્રહણશિક્ષા [ ધર્માનુષ્ઠાન વિધિઓને ગુરૂ પાસેથી શીખવી, અથવા શ્રુતજ્ઞાનાદિ ગ્રહણ કરવું તે ગ્રહણશિક્ષા ], અને આસેવન શિક્ષા [ આચાર વિચારના નિયમો પાળવા ]

એ બે પ્રકારની શિક્ષા ધારણ કરનારા, તથા આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બે દુર્ધ્યાનને દૂર કરનારા. ॥ ૨ ॥

**ક્ષાંતિનિલય શલ્યત્રિક અલગા, જિણઆણાહર**
**મયટાલીરે, નમું૦**
**ગારવ નહિ વિકથા અકષાયી, ઇન્દ્રિયહય દમ**
**અનુસારીરે. નમું૦ ॥૩॥**

અર્થઃ—ક્ષમાના સ્થાન, માયાશલ્ય નિયાણશલ્ય અને મિથ્યાત્વશલ્યથી અલગ થયેલા, તથા મદ—અભિમાન દૂર કરીને શ્રી જિનેશ્વરપ્રભુની આજ્ઞાના ધારણ કરનારા મુનિરાજ હોય છે. તેમજ (૧) ઋદ્ધિગારવ (૨) રસગારવ (૩) શાતાગારવ એ ત્રણ ગારવ રહિત, વિકથા રહિત, કષાય રહિત, તથા ઇન્દ્રિયો રૂપી માતેલા ઘોડાઓનું જે રીતે દમન થાય તે તે રીતિને અનુસરનારા (તે રીતે વર્તનારા) એવા શ્રી મુનિરાજને પાંચમા પદમાં હું નમસ્કાર કરૂં છું. ॥ ૩ ॥

**વ્રતલઘુ પણ પદધારકધોરી, પંચ પદસ્થપૂજનકારીરે; નમું૦**
**વાંચન પૃચ્છન ગણન વિચારી, ધર્મકથા ભવ નિસ્તારીરે.**
**નમું૦ ॥ ૪ ॥**

અર્થઃ—જે સાધુ વ્રતપર્યાયમાં (ચારિત્રવયમાં) નાના હોય પરન્તુ જો તે પદવીધર હોય, તો તે મોટા ગણાય છે, એમ સમજીને પાંચ પદવીઓમાં વર્તતા [આચાર્ય—ઉપાધ્યાય—પ્રવર્તક—સ્થવિર—ગણાવચ્છેદક એ પાંચ પદવીવાળા] તે પૂજ્ય શ્રમણોની મુનિઓ પૂજાભક્તિ કરે છે. (૧) વાચના

(૨) પૃચ્છના (૩) પરાવર્તના, (૪) અનુપ્રેક્ષા અને (૫) ધર્મકથા એ પાંચ પ્રકારના સ્વાધ્યાય ધ્યાનથી મુનિવરો ભવનો નિસ્તાર કરે છે અને કરાવે છે માટે એવા મુનિરાજને પાંચમા પદે નમસ્કાર કરૂં છું. ॥ ૪ ॥

**ચઉવિહ ધમ્મ સયા ઉવએસે, પંચ પ્રમાદ સુપરિહારીરે;**
**નમું૦**
**ત્રણ વેદ હાસ્યાદિક ષટ્ ટાલે, ભાલે ન મિથ્યામતિનારીરે.**
**નમું૦ ॥ ૫ ॥**

**અર્થ**:—શ્રી મુનિરાજ દાન શીલ તપ ને ભાવ એ ચાર પ્રકારના ધર્મનો હંમેશાં ઉપદેશ કરે છે. મદ્ય વિષય કષાય વિકથા ને નિદ્રા એ પાંચ પ્રમાદને સર્વથા ટાળે છે, તથા ત્રણ વેદના ઉદયને રોકે છે, તથા હાસ્ય રતિ અરતિ શોક ભય જુગુપ્સા એ ૬ નોકષાયથી પણ અલગ રહે છે. તથા મિથ્યામતિ રૂપી સ્ત્રીની સામે નજર પણ કરતા નથી એવા શ્રી મુનિરાજને હું પાંચમા પદે નમસ્કાર કરૂં છું. ॥ ૫ ॥

**બાહ્ય અભ્યન્તર ગ્રંથિ નિવારે, સમ જસ નિર્ધન**
**અધિકારીરે; નમું૦**
**પ્રાણશું પ્યારા જીવનિકાયા, લેખત નવવિહ સીલધારીરે;**
**નમું૦ ॥ ૬ ॥**

**અર્થ**:—તેમજ તે સાધુ મહારાજ ધન કંચન આદિ બાહ્ય ગ્રંથીને અને મિથ્યાત્વાદિ ૧૪ પ્રકારની અભ્યન્તર ગ્રંથિને

(મિથ્યાત્વ-૪ કષાય-૯ નોકષાયને) દૂર કરે છે, તથા તેમને નિર્ધન જનો અને અધિકારી (મહર્ધિકજનો) એ બન્ને સરખા છે, તથા પૃથ્વીકાયાદિ ૬ પ્રકારના જીવનિકાયોને પોતાના પ્રાણથી પણ અતિપ્રીય ગણે છે (તેથી ૬ કાયના રક્ષક), અને શીયલ વ્રતની નવ વાડને ધરનારા હોવાથી નવ પ્રકારના શીલ વ્રતધારી (અથવા મન વચન કાયાથી સ્ત્રી પુરૂષ નપુંસક પ્રત્યે વિકાર દૃષ્ટિવાળા નહિં) એવા મુનિરાજને પાંચમા પદે હું નમસ્કાર કરૂં છું. ॥ ૬ ॥

**ગુરૂવ્રત વ્રત આતમ સમ પાલે, દ્વાદશ પ્રતિમાધર**
**મ્હાલીરે; નમું૦**
**"શ્રી ગુરુનેમીશ પદ્મ" ભણે એ, સેવન ઉચિતા**
**જયકારીરે. નમું૦ ॥ ૭ ॥**

અર્થ:—પાંચ મહાવ્રતના મહા નિયમોને પોતાના જીવની પેઠે પાલન કરનારા, તથા એક માસિકી આદિ બાર પ્રકારની સાધુ પ્રતિમાઓનું [ બાર પ્રકારના ઉત્કૃષ્ટ અભિગ્રહોનું ] પાલન કરી આનંદ પામનારા એવા સાધુ મુનિવરો હોય છે. માટે શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે—એવા મુનિમહારાજની હે ભવ્ય જીવો તમારે ઉચિત વિધિએ જરૂર દરરોજ સેવા કરવી જોઇએ. કારણ કે કર્મ શત્રુને જીતાવનારી સાધુ ભક્તિ હોય છે. ॥ ૭ ॥

( દૂહા )

મુક્તિ અકિંચન સંયમી, સત્ય પ્રીય વદનાર;
પવયણ જણણી સેવગા, મુનિતા એમ વિચાર. ॥૧॥

અર્થઃ—નિર્લોભતા, અપરિગ્રહ, એ બે ધર્મવાળા તથા ૧૭ પ્રકારના સંયમવાળા તથા સત્ય વચન અને પ્રીય વચન બોલનાર [ પ્રિયં પત્થ્યં વચસ્તથ્યં ઇત્યાદિ વચનથી પ્રીય પત્થ્ય તથ્ય મિત વચન બોલનાર ] તથા ઈર્યાસિમિતિ આદિ પાંચ સમિતિ અને ૩ ગુપ્તિરૂપ ૮ પ્રવચન માતાના આરાધક એવા મુનિ હોય, તેમને મુનિપણું (તેજ પાંચમા સાધુ પદમાં) છે એમ જાણવું. ॥૧॥

॥ ઢાલ ૨ જી ॥

( સિદ્ધારથનારે નન્દન વિનવું—એ રાગ. )

ભજ ભજ ભાવેરે શ્રમણ સુહંકરા, નિજરતિ પીયૂષપાન;
દ્વાદશભેદેરે તપ તપતા ભલા, ભદ્રંકર ભગવાન,
ચેતન તજીએરે મમતા જાલને. ॥ ૧ ॥

અર્થઃ—હે ભવ્યો ! સુખ કરનારા એવા સાધુઓની -મુનિઓની ભકિત વારંવાર કરો, કે જે સાધુઓ-શ્રમણો સ્વરૂપ રમણુતા રૂપ અમૃતનું પાન કરનારા છે, તથા ૬ બાહ્ય-તપ ને ૬ અભ્યન્તર તપ એ ૧૨ પ્રકારના તપને તપનારા એવા ભલા ઉત્તમ સાધુઓ કલ્યાણ કરનારા છે, તેમજ ભગ શબ્દના સંભવતા જ્ઞાનાદિ યુક્ત અર્થવાળા હોવાથી ભગવાન

પણ છે, માટે હે ચેતન! મમત્વજાળને તજીએ અને તેવી મમતાજાળથી વિરક્ત થયેલા પાંચમા પદવર્તી મુનિ–સાધુપદની ભક્તિ કરીએ. ॥ ૧ ॥

**જે હરિ ચક્રીરે નવિ પામે કદા, લહે સુખ તે સાધુરાજ;**
**તદ્ભવ ભદ્રીરે તેવા સંપજે, તીર્થંકર શીરતાજ. ચેતન૦૨**

અર્થ:—ત્રણ ખંડના અધિપતિ વાસુદેવો અને છ ખંડના મહાન સામ્રાજ્યવાળા ચક્રવર્તીઓ પણ જે સુખને પામી શકતા નથી તેવા સુખને મુનિમહારાજો પામી શકે છે. (કારણ કે જે વાસુદેવ વિગેરેનું સુખ તે આત્માનું સ્વાભાવિક સુખ નથી, અને શ્રી સાધુ ભગવંતનું સુખ તે આત્માનું સ્વાભાવિક સુખ છે.) વળી એ સાધુપણાથીજ તદ્ભવ ભદ્રી–તેજ ભવમાં મોક્ષને પામવાવાળા ચરમશરીરી શ્રી તીર્થંકર વિગેરે પણ સંયમી બનેજ છે, તો પછી તેમનાથી ઉતરતા દરજ્જાવાળા પુણ્યશાલી ભવ્ય જીવોએ સાધુ અવસ્થાને અપૂર્વ શાંતિદાયક ગણીને તેની આરાધના વિશેષે કરીને કરવી જોઇએ. કારણ કે આપણા કેટલા ભવ બાકી છે? એટલે કેટલામે ભવે મુક્તિપદ પામીશું? આ બાબત જાણવાને આપણી પાસે અવધિજ્ઞાનાદિ સાધન નથી. ને શ્રી તીર્થંકરાદિની પાસે તો તેવું સાધન હોય છે. એમ સમજીને હે ચેતન! મમતા જાળને દૂર કરીને પાંચમે દિવસે શ્રી સાધુપદની ભક્તિ કરો. ॥ ૨ ॥

**પરિષહભાવેરે સુરગિરિનિશ્ચલા, આગમ યોગી અદીન;**
**ઉપશમભાવીરે સગવીસગુણધરા, મધુકરસમ વૃત્તિલીન.**
**ચેતન૦ ॥ ૩ ॥**

અર્થઃ—પૂજ્યશ્રી શ્રમણ નિર્ગ્રંથો ક્ષુધા આદિ ૨૨ પરિષહો[૧] અથવા દેવકૃત આદિ ૪ પ્રકારના પરિષહો [૨]ઉપસર્ગો પ્રાપ્ત થતાં પણ મેરૂ પર્વતની માફક અડગ–નિશ્ચલ રહે છે, શ્રી સર્વજ્ઞ પ્રભુએ કહેલા અને શ્રી ગણધર દેવે ગુંથેલા આગમના યોગની ક્રિયા કરે છે (સિદ્ધાન્તમાં કહેલી વિધિ પ્રમાણે આગમની આરાધના કરવા માટે ક્રિયા અનુષ્ઠાનો કરે છે), અને ખેદ રહિત હોય છે. (સંકટના પ્રસંગે હવે શું કરવું! વગેરે વિચારીને કાયર બનતા નથી) તથા સ્વભાવે શાંત હોય છે. (ક્રોધાદિને દબાવે છે) અને સાધુના ૨૭ ગુણને ધારણ કરે છે, અને ભ્રમર જેમ કમળને પીડા ઉપજાવ્યા વિના રસ ચૂસે છે તેવી રીતે અન્યને બાધા ન ઉપજે તેવી મધુકર વૃત્તિએ ભિક્ષા ગ્રહણ કરીને આજીવિકા ચલાવવામાં લીન–રક્ત (સાવધાન) એવા સાધુ પાંચમે પદે છે તેમને હે ચેતન! સાંસારિક પદાર્થોમાં રહેલી મમતાજાળ દૂર કરીને ભક્તિ કરો. ॥ ૩ ॥

**અતિપરિણામી અપરિણામી નહિ, નિર્મોહી તોષવાસ;**
**ભાવદયામ્ભોધિ સત્ત્વગુણાલયી, ગુરુકુલવાસ પ્રવાસ.**
**ચેતન૦ ॥ ૪ ॥**

૧ આની વિશેષ બીના જાણવા માટે શ્રી નવતત્ત્વ વિસ્તરાર્થ નામના ગ્રંથને જરૂર જોવો જોઇએ, કારણકે ત્યાં સંવરતત્ત્વના વર્ણનમાં દરેક પરીષહના પ્રસંગે કથા આપીને બહુંજ સારૂં વર્ણન કર્યું છે. મારા વિદ્યાગુરૂ પરમોપકારી પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી વિજ્યોદય સૂરીશ્વરજી મહારાજે ભવ્ય જીવોના ઉપકારને માટે અથાગ પરિશ્રમ લઇને તે બનાવ્યો છે.

૨ આનું વિશેષ વર્ણન–શ્રી આવશ્યક અને શ્રી કલ્પસૂત્ર વિગેરે ગ્રંથોમાંથી જાણી લેવું.

**અર્થ:**—શ્રી મુનિવરો અતિ પરિણામી હોતાનથી, તેમજ અપરિણામી પણ હોતા નથી, જે કેવળ ઉત્સર્ગ માર્ગમાં ચાલે, તે અતિ પરિણામી કહેવાય. તેમજ કેવળ અપવાદમાં ચાલે, તે અપરિણામી કહેવાય. ઉત્સર્ગના પ્રસંગે ઉત્સર્ગને અને અપવાદના પ્રસંગે અપવાદને સેવવો તેજ યથાર્થ સાધુમાર્ગ કહેવાય. તથા નિર્મોહી અને સંતોષ સુખમાં વસનારા તથા ભાવદયાના [ અન્ય જીવને ધર્મ પમાડવો તે ભાવદયાના ] સમુદ્ર હોય છે. તથા સત્ત્વ ગુણને નિવાસ કરવાના સ્થાનરૂપ એટલે સત્ત્વવંત હોય છે, અને ગુરૂકુળવાસમાં રહીને વિચરનારા ( ગચ્છવાસને સેવનારા પણ સ્વચ્છંદે એકલવિહારી નહિં ) એવા સાધુને હે ચેતન ! પાંચમા પદમાં ગણીને તેમની ભક્તિસેવા જરૂર ઉલ્લાસથી કરજે. ॥ ૫ ॥

**પ્રવચનરંગીરે ચરણે નિર્ભયા, હોવે પ્રતિપત્તિ ભાગ;**
**ધન્ય ધન્ય રસિયારે ગુરૂકુલ વાસના; સફલો તસ**
**ભાવત્યાગ. ચેતન૦ ૫**

**અર્થ:**—ગુરૂકુલવાસમાં રહેવાથી શો લાભ ? આ પ્રશ્નનો ખુલાસો એ છે કે–ગુરૂકુલવાસમાં રહેનારા સાધુઓ પ્રવચનના રંગથી રંગાય છે, ચારિત્રને પાળતા હોવાથી નિર્ભય બને છે, અને શ્રી આચાર્ય ઉપાધ્યાય વિગેરે પદસ્થોની અને ગ્લાન–બાલ–વૃદ્ધ મુનિવરોની ભક્તિનો પણ લાભ લઈ શકે છે, અને પોતાના માંદગી આદિ પ્રસંગે પણ પોતે બીજા સાધુઓની મદદ પામી શકે. આવા અનેક લાભને સમજીને જે સદ્ગુણ-સંપન્ન મુનિ મહાત્માઓ ગુરૂકુલવાસમાં રહેવાની રસિકતાવાળા

છે, પરન્તુ સ્વછંદે એકલવિહારી થવાના દુરાશયવાળા નથી. તેવાજ સાધુઓને હજારવાર ધન્ય છે અને તેમનોજ ભાવત્યાગ (હૃદયની ખરી બાદશાહી) (લીધેલી દીક્ષા તે) સફળ–સાર્થક છે, આવું વિચારી હે નવપદ સાધક ભવ્ય જીવો! એવા મુનિને પાંચમા પદમાં નમસ્કાર કરીયે. આ બાબત જુઓ સાક્ષિપાઠ–

" नाणस्स होइ भागी, थीरयरओ नाणदंसण चरित्ते ॥
धण्णा जाव कहंजे, गुरुकुलवासं न मुंचंति १ ॥५॥

એકાકીને રે તસ્કર ભાષીઓ, વંચક સમ યુગ્મસંગ;
ત્રણ વિશ્વાસીરે બહુ નૃપ જેહવા, વિણયપમુહ જત્થ
ચંગ. ચેતન૦ ૬

અર્થઃ—જે અગીતાર્થ મુનિ એકલવિહારી છે તેને શાસ્ત્રમાં તસ્કર એટલે ચોરની જેવો કહ્યો છે, તેવા વિચરતા અગીતાર્થ બે સાધુઓને ઠગની જેવા કહ્યા છે, પણ સાથે વિચરતા ત્રણ સાધુ વિશ્વાસુ કહ્યા છે, અને ચાર આદિ ઘણા સાધુઓના સંયુકતવિહારને રાજા સરખો કહ્યો છે, કે જે વિહારમાં (સહવાસમાં) ધર્મનાં મૂલ જેવા વિનય વિગેરે અંગો ઘણી સારી રીતે જળવાય છે. હે ભવ્ય જીવો! આવા પાંચમા પદે રહેલા મુનિવરોની જરૂર સેવના કરજો. ॥ ૬ ॥

કદિ કલિકાલેરે દુર્લભ તેહવા, ગુરૂવ્રત સાધે અખંડ;
સાધુ જઘન્યેરે તસુ પય સેવીએ, ભવનીરધિ તે તરંડ.
ચેતન૦ ૭

**અર્થ:**—સંપૂર્ણ ઉત્તમ સંયમધારક મુનિવરો જો કે પૂર્વકાળમાં હતા, વર્તમાન કાળમાં તેવા સાધુઓ કદાચ દુર્લભ હોય. તો પણ જે સાધુઓ પાંચ મહાવ્રત વિગેરેને અખંડ રાખે છે, તેવા જઘન્ય પદવર્તી સાધુઓના ચરણકમળની પણ સેવા જરૂર કરવી, કારણકે તેવા સાધુઓ પણ ભવસમુદ્ર તરવામાં વ્હાણની જેવા છે. એમ વિચાર કરીને હે ચેતન! મમતાજાળને તજીને પાંચમે પદે શ્રી સાધુઓની ભક્તિ કરીએ. ॥ ૭ ॥

**જેહ ગિયત્થારે આશ્રિત તેહના, આરાહગ બે અનન્ય;**
**તરતા પોતેરે તારે અન્યને, પવયણનું એ રહસ્ય.**
**ચેતન૦ ૮**

**અર્થ:**—વળી સાધુઓમાં જે ગીતાર્થ સાધુ હોય અને ગીતાર્થ આચાર્યાદિની નિશ્રાએ (દેખરેખમાં) રહેનાર હોય એમ બે પ્રકારનાજ સાધુઓ ઉત્તમ આરાધક છે. એથી જૂદા ત્રીજા પ્રકારના સાધુને મોક્ષમાર્ગના યથાર્થ આરાધક કહ્યા નથી. કારણકે એ બે પ્રકારના સાધુ ભગવંતો પોતે તરે છે, અને બીજાને પણ તારે છે, એજ મુનિવ્યવહારના સિદ્ધાન્તનું રહસ્ય છે. આ બાબત જુઓ સાક્ષિપાઠ–

**"गीयत्थो य विहारो, बीओ गीयत्थ मीसिओ भणिओ ॥ इत्तो तइय विहारो, नाणुण्णाओ जिणवरेहिं ॥ १॥**

આમ જે કહેવામાં આવ્યું તેનું ખરૂં રહસ્ય એ છે કે જે મુનિઓ ગીતાર્થ એટલે યોગોદ્વહનની ક્રિયા કરવાપૂર્વક શ્રીગુરૂમહા

રાજની પાસે વિનયાદિ વિધિ જાળવીને મહાપ્રભાવશાલી દેવતાધિષ્ઠિત બીજ બુદ્ધિનિધાન શ્રી ગણધર ભગવંતે ગુંથેલા અંગાદિ આગમોનું અધ્યયન કરીને સંપૂર્ણ રીતે લાયક હોય, તેઓ પ્રબલ પુણ્યોદયે મેળવેલા સંયમને યથાર્થ રીતે સાધી શકે છે. સંયમમાં લગાર પણ દૂષણ લગાડતાં નથી. આવા મહા પુરૂષો પણ શ્રી ગુરૂમહારાજની આજ્ઞાથીજ ખાસ કારણે વિહાર કરે, તો તે આરાધક છે. એ પ્રમાણે જેઓ ગીતાર્થની નિશ્રામાં રહીને વિચરે, તેવા મુનિવરો પણ ચારિત્રની નિર્દોષ સાધના જરૂર કરી શકે છે. કારણકે તેઓ બીજા ગીતાર્થની આજ્ઞામાં રહીને વિચરે છે. આવા પ્રસંગે કદાચ પ્રમાદને લઇને ભૂલ થતી હોય, તો તેને સુધારવા માટે ગીતાર્થ મુનિવરો નિશ્રામાં રહેલા મુનિવરોને આ પ્રમાણે સમજાવે છે. હે વિનયાદિ ગુણસંપન્ન મહાનુભાવ મુનિવર! તમને મહા ભાગ્યોદયે આવો સંયમ સાધવાનો શ્રેષ્ઠ અવસર મળ્યો છે. હાલ અમુક ધર્માનુષ્ઠાન કરવાનો અવસર છે. તે તમારે જરૂર કરવું જોઇએ, આ બાબતમાં તમારા જેવા સમજુ જીવોએ લગાર ઉપેક્ષા ન રાખવી જોઇએ. આનું નામ સ્મારણ કહેવાય. તથા બીનસમજણને લઇને કોઇ સાધુ અવિધિ કરતો હોય, તો ગીતાર્થ તેને શાંતિ અને પ્રેમ ભરેલા વચનોથી હિત શિક્ષા દઇને અવિધિ કરતાં અટકાવે, તે વારણા કહેવાય. અને જે મુનિ જ્ઞાનાભ્યાસને કે વૈયાવૃત્યને લાયક હોય, તેને ગીતાર્થ મુનિ તે કાર્ય કરવા પ્રેરણા પણ કરે, આનું નામ ચોયણા કહેવાય અને એમ કહેતાં પણ ન માને તો ગીતાર્થ મુનિરાજ જે કઠોર વચનથી હિતશિક્ષા દઇને હિતમાર્ગમાં પ્રવૃત્તિ કરાવે તે પ્રતિચોયણા કહેવાય. એમ સ્મારણાદિ ચારે સાધનો દ્વારા શ્રી ગીતાર્થ

મુનિવરો આશ્રિત મુનિઓને સંયમારાધન કરાવે છે, તેથી તેઓ પણ ગીતાર્થની માફક જરૂર આરાધક બની શકે છે. તે સિવાયના જેઓ પોતે ગીતાર્થ થયા નથી અને ગીતાર્થની નિશ્રામાં પણ રહ્યા નથી તેવા સ્વછંદવિહારી મુનિઓ વિરાધક બને છે. અહીં પંચ પરમેષ્ઠિની બીના પૂરી થાય છે. વર્ણ, ફલ, દ્રષ્ટાંત વિગેરે જરૂરી બીના આગળ જણાવીશ. ॥ ૮ ॥

**સુમતિ લહંતારે શમિપય સેવકા, દુલ્લહો મુનિનો મિલાપ;**
**"શ્રીગુરૂનેમીશ પદ્મ" મુદા ભણે, કરે અફલા મોહચાપ.**
**ચેતન૦ ૯**

અર્થ:—પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિ સૂરીશ્વરના શિષ્ય શ્રી વિજયપદ્મસૂરિ આનંદથી કહે છે કે જે ભવ્ય જીવો સાધુપદની હર્ષથી સેવા કરે છે તેઓ ઉત્તમ બુદ્ધિ મેળવે છે, કારણકે મુનિનો સંગ મળવો બહુ દુર્લભ છે, અને સાધુ મહાત્માઓનો સંગ કરનાર ભવ્ય જીવો મોહ રાજાના સ્ત્રીકટાક્ષ વિગેરે બાણને નિષ્ફળ બનાવે છે એટલે મોહમાં લેપાતા નથી આવું વિચારીને હે ભવ્ય જીવો ! પાંચમા પદમાં રહેલા શ્રી મુનિરાજની ભકિત કરજો ॥ ૯ ॥

# ॥ ૬ ॥ શ્રી દર્શન પદ પૂજા ॥

## ॥ દૂહા ॥

જિનભાષિત નવિ અન્યથા, તેજ સત્ય નિઃશંક;
શિવદાયક દર્શન નમો, ભલે ભૂપ વા રંક. ૧

અર્થ:—શ્રી જિનેશ્વરે કહેલાં વચનો અન્યથા એટલે અસત્ય નથીજ, અને એજ વચનો સર્વથા સત્ય છે, એ રીતે શંકા રહિત શ્રદ્ધા-ખાત્રી થવી તે દર્શન-સમ્યક્ત્વ કહેવાય, એવા સમ્યગદર્શનને હે ભવ્ય જીવો! તમે ભલે રાજા મહા-રાજા હો કે નિર્ધન (સામાન્ય ધનિક) હો તો પણ નમસ્કાર કરો; કારણ કે જે કોઇ જીવો દર્શન પદની પરમ ઉલ્લાસથી આરાધના કરે, તે બધાને આ પદ લાભદાયી નીવડે છે. ॥૧॥

નામાદિક ચઉહા ક્રમે, દ્રવ્યે દર્શન તેહ;
સમ્મમોહ ઉદયે જિહાં ભાવે રૂચિ ગુણગેહ. ૨

અર્થ—દર્શન પદના અનુક્રમે નામદર્શન, સ્થાપના દર્શન, દ્રવ્યદર્શન ને ભાવદર્શન એ ચાર પ્રકારના નિક્ષેપ છે. ત્યાં કોઈનું "દર્શન" એવું ત્રણ અક્ષરવાળું નામ પાડીએ તે નામદર્શન કહેવાય. દર્શનીની પ્રતિમા તે સ્થાપના [૧]દર્શન કહેવાય.

૧ સમ્યગ્દર્શન એ આત્માનો અરૂપી ગુણ છે, તેથી તેની સ્થાપના (આકૃતિ) નજ સંભવી શકે. માટે તે ગુણને ધારણ કરનાર જીવ તેનાથી અમુક અપેક્ષાએ અભિન્ન (એક; અલગ નહિ) પણ છે. એમ

એ બે પ્રસિદ્ધ છે, અને ઉદયકર્મ જેમાં સમ્યકત્વ મોહનીય કર્મનો ઉદય હોય એવું જે ક્ષાયોપશમિક દર્શન તે દ્રવ્યથી દર્શન જાણવું, અને તત્વાર્થમાં વા જિનવચનમાં જે રૂચિભાવ (શ્રદ્ધાપરિણતિ) તે ભાવદર્શન કહેવાય, અને તે અનેક ગુણોના ઘર રૂપ છે. એમ દર્શનપદના ચાર નિક્ષેપાનું રહસ્ય જાણવું. ॥ ૨ ॥

**સાધનસામગ્રી બલે, દર્શન મોહ કષાય;**
**લહત યદા ક્ષયઆદિને, તે ક્ષણ દર્શન આય. ૩**

**અર્થ:**—શ્રી તીર્થંકર દેવના દર્શન ગુરૂમહારાજનો ઉપદેશ વિગેરે સમ્યકત્વને પામવાની સાધન સામગ્રીના પ્રતાપે (ઉત્તમ સાધનોની સેવના કરવાથી) ત્રણ દર્શનમોહનીય[1] અને પ્રથમના ચાર કષાય (અનંતાનુબંધી ચતુષ્ક) મોહનીય કર્મની પ્રકૃતિઓ જ્યારે ક્ષય આદિ ભાવ (ક્ષય અથવા ઉપશમ અથવા ક્ષયોપશમ)ને પામે તેજ ક્ષણે (ટાઇમે) ક્ષાયિક આદિ (ક્ષાયિક અથવા ઉપશમ અથવા ક્ષયોપશમ) સમ્યક્ત્વનો આય એટલે લાભ થાય છે. એટલે અનંતાનુબંધી વિગેરે સાત પ્રકૃતિયોનો જો ક્ષય કરાય તો ક્ષાયિક સમ્યકત્વ પ્રકટે. અને ઉપશમ થાય તો ઔપશમિક સમ્યગ્દર્શન, અને ક્ષયોપશમ થાય તો ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન ગુણ પ્રકટ થાય. ક્ષાયિકદર્શન પામવાની ક્રિયાની શરૂઆત મનુષ્યગતિમાંજ થઇ શકે, અને તે ક્રિયા ચારે ગતિમાંની કોઇ પણ

માનીને દર્શન ગુણીની સ્થાપના, તે સ્થાપના દર્શન કહેવાય. એમ સમજવું. આ વાત ઉપચારથી જણાવી. નિક્ષેપાદિનું સ્વરૂપ શ્રી અનુયોગદ્વારમાં વિસ્તારથી જણાવ્યું છે.

ગતિમાં પૂરી કરાય. કહ્યું છે કે–" પઢવગો ય મણુસો, નિઢવગો ચઉસુવિ ગઈસુ " ક્ષયોપશમિક અને ઔપશમિકમાં આવું ન હોય. અહિં ક્ષયોપશમ સમ્યકત્વમાં એ વિશેષ છે કે સમ્યકત્વ મોહનીયનો ઉદય અને શેષ ૬ નો ક્ષયોપશમ હોય પણ સાતેનો ક્ષયોપશમ નહિ. ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

( રાગ–પ્રભાતિયાનો–માત પૃથ્વીસુત પ્રાત ઉઠી નમો. )

**રમણ કર રમણ કર શુદ્ધ રૂચિભાવમાં, જેહથી નાણ ચારિત્ર સારા;**
**ચરણહીના લહે મુક્તિપદ નવિ તહા, વિશદરૂચિધર્મથી જેહ ન્યારા–રમણ૦ ૧**

અર્થ:—હે ભવ્ય જીવ ! તું શુદ્ધ રૂચિભાવમાં––સમ્યકત્વના સ્વરૂપને વિચારવામાં વારંવાર રમણ કર, કારણ કે સમ્યકત્વના પ્રભાવે ઉત્તમ જ્ઞાન ગુણ અને ચારિત્ર ગુણ પ્રકટે છે. જેમ ચરણહીન–પગ રહિત જનો ઇષ્ટ નગરે પ્હોંચે નહિ, તેમ ચરણહીન–ભાવ ચારિત્ર રહિત જનો મુક્તિપદને પામી શકતા નથી, એ પ્રમાણે દ્રવ્ય ચારિત્ર વિનાના જીવો ભાવચારિત્રના પ્રભાવે મુક્તિપદ પામે ખરા, પરંતુ જે જીવો નિર્મળ સમ્યકત્વ ભાવથી રહિત છે તે જીવો કોઇ પણ ટાઇમે મુક્તિપદને પામેજ નહિ. આ બાબતમાં શ્રી તત્ત્વાર્થસૂત્રના પ્રથમ સૂત્રમાં સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ"

આ વચનથી ઉત્તમ દર્શન ગુણ એ મોક્ષ પદ પામવામાં મુખ્ય કારણ દર્શાવીને દર્શનાદિ ત્રણ વડે મોક્ષ માર્ગ કહ્યો છે. ॥ ૧ ॥

**નિત્ય ભમતાં ભવે ગિરિઉપલ ન્યાયથી, આયુવિણ સાતની આઘ ભાવે;**
**અન્તઃકોડાકોડી અયર સ્થિતિ હોય ત્યાં, નિબિડ રાગાદિ મય ગ્રન્થિ પાવે–રમણ૦ ૨**

અર્થ:—અનાદિ કાળથી નિરન્તર ભવમાં ભ્રમણ કરતાં કરતાં જેમ પર્વતમાંથી નીકળતી નદીના પ્રવાહમાં પત્થરો ઘસાઇ ઘસાઇને સ્વભાવે જ વિવિધ આકૃતિવાળા થાય છે તે રીતે આદ્યભાવે–પહેલા યથાપ્રવૃત્ત કરણરૂપ આત્મપરિણામ વડે આયુષ્ય સિવાયનાં સાત કર્મોની સ્થિતિ (જે જ્ઞાનવ૦ દર્શના૦ વેદ૦ અંત૦ની ૩૦ કોડાકોડિ અને નામ ગોત્રની ૨૦ કોડાકોડી તથા મોહનીય કર્મની ૭૦ કોડાકોડી સાગરોપમની હોય છે તે નાશ પામીને) અંતઃ કોડાકોડી સાગરોપમ (૧ કો૦કો૦સા૦ માં કંઇક ન્યૂન) જેટલી અલ્પ સ્થિતિ થાય છે, અને તે વખતે ભવ્ય જીવો ગાઢ રાગ દ્વેષના પરિણામ (પ્રગટ થવા) રૂપ ગ્રંથિને જુએ છે. ॥ ૨ ॥

**ભવ્યજન ભેદતા પરકરણ યોગથી, સન્નિ પણઇંદિ પજ્જત્ત પાણી;**
**ભાગયુગ સ્થિતિતણા ભાવ અભિવૃદ્ધિથી, કરત અનિવૃત્તિકરણાવસાની–રમણ૦ ૩**

અર્થ:—તે ઘન રાગ દ્વેષ રૂપ ગ્રંથીને [અભવ્ય જીવો અનન્તવાર પામે છે પરંતુ ભેદીને આગળ વધતા નથી;]

ભવ્ય જીવોમાં કેટલાક પર્યાપ્તા સંજ્ઞિ પંચેન્દ્રિય જીવો બીજા અપૂર્વકરણ રૂપ આત્મપરિણામના યોગે તે ગ્રંથિને ભેદે છે, ત્યાર બાદ ગ્રંથી ભેદીને ત્રીજા અનિવૃત્તિકરણ રૂપ આત્મ-પરિણામ પામી પર્યન્તે કંઇક શેષ ભાગ બાકી રહેતાં પરિણામની વૃદ્ધિ વડે અંતર કરણ કરીને મિથ્યાત્વમોહનીયની અંતઃ કો૦ કો૦ સાગરો૦ સ્થિતિના [ભાગ કરવાની વિધિ વડે] બે વિભાગ કરે છે. ॥ ૩ ॥

**મધ્ય જે અંશ અંતકરણ તેહના, આદ્ય ક્ષણ પ્રથમ સ્થિતિને ઉડાવી;**
**લહત દર્શન મુદાશ્રય તદા સંપજે, સુભટઅરિજ્ઞાત ઉપ-શાન્તિ પાવી–રમણ૦ ૪**

અર્થ:—તેમાં [બે વિભાગ રૂપે કરેલી સ્થિતિમાં મધ્ય ભાગ તે મિથ્યાત્વના પ્રદેશ રહિત થવાથી આંતરૂ અથવા અંતરકરણ કહેવાય, તે અન્તરકરણથી નીચેની પ્રથમ સ્થિતિ ઉદયવતી છે, અને અન્તઃ કો૦ કો૦ સા૦ પ્રમાણ બીજી સ્થિતિ (અન્તરથી ઉપરની) છે. એ રીતે થયેલા ત્રણ વિભાગમાં] અન્તર રૂપ જે મધ્ય ભાગ છે તેમાં જીવ પ્રથમા સ્થિતિ ઉદયવતીને ઉડાવે (ક્ષય કરે) તે વખતે એ અન્તર કરણના પ્હેલે જ સમયે ભવ્ય જીવો અતિ આનંદના આશ્રયવાળું (અત્યંત પ્રમોદ પૂર્વક) દર્શન એટલે–ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને શત્રુને જીતીને સુભટ જેમ અત્યંત શાન્તિ–આનંદ અનુભવે છે તેમ આ સમ્યક્ત્વને પામતા પણ ભવ્ય જીવો તેવીજ પરમ શાન્તિને અનુભવે છે. ॥ ૪ ॥

અર્ધપુદ્‌ગલપરાવર્ત્ત ભવ જીવને દેવગુરૂધર્મ શ્રદ્ધાન પ્રકટે,
ભેદ સડસઠ સુણો તાસ નિશ્ચલ વસી "નેમિસૂરીશ પદ
પદ્મ" નિકટે–રમણ૦ ૫

**અર્થ**:—અનન્ત પુદ્‌ગલ પરાવર્ત જેટલા અનન્તાનન્ત કાળ સુધી ભવભ્રમણ કરતાં જ્યારે ભવ્ય જીવનો ઉત્કૃષ્ટથી અર્ધ પુદ્‌ગલપરાવર્ત જેટલો જ અલ્પમાત્ર અનન્ત સંસાર બાકી રહે ત્યારે જ જીવને એવા ઉપશમ ભાવનું દેવ ગુરૂ ધર્મની શ્રધ્ધારૂપ સમ્યક્ત્વ પ્રગટ થાય છે, પરન્તુ શેષ અર્ધ પુદ્‌ગલ પરાવર્ત પહેલાં તો કોઇ પણ જીવ સમ્યક્ત્વ ન જ પામે. તથા એ સમ્યક્ત્વના ૬૭ ભેદ છે તે શ્રી વિજયનેમિસૂરીશ્વરના ચરણ કમલની પાસે સ્થિરતાથી વસીને એટલે રહીને સાંભળો. (કારણ કે આ પૂજામાં તે ભેદ કહ્યા નથી) અહીં કર્તાએ "**પદ્મ**" આ શબ્દથી પોતાનું વિજયપદ્મસૂરિ આવું નામ પણ સૂચવ્યું. ॥ ૫ ॥

---

( દુહા )

વિતથદૃષ્ટિ શરૂઆતમાં, લહે ઉપશમ સમકીત;
તેજ વિધાયક પુંજનો, કર્મશાસ્ત્રની રીત. ૧

**અર્થ**:—અનાદિ મિથ્યા દૃષ્ટિ જીવ પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ પામે છે, અને એજ ઔપશમિક સમ્યગ્‌દૃષ્ટિ જીવ (૧) સમ્યક્ત્વ મોહનીય (૨) મિશ્ર મોહનીય ને (૩) મિથ્યાત્વ મોહનીય એમ ત્રણ પુંજનો કરનાર છે. એમ કર્મ શાસ્ત્રની રીતિ છે (અર્થાત્ એ પ્રમાણે કાર્મગ્રંથિકો કહે છે.) ॥ ૧ ॥

ઉપશમી જીવ ન તે કરે, અપૂર્વ કરણી કલ્પ;
ક્ષયઉપશમરૂચિ ધુર તિણે, સમયવિચક્ષણજલ્પ. ૨

અર્થઃ—સમય વિચક્ષણ પંડિતો (સિદ્ધાન્તવેત્તાઓ) એમ કહે છે કે-એ ત્રણ પુંજ ઉપશમી (ઔપશમિકસમ્યગ્દૃષ્ટિ) જીવ ન કરે. કારણ કે એ પુંજ કરવાનો આચાર (અધિકાર) તો અપૂર્વ કરણે રહેલા જીવનો છે. તે કારણથી અનાદિ મિથ્યા-દૃષ્ટિ જીવ અપૂર્વકરણમાં સર્વથી પ્રથમ ક્ષયોપશમ સમ્યક્ત્વ પામે છે ॥ ૨ ॥

આગમ તિમ નોઆગમે, દરિસણ પયપણિહાણ;
જ્ઞાતા ઉપયોગી ધુરે, અનાભોગ પર જાણ. ૩

અર્થઃ—એ છઠ્ઠા દર્શન પદનું ધ્યાન આગમભાવ નિક્ષેપે તથા નોઆગમ ભાવ નિક્ષેપે કરવું જોઈએ. તેમાં જે જીવ દર્શનપદના અર્થનો જ્ઞાતા હોય અને તે જો તેના અર્થની વિચારણામાં ઉપયોગવાળો હોય તો તે જીવ આગમથી ભાવ દર્શન કહેવાય, અને ગુરૂ ભક્તિ દેવ પૂજા આદિ દર્શનપદની ક્રિયા-અનુષ્ટાનો સહિત (જ્ઞાતા ને ઉપયોગવંત) હોય તો તે જીવને આગમથી ભાવદર્શન જાણવું. ॥ ૩ ॥

---

॥ ઢાલ ૨ જી ॥

[ સેવો ભવિયા વિમલ જિનેસર—એ રાગ ]

દર્શન ભાવ નિહાલો ચેતન, અપુનર્બંધક ભાવેજી;
ઇગ દુ તિ ચઉ પણવિહ સિદ્ધાન્તે, રૂચિ ગુણ એક
સ્વભાવેજી; દર્શન૦ ૧

અર્થ:—હે ચેતન! અપુનર્બંધક ભાવ વડે તમે સમ્યગ્દર્શનને નિહાળો-પામો. [ અહિં સમ્યગ્દર્શન પામવાના ટાઇમે મિથ્યાત્વાદિ કર્મોની અંતઃકોડાકોડી સાગરોપમ સ્થિતિ કરી હોય તેવી સ્થિતિ જેથી ભવિષ્યકાળમાં કદી પણ ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કો૦ કો૦ વિગેરે ન બંધાય[1] એવી જીવવૃત્તિ (જીવનો સ્વભાવ) તે અપુનર્બંધકભાવ કહેવાય. એ પ્રમાણે સમ્યક્ત્વ પામ્યા બાદ તેવા પ્રકારનું ભદ્રક મિથ્યાત્વ હોય છે કે જેથી જીવ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કદી પણ કરતો નથી, અને કર્મપ્રકૃત્યાદિના મતે તો સમ્યક્ત્વ પામ્યા બાદ પણ મિથ્યાદૃષ્ટિ અવસ્થામાં ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરવાનું કહેલ હોવાથી પુનર્બંધક થાય છે.] તથા એ સમ્યક્ત્વ ૧-૨-૩-૪-૫ પ્રકારનું પણ સિદ્ધાન્તમાં કહ્યું છે, ત્યાં જીવનો રૂચિગુણ સ્વભાવ તે ૧ પ્રકારનું સમ્યક્ત્વ [ સામાન્યતઃ સર્વ ભેદમાં વ્યાપ્ત હોય છે ] ॥ ૧ ॥

દ્વિવિધ નિસર્ગ તથા ઉપદેશે,ક્ષય શમ યુગ ત્રણ ભેદેજી;
ચઉવિહ સાસાયણ પખ્ખેવે, વેયગ સહ પણ ભેદેજી.
દર્શન૦ ૨

અર્થ:-(૧) નિસર્ગ સમ્યક્ત્વ (દેવ ગુરૂ આદિ સામગ્રી ન હોય તો પણ જે સ્વભાવથી ઉત્પન્ન થાય તે) અને (૨) અધિગમ સમ્યક્ત્વ [ દેવગુરૂ આદિ સામગ્રીથી પ્રાપ્ત થયેલું ] એ રીતે બે પ્રકારનું સમ્યક્ત્વ શાસ્ત્રમાં કહ્યું છે. અને (૧) ક્ષાયિક

૧ કારણકે આ વખતે ભવ્ય જીવના ઉત્કૃષ્ટ સ્થિતિબંધના કારણભૂત સંક્લિષ્ટ ( ખરાબ ) અધ્યવસાયો હોતા નથી.

સમ્યકત્વ (૨) ઔપશમિક સમ્યકત્વ ને (૩) ક્ષાયોપશિક સમ્યકત્વ એમ ૩ પ્રકારનું સમ્યકૃત્વ સિદ્ધાતમાં છે. તેમાં સાસ્વાદન સમ્યકૃત્વ દાખલ કરીએ તો ચાર પ્રકારનું સમ્યકૃત્વ કહેવાય. અને વેદક સમ્યકત્વ (ક્ષયોપશમના અન્ત્ય સમયનું શ્રદ્ધાન) ગણુતાં પાંચ પ્રકારનું સમ્યકૃત્વ થઈ શકે છે. ॥૨॥

**વરસુરજીવિત રૂચિધર બાંધે, અન્ય ન હેતુ અભાવેજી;**
**લક્ષણ શમ સંવેગ પ્રમુખ જે, વિકસે તસ અનુભાવેજી.**
**દર્શન૦ ૩**

**અર્થ:**—સમ્યકૃત્વવંત જીવ ઉત્તમ દેવનું આયુષ્યજ [વૈમાનિક દેવનુંજ આયુષ્ય] બાંધે છે, પરન્તુ તથાવિધ હેતુના અભાવે બીજું કોઇ આયુષ્ય ન બાંધે [ભવાદિ હેતુથી મનુષ્ય આયુષ્ય દેવ નારકો બાંધે છે] તથા જીવમાં શમ (સમતા વા ઉપશમ) સંવેગ (વૈરાગ્ય) આદિ પાંચ લક્ષણો પ્રગટ થાય છે તે પણ સમ્યકૃત્વનાજ પ્રભાવે પ્રગટે છે [સમ્યકત્વના શમ–સંવેગ–આસ્તિકય–અનુકંપા–નિર્વેદ એ પાંચ લક્ષણો જાણવાં] ॥૩॥

**પંચ વાર ઉવસમિય લહીજે, ક્ષાયિકરૂચિ ઇગ વારાજી;**
**ક્ષયોપશમ સંખ્યાતીત વારા, વારો પણ અતિચારાજી.**
**દર્શન૦ ૪**

**અર્થ:**—સંપૂર્ણ સંસારચક્રમાં જીવને ઉપશમ સમકિત પાંચ વાર પ્રાપ્ત થાય છે, ક્ષાયિક સમ્યકૃત્વ એક વાર પ્રાપ્ત થાય છે, અને ક્ષયોપશમ સમ્યકૃત્વ અસંખ્યાતીવાર પ્રાપ્ત થાય

છે, તથા એ સમ્યકૃત્વના પાંચ અતિચાર (૧) શંકા (૨) કાંક્ષા (૩) વિચિકિત્સા (૪) અન્યદર્શનીની પ્રશંસા (૫) અન્ય-દર્શનીનો પરિચય તેને દૂર કરો! એ રીતે હે ચેતન! છઠ્ઠા પદે દર્શનપદને નમસ્કાર કરો. ॥૪॥

**ક્ષયોપશમ વેદગ ચઉઠાણા, સાસાયણ ઈગઠાણેજી;**
**અડ ઉવસમ ઈગદસ ક્ષાયિકમાં, રુચિગુણઠાણ વખાણેજી.**
**દર્શન૦ ૫**

**અર્થ:**—ક્ષાયોપશિક સમ્યકૃત્વ, ( અને એનાજ અન્તિમ સમય રૂપ ) વેદક સમ્યકૃત્વ તે (૧) અવિરત સમ્યગદૃષ્ટિ ગુણ-સ્થાનક (૨) દેશવિરતિ ગુણસ્થાનક (૩) પ્રમત્ત ગુણસ્થાનક (૪) અપ્રમત્ત ગુણસ્થાનક એ ચાર ગુણસ્થાનમાં હોય છે, સાસ્વાદનસમ્ય-કૃત્વને એકજ બીજું સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ નામનું ગુણસ્થાન હોય છે, ઔપશમિક સમ્યકૃત્વ અવિરત સમ્યગદૃષ્ટિ ગુણસ્થાનકથી માંડીને ઉપશાન્ત કષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનક સુધીનાં આઠ [ ૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧ મું એ ૮ ] ગુણસ્થાને હોય છે, અને ક્ષાયિક સમ્યકૃત્વ ચોથાથી ચૌદમા સુધીનાં ૧૧ ગુણ-સ્થાનમાં હોય છે, એ પ્રમાણે સમ્યકૃત્વનાં ગુણસ્થાન કહ્યાં છે ॥૫॥

**સહસ્રપુહુત્ત આકર્ષો ત્રણના, કિરયામૂલ નમીજેજી;**
**"શ્રીગુરૂનેમીશપદ્મ" સહાયે, દર્શનરંગે રીઝેજી. દર્શન૦૬**

**અર્થ:**—આકર્ષ એટલે દર્શનાદિ ભાવની પ્રથમ પ્રાપ્તિ ( પ્હેલીવાર થવું ) અથવા ત્યાગ કરેલા જ્ઞાનાદિ ભાવની પુનઃ પ્રાપ્તિ ( ફરી પ્રકટ થવું ) તેવા આકર્ષ ક્ષયોપશમ સમ્યકૃત્વના

એક ભવમાં સહસ્ર પૃથકત્વ ( બે હજારથી નવ હજાર પ્રમાણ) છે, અને અસંખ્ય ભવના બધા મળીને અસંખ્ય સહસ્ર આકર્ષ ગણવા. આ બાબત જુઓ સાક્ષિપાઠ-"પ્રથમતયા ગ્રહણું ભ્રષ્ટસ્ય વા પુનરૂપાદાનં આકર્ષ:" વળી એ સમ્યકૃત્વ તે બધી ધાર્મિક ક્રિયાનું મૂળ છે, કારણકે શ્રદ્ધારહિત (વિનાની) ક્રિયા નિષ્ફળ ગણાય. માટે પૂજ્યપાદ પ્રાત:સ્મરણીય આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના શિષ્ય વિજયપદ્મસૂરિ નિત્ય આ ઉત્તમ દર્શનપદના રંગ વડે હર્ષ પામે છે. એમ વિચારી હે ભવ્ય જીવો ! છઠ્ઠા દિવસે દર્શનપદને નમસ્કાર કરો. ॥ ૬ ॥

॥ ઇતિશ્રી પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રી વિજયનેમિસૂરીશ્વર વિનેયાણુ વિજયપદ્મસૂરિ પ્રણીતાયાં સ્પષ્ટાર્થસહિતાયાં શ્રી સિદ્ધચક્ર પૂજાયાં શ્રી દર્શનપૂજા સમાપ્તા ॥

પૂર્વે કહેલ કાવ્ય તથા મંત્ર બંને અહિં બોલવા.

# સમ્યગ્દર્શન રહસ્ય

શ્રી તીર્થંકર દેવે સુખાભિલાષવાળા છતાં બીન સમજણથી ક્લેશમય ચાર ગતિરૂપ સંસારમાં ભમતા સર્વ ભવ્ય જીવોના કલ્યાણને માટે ફરમાવેલા મુક્તિરૂપી મ્હેલમાં ચઢવાને નીસરણી જેવા રૂડા (૧) દર્શન, (૨) જ્ઞાન અને (૩) ચારિત્રમાં જે દર્શન ગુણની પ્રધાનતા જણાવી છે તે ઉચિત છે, કારણ કે સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ (પતિત) થયેલો જીવ સર્વ ગુણોથી ભ્રષ્ટ થયો એમ કહેવાય. તેવા જીવો નિર્વાણ પદ ન જ પામે. (દ્રવ્યથી) ચારિત્ર વિનાના જીવો મુક્તિ પદ પામે, પણ દર્શન વિનાના જીવો તો ન જ પામે. આ બાબતમાં સાક્ષિપાઠ જુઓ.

**દંસણ ભટ્ઠો ભટ્ઠો, દંસણભટ્ઠસ્સ નત્થિ નિવ્વાણં;**
**સિજ્ઝંતિ ચરણરહિયા, દંસણરહિયા ન સિજ્ઝંતિ. ૧**

મિથ્યાત્વમોહનીય અને અનન્તાનુબંધી ક્રોધ, માન, માયા, અને લોભના ઉદયથી દરેક છદ્મસ્થ સંસારી જીવને અનાદિ સંસારમાં અનંતીવાર ભટકવું પડયું છે. તેમાં કેટલાએક ભવ્ય જીવો (૧) આત્મવીર્યની પ્રબલતા, (૨) ભવ્યત્વ દશાનો પરિપાકકાલ, (૩) સાત પ્રકૃતિયોના ક્ષયોપશમ, ક્ષય, ઉપશમ, વિગેરે કારણો દ્વારા યથાપ્રવૃત્તિ આદિ ત્રણ કરણો કરી સમ્યગ્દર્શનરૂપ ભાવ રત્ન પામે છે. આ ગુણથી "શ્રીવીતરાગ પ્રભુએ કહેલા પદાર્થો સત્ય છે, અને શંકારહિતપણે માનવા લાયક છે" આવી શ્રદ્ધા પ્રકટે છે. આ બાબતમાં શ્રી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (શ્રીભગવતીજી) સૂત્રમાં કહ્યું છે: "**તમેવ સચ્ચં**

ણિસ્સંકં જં જિણેહિં પવેઇયં" આવા જીવોને અર્ધ[1] પુદ્ગલપરાવર્ત્ત કાલથી અધિક સંસાર હોતો નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે સમ્યગ્દર્શન ગુણથી પતિત થયેલા જીવો દર્શન ગુણની સાથે રહેનારા જ્ઞાન અને ચારિત્રથી પણ પતિત થાય છે. એ સમ્યગ્દર્શન વમીને મિથ્યાત્વભાવને પામેલા જીવોને યથાર્થ જ્ઞાન કે ચારિત્ર સંભવતાં નથી. માટે જ તેઓ નિર્વાણ પદ નજ પામે એમ કહેવું યોગ્ય છે. અને દ્રવ્ય ચારિત્ર (મુનિનો વેષ વગેરે) રહિત જીવો ભાવ ચારિત્રવંત શ્રીભરત[2] ચક્રવર્તી આદિની માફક મુક્તિપદ પામે, પરંતુ તત્ત્વભૂત પદાર્થોની ઉપર શ્રદ્ધા વિનાના જીવો અંગારમર્દક, વિનયરત્ન, સંગમક દેવ, કપિલા દાસી વિગેરેની માફક નિર્વાણપદ પામી શકતા નથી. જુઓ-આજ નિર્મલ દર્શન ગુણના પ્રતાપે[3] કૃષ્ણ અને શ્રેણિક[4] મહારાજા જેવા જીવો પણ "સમ્યગ્દષ્ટિ શ્રાવક (૧) અને (૨) દેશવિરતિશ્રાવક" એમ બે પ્રકારના શ્રાવકો પૈકી સમ્યગ્દષ્ટિ શ્રાવક તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા. આટલા કથન ઉપરથી નિર્વિવાદ જરૂર કહી શકાય કે સમ્યગ્દર્શન એ સિદ્ધિપદ પામવાના સાધનોમાં મુખ્ય સાધન છે.

૧. આનું સ્વરૂપ શ્રીપંચમ કર્મગ્રંથથી જાણી શકાય.

૨. આયુ ૮૪ લાખ પૂર્વનું, કાયા ૫૦૦ ધનુષ્યની.

૩. ૧૬ વર્ષ કુમારપણામાં, ૫૬ વર્ષ મંડલિકપણામાં અને ૯૨૮ વર્ષ વાસુદેવ પણામાં એમ કૃષ્ણનું ૧૦૦૦ વર્ષોનું આયુષ્ય હતું. તે મરીને ત્રીજી નરકે ગયા અને આવતી ચોવીશીમાં બારમા 'અમમ' નામના તીર્થંકર થશે.

૪. આની વિશેષ બીના તૃતીયાંગ શ્રીસ્થાનાંગ સૂત્રના નવમા અધ્યયનથી જાણી શકાય.

આવા અનેક મુદ્દાઓને ધ્યાનમાં લઇને દશ પૂર્વધર, પૂજ્યપાદ [1]વાચક વર્ય શ્રી ઉમાસ્વાતિ[2] મહારાજે શ્રી તત્ત્વાર્થસૂત્રના **"સમ્યગ્દર્શનજ્ઞાનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ"** આ પ્રથમ સૂત્રની શરૂઆતમાં સમ્યગ્દર્શનનું ગ્રહણ કરેલ છે.

**પ્રશ્ન:**—અહીં ત્રણની આરાધનાથી મોક્ષ મળે એમ કહ્યું, તો શ્રીજિનભદ્રગણિ [3]ક્ષમાશ્રમણકૃત શ્રીવિશેષાવશ્યક

---

૧. આ ઉપરથી ઉમાસ્વાતિજી પૂર્વધર હતા એમ જાણવું. કહ્યું છે કે—

**વાઇય ખમાસમણે-દિવાયરે વાયગત્તિએગટ્ઠે ॥ પુવ્વગયંમિય સુત્તે-એએ સદ્દા પયટ્ટંતિ ॥ ૧ ॥**

૨. શ્રી ઉમાસ્વાતિજી મહારાજ આર્ય મહાગિરિજીના પ્રશિષ્ય અને બલિસ્સહના શિષ્ય થાય અને શ્રી પ્રજ્ઞાપના સૂત્ર બનાવનાર શ્રીશ્યામાચાર્યના ગુરુ થાય.

"જૈન ધર્મનો પ્રાચીન ઇતિહાસ"માં કહ્યું છે કે—વી૦ સં૦ ૧૦૧ માં તેઓ વિદ્યમાન હતા. તત્ત્વાર્થસૂત્ર, પ્રશમરતિ, યશોધર ચરિત્ર, શ્રાવક પ્રજ્ઞપ્તિ આદિ ૫૦૦ ગ્રંથોના બનાવનાર તે હતા. એમ વિવિધ તીર્થકલ્પમાં કહ્યું છે. તેઓ કૌભીષિની ગોત્રના હતા. તેમના પિતાનું નામ સ્વાતિ અને માતાનું નામ ઉમા હતું. જન્મસ્થલ—ન્યગ્રોધિકાગ્રામ હતું. પાટલિપુત્ર (કુસુમપુર)માં તેમણે તત્ત્વાર્થસૂત્ર બનાવ્યું. અને ભાષ્ય પણ બનાવ્યું. તેઓ વિદ્યામંત્રનિધાન હતા. દિગંબરો તેમને સરસ્વતી ગચ્છના કહે છે.

૩. આ યુગપ્રધાન આચાર્ય. વિ૦ સં૦ ૫૮૫ થી ૬૪૫ સુધીમાં હયાત હતા. તેમણે સંક્ષિપ્ત જિતકલ્પ, બૃહત્ક્ષેત્ર સમાસ, ધ્યાનશતક, બૃહત્સંગ્રહણી, વિશેષાવશ્યક ભાષ્ય આદિ ગ્રંથો બનાવ્યા. તેમનો સ્વર્ગવાસ ૧૦૪ વર્ષની ઉંમરે થયો.

આદિમાં "નાણકિરિયાહિં મોક્ખો" આ વચન દેખાય છે, તે કઇ અપેક્ષાએ સમજવું ?

ઉત્તર:—સમજવા જેવી બીના એ છે કે–અન્વય વ્યતિરેકથી દર્શન અને જ્ઞાન સાથે જ રહે છે. એટલે જ્યાં (જે જીવને) જ્ઞાન હોય, ત્યાં દર્શન અને જ્યાં દર્શન હોય ત્યાં જ્ઞાન હોય છે. દર્શન વિનાનું જ્ઞાન તો અજ્ઞાન કહેવાય છે. કારણ કે તેમાં મિથ્યાત્વ ભળ્યું છે. જુઓ પ્રશમરતિનો સાક્ષિપાઠ –"આદ્યત્રિકમજ્ઞાનમપિ ભવતિ મિથ્યાત્વસંયુક્તમ્" આ અપેક્ષાએ દર્શનનો જ્ઞાનમાં અંતર્ભાવ કરીને "જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષ:" એમ કહેલ છે.

॥ સમ્યક્ત્વનું સ્વરૂપ ॥

(૧) દર્શન તે સમ્યક્ત્વ જાણવું અને તે તત્ત્વાર્થના શ્રદ્ધાનરૂપ છે. આ બાબતમાં જુઓ સાક્ષિ પાઠ–"દંસણમિહ સમ્મત્તં તં પુણ તત્તત્થસદ્દહણરુવં" એમ શ્રી સંબોધ પ્રકરણમાં કહ્યું છે (૨) શ્રીવીતરાગ પ્રભુએ કહેલ દ્રવ્ય, ગુણ, પર્યાયરૂપ તત્ત્વોને વિષે નિર્મલ રૂચિ એટલે શ્રદ્ધા રાખવી તે સમ્યક્ત્વ કહેવાય. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ–"જિનોક્તતત્ત્વેષુ રુચિ:, શુદ્ધા સમ્યક્ત્વમુચ્યતે" એમ શ્રી યોગશાસ્ત્રમાં કહ્યું છે. (૩) તત્ત્વભૂત પદાર્થોનું યથાર્થ શ્રદ્ધાન તે સમ્યગ્દર્શન કહેવાય. જુઓ સાક્ષિપાઠ–"તત્ત્વાર્થશ્રદ્ધાનં સમ્યગ્દર્શનમ્" એમ શ્રી તત્ત્વાર્થમાં કહ્યું છે. એ પ્રમાણે અનેક ગ્રંથોના પાઠોનું સૂક્ષ્મ બુદ્ધિથી અવલોકન કરવાના પરિણામે નિર્ણય એ થયો કે–તત્ત્વાર્થ સંબંધી શ્રદ્ધાન તે સમ્યક્ત્વ (રૂપ કારણ)નું કાર્ય છે.

પ્રશ્ન:—આથી તો એમ સાબીત થાય છે કે, શ્રદ્ધા અને સમ્યકત્વનો કાર્ય કારણ ભાવ છે. જેથી બંને પદાર્થો અપેક્ષાએ જુદા જુદા માનવા જોઈએ. તો શ્રદ્ધાનું અને સમ્યકત્વનું અલગ અલગ સ્વરૂપ શું સમજવું?

ઉત્તર:—અમુક જાતની આસ્થારૂપ માનસિક ભાવનાનું નામ શ્રદ્ધા છે. એટલે રાગ, દ્વેષ, અજ્ઞાન એ ત્રણ મુખ્ય કારણથી અસત્ય બોલાય છે. રાગને લઈને માનવજાત મિત્રાદિના દોષ છુપાવવા જૂઠું બોલે છે, અને દ્વેષને લઈને શત્રુમાં અછતા દોષનો આરોપ કરી જૂઠું બોલે છે, તેમજ પોતે વસ્તુ સ્વરૂપ ન જાણે તેથી પણ (રાગદ્વેષ ન હોય તો પણ) જૂઠું બોલે છે. આ ત્રણે કારણોનો નિર્મૂલ નાશ કરનાર શ્રી જિનેશ્વર પ્રભુએ કહેલી જીવાદિ તત્ત્વોની બીના સાચી જ છે. અને તેમણે કહેલ ત્રિપુટી શુદ્ધ દયા પ્રધાનધર્મ, આ ભવમાં અને પરભવમાં પરમ કલ્યાણકારી છે, વાસ્તવિક શાશ્વત સુખને દેનાર છે, બાકીના સ્ત્રી કુટુંબ કબીલા દોલત જે હું જન્મતા સાથે લાવ્યો નથી, મરતી વખતે લઈ જવાનો નથી અને મરી ગયા પછી યાદપણ આવવાના નથી, એ તમામ સ્ત્રી આદિ પદાર્થોની મમતાથી કેવલ દુઃખ જ ભોગવવાનું છે. પરભવમાં પણ સુખનું સાધન પ્રભુદેવે કહેલ એક ધર્મ જ છે. મારા અરિહંત તે દેવ છે. કંચન કામિનીના ત્યાગી મુનિવરો એ મારા એકાંત હિતકારી ગુરૂ છે. આવી જે મનની મજબુત ખાતરી (ભાવના) એ શ્રદ્ધા કહેવાય.

આથી જૂદું અમુક જાતના ઉત્તમ આત્મ પરિણામ એ સમ્યકત્વ કહેવાય. એટલે પૂર્વે કહ્યા મુજબ અનંતાનુબંધી

૪ અને સમ્યકત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય એમ સાતે પ્રકૃતિઓના ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમથી પ્રકટ થએલો અને પ્રશમ (ક્ષમા ઉપશમ–ક્રોધ નહિ તે), સંવેગ ( મોક્ષની ઈચ્છા ), નિર્વેદ ( સાંસારિક વિવિધ ઉપાધિથી કંટાળી જવું તે ), અનુકંપા ( દયા ), અને આસ્તિકયથી જાણી શકાય એવો આત્માનો જે શુભ પરિણામ તેનું નામ સમ્યકત્વ કહેવાય. જુઓ એ જ બીના આવશ્યક નિર્યુકિતમાં પણ કહી છે. "સે અ સમ્મતે પસત્થસમ્મત્ત-મોહણીય કમ્માણુવેઅણોવસમ ખય ખઓવસમ, સમુત્થે પસ-મસંવેગાઇલિંગે સુહે આયપરિણામે પણ્ણત્તે."

આ પ્રમાણે સમ્યકત્વનું સ્વરૂપ કહેલું હોવાથી, રહસ્ય એ નીકળે છે કે જ્યાં જ્યાં શ્રદ્ધા હોય ત્યાં ત્યાં સમ્યકત્વ જરૂર હોય. દૃષ્ટાંત એ કે જેણે મનઃપર્યાપ્તિ પૂરી કરી છે એવા કરણપર્યાપ્તા અને દશે પ્રાણોને ધારણ કરનાર શ્રદ્ધાવાળા તીર્થંકર આદિ મહાપુરૂષોને સમ્યકત્વ જરૂર હોય છે. આ બાબતમાં ન્યાય પણ એમ જ સ્પષ્ટ જાહેર કરે છે કે-રસોડાના દૃષ્ટાન્તે જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ જરૂર હોય જ પરંતુ જેમ તપાવેલા લોઢાના ગોળા આદિમાં ધૂમાડા વિના પણ અગ્નિ દેખાય છે, અને રસોડા આદિમાં ધૂમ સહિત અગ્નિ દેખાય છે, તેમ જ્યાં સમ્યકત્વ હોય ત્યાં ( તે જીવને ) શ્રદ્ધા હોય અથવા ન પણ હોય, જુઓ, જેઓ પાછલા ભવનું સમ્યકત્વ લઇને માતાના ગર્ભમાં ઉપજે એવા શ્રીતીર્થંકર વગેરે મહાપુરૂષોને મનઃપર્યાપ્તિ પૂરી થયા પહેલાં એકલું સમ્યકત્વ હોય છે, અને તે પર્યાપ્તિ પૂરી થયા પછી બંને ( સમ્યકત્વ

અને શ્રદ્ધા ) હોય છે. આથી સાબીત થયું કે ખરી રીતે સમ્યકત્વ અને શ્રદ્ધા એ બંને અલગ છે, છતાં ઔપચારિક ભાવથી સમ્યક્ત્વરૂપ (શ્રદ્ધાના ) કારણમાં શ્રદ્ધા (રૂપ કાર્ય) નો ઉપચાર કરીએ તો બંને એક પણ કહી શકાય, એમ શ્રી ધર્મસંગ્રહ ટીકામાં શ્રીયશોવિજયજી મહારાજનાં વચનોથી જાણી કહી શકાય છે. તાત્પર્ય એ કે-શ્રદ્ધાન એ ઉત્તમ માનસિક અધ્યવસાયરૂપ છે, તેથી એકાંતે શ્રદ્ધા અને સમ્યક્-ત્વ એક જ માનવામાં ઉપર જણાવેલા અપર્યાપ્તા જીવોમાં અને સિદ્ધ પરમાત્મા વગેરેમાં પણ સમ્યકત્વનું લક્ષણ ઘટશે નહીં. કારણ કે તેઓને મન નથી, માટે શ્રદ્ધારૂપ સમ્યકત્વ પણ હોઈ શકે નહિ, અને પ્રભુશ્રી તીર્થંકર દેવે તો તેમને સમ્યકત્વ હોય એમ કહ્યું છે. જેથી આ ગુંચવણ દૂર કરવા માટે ચઉદ પૂર્વધર શ્રીભદ્રબાહુ સ્વામીજીએ[1] આત્મપરિણામરૂપ સમ્યકત્વ છે એમ ફરમાવ્યું. આ લક્ષણ સર્વત્ર વ્યાપક છે એમ સમજવું. વળી એ ધ્યાનમાં રાખવું કે-જીવ, અજીવ,

૧ શ્રીભદ્રબાહુસ્વામી મહારાજ યશોભદ્રસૂરિના પ્રથમ પટ્ટધર અને સ્થૂલિભદ્ર સ્વામિના કાકાગુરૂ થાય. દશપૂર્વ પાઠક, આવશ્યકાદિ (દશ) સૂત્રોની ઉપર નિર્યુક્તિ બનાવનાર, ઉવસગ્ગહરસ્તોત્ર, સામુદ્રિકશાસ્ત્ર, ભદ્રબાહુસંહિતા, તીર્થયાત્રા પ્રબંધ, આદિ ગ્રંથોના કર્ત્તા એવા શ્રી ભદ્રબાહુસ્વામી ૧૪ પૂર્વધર અને ૭ શ્રુત કેવલીમાંના એક હતા. તેમણે ૪૫ વર્ષ વીત્યા બાદ સંયમ લીધું. ૧૭ વર્ષના દીક્ષા પર્યાયે યુગપ્રધાન થયા. ૧૪ વર્ષ સુધી યુગપ્રધાન પદવીમાં રહ્યા. સર્વાયુ ૭૬ વર્ષ વીત્યા બાદ સ્વર્ગે પધાર્યા. વિશેષ બીના પરિશિષ્ટ પર્વમાંથી મલી શકશે.

પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એમ નવ તત્ત્વોને જાણનારા જીવને સમ્યકત્વ હોય છે. "જીવાઇ નવ-પયત્થે જો જાણઈ તસ્સ હોઇ સમ્મત્તં" કહ્યું છે કે-જે ભવ્ય જીવ, જીવ વગેરે નવ તત્વોને જાણે તેને સમ્યકત્વ હોય છે.

આ પ્રસંગે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે-જો તત્ત્વ-જ્ઞાનથી સમ્યકત્વ પ્રકટે છે, તો પછી "ભાવેણ સદ્દહંતો અયાણમાણે વિ સમ્મત્તં" એટલે જે જીવ તત્ત્વજ્ઞાની ન હોય, પણ ભાવથી પ્રભુદેવે કહેલ પદાર્થ સ્વરૂપની યથાર્થ શ્રદ્ધા રાખે, તે જીવ સમ્યગ્દૃષ્ટિ કહેવાય, આ વાત કેવી રીતે સંભવે? આનો ઉત્તર એ છે કે 'અયાણમાણે વિ સમ્મત્તં' આ પદ —જ્ઞાનના અભાવને કહેતું નથી, પરંતુ વિસ્તારપૂર્વક મેળવેલા તત્ત્વજ્ઞાનની અપેક્ષાએ અજ્ઞાન એટલે અલ્પજ્ઞાનરૂપ અર્થને કહે છે. એટલે જે ભવ્ય જીવે જ્ઞાનાવરણીયાદિ કર્મોના ઉદયથી વિસ્તારથી તત્ત્વોને ન જાણ્યાં હોય, તોપણ તે જીવ જો પ્રભુએ કહેલાં તત્વોની યથાર્થ શ્રદ્ધા રાખે, તો તે જીવ સમ્ય-ગ્દૃષ્ટિ કહેવાય, જુઓ આ બાબતમાં દૃષ્ટાંત પણ એ છે કે-—જેમ ઘણી લક્ષ્મીવાળા માણસની અપેક્ષાએ ઓછી ઋદ્ધિવાળો માણસ નિર્ધન કહેવાય, તથા તુચ્છ જીર્ણ વસ્ત્રવાળો માણસ પણ વિશિષ્ટ (ઉત્તમ) વસ્ત્રોના અભાવે (તેવાં લુગડાં ન હોય ત્યારે) વસ્ત્ર રહિત કહેવાય, તેવી રીતે કદાચ કર્મોદયની પ્રબ-લતાથી તત્વોનું વિસ્તારથી જ્ઞાન ન હોય, તોપણ શ્રીજિને-શ્વરદેવે સકલ જીવોપકારિણી દેશના દ્વારા કહેલા પદાર્થોની બીના સાચી અને નિઃશંક છે, અને નિર્ગ્રંથ પ્રવચન તેજ

સત્ય અને પરમાર્થ છે, બાકીના તમામ સાંસારિક પદાર્થો તે દુઃખદાયક છે વિગેરે શુભ ભાવનાથી પ્રકટ થયેલ શ્રદ્ધાનવાલા જીવને સમ્યગ્દૃષ્ટિ ખૂશીથી કહી શકાય. અને જો તેમ ન માનીએ તો શ્રદ્ધાના અભાવે જ્ઞાન, અને જ્ઞાનના અભાવે ચારિત્ર પણ ન સંભવે અને પરંપરાએ મોક્ષપદ પણ કેવી રીતે મેળવી શકાય? માટે ઉપર જણાવેલા શ્રદ્ધાવંત જીવને સમ્યક્ત્વ જરૂર હોય. એમ અંગીકાર કરવાથી જ જેમને વિસ્તારથી તત્ત્વોનું જ્ઞાન ન હતું એવા તે શ્રીમાષતુષ વિગેરે મહા મુનીશ્વરોની પ્રવચનમાં કહેલી મુક્તિ ઘટે છે.

## સમ્યગ્દર્શન પામવાની ટૂંકી પ્રણાલિકા-પદ્ધતિ.

પ્રથમ સમ્યગ્દર્શન પામનારા ભવ્ય જીવોના પરિણામ અર્થવાળાં ત્રણ કરણો છે: ૧ યથાપ્રવૃત્તિકરણ, ૨ અપૂર્વકરણ અને ૩ અનિવૃત્તિ કરણ. તેમાં યથાપ્રવૃત્તિકરણનું સ્વરૂપ ટુંકામાં આ પ્રમાણે સમજવું:-જન્મ, ઘડપણ, અને મરણ તથા સંસારની વિવિધ ઉપાધિઓરૂપી જલ તરંગોથી ભરેલા એવા ભયંકર અપાર સંસારરૂપી સમુદ્રમાં મિથ્યાત્વ મોહનીયાદિક કર્મોની પ્રેરણાથી, અનંત પુદ્ગલપરાવર્તકાલ સુધી, અવ્યવહાર રાશિ સૂક્ષ્મ નિગોદના ભવોમાં ઘણાં શારીરિક અને માનસિક અસહ્ય દુઃખોને ભોગવતાં ભોગવતાં અકામ નિર્જરાદિ હેતુઓના પ્રતાપે વ્યવહાર રાશિમાં દાખલ થયેલા જીવને, દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ અને ભવ આ પાંચ કારણોમાંના કોઇ પણ કારણને લઇને તથા ભવ્યત્વ દશાનો પરિપાક થવાથી જે અધ્યવસાયો પ્રકટ થાય તે યથાપ્રવૃત્તિકરણ કહેવાય

છે. આ કરણને પામેલા જીવો ઘણાં સાગરોપમ કોડાકોડી પ્રમાણ લાંબી કર્મોની વિવિધ સ્થિતિઓને અલ્પ કાલમાં નાશ કરે છે. એટલે પાંચમા આયુષ્યકર્મ સિવાય જ્ઞાનાવરણીય વગેરે સાત કર્મો પૈકી દરેક કર્મને પલ્યોપમના અસંખ્યાતમા ભાગે કરી ન્યૂન ( ઓછા એવા ) એક કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિવાલા કરે છે. એટલે બાકીની જુદા જુદા પ્રકારની લાંબી સ્થિતિઓનો નાશ કરી સાતે કર્મોની પણ અન્તઃ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ કરવી, એ આ યથાપ્રવૃત્તિકરણનું કાર્ય ( ફલ ) છે. બીજા ગ્રંથોમાં એમ પણ કહ્યું છે કે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિવાળા જે ઉત્તમ અધ્યવસાયો તે યથાપ્રવૃત્તિકરણ કહેવાય. અને આમાં આગળ આગળના સમયોમાં પાછળ પાછળના સમયમાં થયેલા નિર્મલ અધ્યવસાયો કરતાં વધારે સારા અધ્યવસાયો પ્રકટે, એ આ કરણનું ફલ સમજવું.

જો કે સ્થૂલ દૃષ્ટિએ વિચાર કરતાં ઢાંકવા લાયક મૂલ ( મુખ્ય ) ગુણો આઠ હોવાથી મૂલ કર્મો આઠ છે, છતાં આયુષ્યની બીજા કર્મોની સ્થિતિની અપેક્ષાએ અલ્પ સ્થિતિ હોવાથી આ પ્રસ્તાવે તે ( આયુષ્ય ) નું વર્જન કરી સાત કર્મો લીધાં છે. તથા ઉપર જણાવ્યા મુજબ વિવિધ સ્થિતિઓનો નાશ ( ઘટાડો ) કરવાનું કારણ એ છે કે-જેમ લૂગડાંની ઉપર ઘાનો ડાઘ લાગ્યો હોય, તેની ઉપર ચીકાશને લઇને ઘણી ધૂળ ચોંટવાથી તે ડાઘ જોઇ શકાય નહીં, કારણકે ધૂળ જો ખસે તોજ ડાઘ દેખાય. તેવી રીતે વિવિધ લાંબી કર્મની સ્થિતિઓ ( રૂપી ધૂળ ) આ પ્હેલાં યથાપ્રવૃત્તિ

કરણથી જ્યારે દૂર ખસે (નાશ પામે) ત્યારે ભવિષ્યમાં બીજા અપૂર્વ કરણથી ભેદવા લાયક (એવી) ગ્રંથી (રૂપ ડાઘ) સ્પષ્ટ જોઇ શકાય છે. આનું તાત્પર્ય એ છે કે જેમ વિજયને ચાહનાર સુભટ શત્રુને જોયા બાદ હણીને વિજય મેળવે છે, તેમ અનિવૃત્તિકરણને ચાહનારો જીવ પ્રથમ કરણે કરી ગ્રંથિને જોયા બાદ હણીને અનિવૃત્તિકરણ પામે છે.

**પ્રશ્ન**:—જે કર્મ (૩૦ કોડાકોડી સાગરોપમ) જેટલી સ્થિતિવાળું બાંધ્યું હોય, તે કર્મ ખરી રીતે તેટલા કાલ સુધી ભોગવવું જોઇએ, અને પહેલાં તો એમ કહ્યું કે-અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અધ્યવસાયોના સમૂહ સ્વરૂપ યથાપ્રવૃત્તિકરણે કરીને લાંબી સ્થિતિઓનો નાશ થાય. એ બીના કેવી રીતે ઘટી (સંભવી) શકે ? અને જો તેમ ઘટે તો બાંધેલ સ્થિતિ પ્રમાણે તે કર્મ તેટલા ટાઇમ સુધી અનુભવાતું (ભોગવાતું) નથી, માટે પહેલો કૃતનાશ નામનો દોષ લાગુ પડશે. અને ઓછી સ્થિતિ (કાળ) વાળું તો તે કર્મ બાંધ્યું નથી, છતાં થોડા ટાઇમમાં ભોગવે છે તેથી અકૃતાગમ નામનો પણ દોષ લાગુ પડશે. તો આ બે દોષોનો ઉદ્ધાર કઇ રીતે કરવો ? તેનો ઉપાય કૃપા કરીને જણાવો.

**ઉત્તર**—આ પ્રશ્નનો જવાબ શ્રીજૈનેન્દ્ર આગમ પ્રમાણાદિના આધારે આ પ્રમાણે જાણવો:-શ્રીગણધર ભગવંતોએ ત્રિપુટીશુદ્ધ પવિત્ર અંગોમાં અધ્યવસાયની એવી અપૂર્વ તાકાત વર્ણવી છે કે-જેને લઇને અશુભ (ખરાબ) અધ્યવસાયો વધતા પ્રમાણમાં હોય, તો અંતર્મુહૂર્ત્ત જેવા થોડા ટાઇમમાં

પણ કેટલાએક જીવો સાતમી નરકને લાયક પણ કર્મદલિકો એકઠાં કરે છે. આ બાબત સુગૃહીતનામધેય પ્રાતઃસ્મરણીય શ્રી પ્રસન્નચંદ્ર રાજર્ષિનું દૃષ્ટાંત પરિશિષ્ટ પર્વમાંથી જાણી લેવું. તથા જો સારા અધ્યવસાયો હોય તો થોડા ટાઇમમાં પરમ પદને (મોક્ષને) પણ મેલવી શકે છે. અહીં શ્રી કલ્પસૂત્રમાં કહેલું શ્રી મરૂદેવામાતા વગેરેનું દૃષ્ટાંત જાણવું. એજ આશયથી ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણીશ્વરે પણ કહ્યું છે કે "**મન એવ મનુષ્યાણાં કારણં બંધમોક્ષયોઃ**" (મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ મનના પરિણામજ છે.)

એજ અધ્યવસાય વિશેષથી પ્રાયે અનિકાચીત (શિથિલ બંધવાળા) એવા ઘણાંયે કર્મોના સ્થિતિ રસની અપવર્તના (ઘટાડો) થાય છે. તથા જ્ઞાનપૂર્વક ક્ષમાપ્રધાન તીવ્ર (ધ્યાનાદિસ્વરૂપ) તપશ્ચર્યા કરવાથી નિકાચીત મજબુત બંધવાલાં કર્મોના સ્થિતિરસનો પણ ઘટાડો થઇ શકે છે. જુઓ આ બાબતના પુરાવાઃ—

**सव्वपगईणमेवं, परिणाम वसा उवक्कमो होज्जा ॥**
**पायमनिकाइयाणं, तवसाओ निकाइयाणंपि ॥ १ ॥**

**અર્થઃ**—ઘણું કરીને અનિકાચિત બંધવાલી તમામ કર્મપ્રકૃતિઓ (ના સ્થિતિરસ) નો એ પ્રમાણે પરિણામના યોગે ઘટાડો (ઓછાશ) થઈ શકે છે. તાત્પર્ય એ કે-જેમ ઘણાં વખત સુધી ચાલે તેટલું પુષ્કલ અનાજ પણ ભસ્મક (એક જાતનો ક્ષય) રોગવાળો કોઈ માણસ થોડા ટાઈમમાં ખાઇ જાય, તેથી તે ધાન્યની ચાલુ સ્થિતિનો નાશ થતો

નથી, પરંતુ રોગના જોરથી પુષ્કલ અનાજ થોડા વખતમાં ખવાઈ ગયું, તેવીજ રીતે ઘણાં સાગરોપમ જેવા લાંબાં વખત સુધી ભોગવવા લાયક કર્મો પણ, સારી ભાવનાના પ્રતાપે, થોડા સમયમાં ભોગવાય છે. તથા જેમ આંબાનાં ફલ (કેરી) વિગેરેને ખાડામાં નાંખી ઉપર (ના ભાગમાં) ઘાસ વગેરેથી ઢાંકી રાખિયે, તો તે ફલ વિગેરે થોડાંજ ટાઈમમાં પાકી જાય છે, તેવી રીતે તેવા પ્રકારનાં અનિકાચિત કર્મો પણ અધ્યવસાય વિગેરે સાધનોના સંબંધથી અલ્પ કાલમાં ભોગ-વાય એમાં કોઈ જાતનો દોષ (વિરોધ) સંભવેજ નહી. આવા અનેક વિશાલ આશયોને ધ્યાનમાં લઈનેજ પૂજ્ય શ્રી ચંદ્રમહત્તર આદિ ભગવંતોએ પણ કર્મપ્રવાદપૂર્વને અનુસરીને બનાવેલા શ્રી પંચસંગ્રહ વિગેરે અપૂર્વ કર્મ તત્ત્વજ્ઞાનના અનેક ગ્રંથોમાં જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારે અબાધા કાલ વિગેરેનું અને ઉદયાવલિકામાં આવતા વિવિધ કર્મોની નિષેક રચના વિગેરેનું લંબાણથી વર્ણન કર્યું છે.

કર્મોને ભોગવવાના સંબંધમાં એ પણ સમજવું જ જોઇએ કે સાંસારિક જીવ વડે મિથ્યાત્વાદિ હેતુઓની મદદથી જે કરાય તે કર્મ કહેવાય. જુઓ. "**कीरइ जीएण हेऊहिं जेणं तो भण्णए कम्मं**" ॥ આ કર્મના ચાર ભેદો છે: ૧ પ્રકૃતિ, ૨ સ્થિતિ, ૩ રસ અને ૪ પ્રદેશ [ જુઓ—**पयइठिइरसपएसा तं चउहा** ] તેમાં દરેક કર્મના દલિયાઓ તો જરૂર ભોગવવા જ જોઈએ અને એ જ આશયથી કહ્યું પણ છે કે:—

**अवश्यमेव भोक्तव्यं, कृतं कर्मशुभाशुभम् ॥**
**नाभुक्तं क्षीयते कर्म, कल्पकोटीशतैरपि ॥ १ ॥**

**અર્થ**:—બાંધેલાં સારાં અથવા ખરાબ કર્મો ( પ્રદેશોની અપેક્ષાએ ) જરૂર ભોગવવાં જ જોઇએ, પરંતુ સો કરોડ કલ્પ ( દીર્ઘકાલ વિશેષ ) જેવા લાંબા કાલે પણ ભોગવ્યા સિવાય કર્મોનો ક્ષય થાય નહિ. અને શ્રી કર્મપ્રકૃતિ વગેરે શાસ્ત્રોમાં જે અપવર્તના કહી છે, તે કર્મદલિકોમાં રહેલા રસની અને રસાધીન રહેલી સ્થિતિની અપેક્ષાએ જાણવી. આવા જ આશયથી સરસ્વતીનું વરદાન મેળવનાર અને વ્યવહારાદિ સૂત્રોની ટીકાઓ બનાવનારા આચાર્ય શ્રી મલયગિરિજી મહારાજાએ શ્રી સમવાયાંગ સૂત્રના ઉપાંગ શ્રી પ્રજ્ઞાપના સૂત્રની ટીકામાં કહ્યું છે કે:–બે રીતે કર્મ ભોગવાય છે: એક તો પ્રદેશથી ભોગવાય, અને બીજી રીતે રસથી ભોગવાય. તેમાં પ્રદેશ ( કર્મ ) ની અપેક્ષાએ દરેક કર્મ અવશ્ય ભોગવવું પડે છે, અને રસની અપેક્ષાએ વિકલ્પે કર્મ ભોગવાય છે. એટલે કર્મનો રસ નિકાચિત હોય તો ભોગવાય, અને અનિકાચિત હોય તો ન પણ ભોગવાય, કારણકે નિર્મલ અધ્યવસાયોના પ્રતાપે તે તે કર્મના રસની અપવર્ત્તના ( ઘટાડો ) થાય છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી શુભ પરિણામથી અશુભ કર્મોના સ્થિતિરસની અપવર્ત્તના થાય, તેમાં કૃતનાશાદિ દોષ ( વિરોધ ) કહી શકાયજ નહિ. કારણકે તેવા પ્રકારના નિર્મલ અધ્યવસાયોના પ્રતાપે રસનો ક્ષય ( નાશ ) થાય તો તેમાં ગેરવ્યાજબીપણું છેજ નહિ. જેવી રીતે સૂર્યનાં કિરણોનો તાપ લાગવાથી શેલડીમાં રહેલો રસ સૂકાઇ ( નષ્ટ–ક્ષીણ થઇ ) જાય છે, તેમાં કૃતનાશ અને અકૃતાગમ નામના દોષો હોયજ નહિ, તેવી રીતે ઉપર જણાવ્યા મુજબ રસનો ક્ષય થાય તેમાં પણ બંને દોષોમાંનો

એક પણ દોષ ઘટી શકેજ નહિ. તથા દરેક કર્મની સ્થિતિ પણ કર્મ દલિકોમાં જેટલા પ્રમાણમાં રસ હોય, તેને અનુસારેજ નિયમિત હોવાથી શાસ્ત્રકાર ભગવંતે રસાધીન (રસના પ્રમાણને અનુસરતી) સ્થિતિ કહી, તે વ્યાજબીજ છે. માટેજ અનુભવદ્વારા સ્પષ્ટ શબ્દોમાં પૂછનારને કહી દેવું જોઇએ કે રસના નાશથી સ્થિતિનો અવશ્ય નાશ થાય, તેમાં કોઇ પણ જાતનો વિરોધ હોઈ શકેજ નહિ.

વળી સમજવા જેવી બીના એ છે કે–જે કર્મ જેવી રીતે (જેટલી સ્થિતિનું) બાંધ્યું હોય, તે કર્મ તેવી રીતેજ (તેટલા ટાઈમ સુધીજ) ભોગવવું જોઇએ, એવો નિયમ સ્યાદ્વાદશૈલી પ્રમાણે હોઈ શકેજ નહિ. જો તેમ હોય તો પ્રભુની પૂજા કરવી, વિવિધ તપશ્ચર્યા કરવી, વિગેરે ઉત્તમ અનુષ્ઠાનો અશુભ (પાપ) કર્મોનો ક્ષય કરવામાં અસમર્થ નીવડશે, જેથી પૂજા વિગેરે વ્યર્થ થઇ જાય. પરંતુ પ્રભુદેવનું પરમ પવિત્ર પ્રવચન તેમ કહેતુંજ નથી. તે તો એમ કહે છે કે–પ્રભુ પૂજાદિ અનુષ્ઠાનો લાંબી સ્થિતિવાળાં કર્મોને પણ અલ્પ કાળમાં હઠાવી શકે છે, માટે તેવી ક્રિયા કર્યા વિના આત્માનું કલ્યાણ છેજ નહિ. વળી બાંધ્યા પ્રમાણે કર્મ ભોગવાયજ, એમ માનવામાં બીજો પણ અનિષ્ટ વિરોધ એ આવશે કે તે ભવમાં મુક્તિગામી જીવોને પણ પૂર્વ કર્મો તો વિપાકોદય સ્વરૂપે ભોગવતાં ભોગવતાં પણ, સમયે સમયે ઘણાં નવાં નવાં કર્મો બંધાતાં હોવાથી, તેમની મુક્તિ ન થવી જોઈએ, પણ તેમ તો છેજ નહિ. તેવા તદ્ભવ મુક્તિગામી અનંતા જીવો તો

પૂર્વ કાલમાં થોડા કાલમાં કર્મોને ખપાવી મુક્તિપદ પામ્યા છે, વર્તમાનમાં ચોથા આરાના સુખવાળા મહાવિદેહ ક્ષેત્રમાં પામે છે અને ભવિષ્યમાં પણ શ્રી પદ્મનાભાદિ તીર્થંકરોના શાસનમાં પરમ પદ પામશે એમ આગમ યુક્તિને અને અનુભવગમ્ય વસ્તુસ્થિતિને જાણીને (સમજીને, હૃદયમાં ઉતારીને) પ્રશ્નકાર જરૂર સમજશે કે કોડાકોડી સાગરોપમ પ્રમાણ લાંબી સ્થિતિવાળાં કર્મો પણ થોડા ટાઈમમાં નીરસપણે પ્રદેશથી ભોગવાય છે. તેજ કારણથી અસંખ્યાતા ભવોમાં તેવા પ્રકારના વિચિત્ર અધ્યવસાયોથી જુદી જુદી ગતિમાં રઝળાવનારાં બાંધેલાં કર્મો તે (વર્તમાન–છેલ્લા) ભવમાં પણ સત્તામાં હોય, છતાં પ્રબલ નિર્મલ અધ્યવસાયોના પ્રતાપે તે બાંધેલાં બધાં કર્મોનો ક્ષય થઈ શકે છે. તથા જે કર્મ, બાંધવાના ટાઈમે તેવા પ્રકારની રસાપવર્ત્તનાને લાયક જો બાંધ્યું હોય તો તે કર્મ તેવી રીતે નીરસ ભોગવાય, એમાં લગાર પણ આશ્ચર્ય નથી, કારણ કે દ્રવ્ય, ક્ષેત્ર કાલ, ભાવ અને ભવ, આ પાંચ (ક્ષયોપશમ અને ઉપશમ જેવી રીતે જુદી જુદી જાતના થાય છે, તેવી રીતે જેમની મદદથી કર્મો બંધાય છે તેવા અધ્યવસાય સ્થાનકો જુદી જુદી જાતનાં હોવાથી) સ્થિતિ અને રસનો ઉપક્રમ (ઘટાડો) કરાવી શકે છે. તાત્પર્ય એ કે–અસંખ્યાતા લોકાકાશના પ્રદેશોની જેટલાં, તે ઉપર જણાવેલાં અધ્યવસાય સ્થાનકોમાંથી કેટલાંએક અધ્યવસાય સ્થાનકો (જેમાં સ્થિતિ રસનો ઘટાડો થઈ શકે એવાં) સોપક્રમ કર્મ બંધમાં કારણ છે, અને કેટલાએક અધ્યવસાય સ્થાનકો નિરૂપક્રમ (જેના સ્થિતિરસનો ઘટાડો ન થઇ શકે એવાં) કર્મબંધને ઉત્પન્ન કરનાર

છે. માટે જે કર્મ જેવા અધ્યવસાય (પરિણામ) થી જેવું બાંધ્યું હોય તે કર્મ તેવી રીતે ભોગવાય. (અનુભવાય) આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવાથી સ્થિતિબંધમાં કૃતનાશ અને અકૃતાગમ દોષો કહી શકાયજ નહિ.

આ પ્રસંગે એ પણ વિચાર નજ ભૂલવો જોઇએ કે એક બાબતમાં જો કારણો જુદાં જુદાં હોય તો કાલભેદ દેખાય છે જેમ ઘણાં શિષ્યો એકજ શાસ્ત્રનો સાર્થ અભ્યાસ કરતાં હોય, છતાં પણ બુદ્ધિની તરતમતાથી કેટલાએક તીવ્ર બુદ્ધિશાલી શિષ્યો થોડા ટાઇમમાં એ શાસ્ત્ર પૂરેપૂરૂં ભણી શકે છે અને સામાન્ય બુદ્ધિવાલા શિષ્યોને તેજ શાસ્ત્ર ભણતાં ઘણો ટાઈમ લાગે છે. જેમ અહીં કાલભેદ દેખાય છે, તેવીજ રીતે ઘણાં જીવોએ એક સરખી સ્થિતિવાળું કર્મ બાંધ્યું હોય, તેમાં પરિણામની તરતમતાથી અનુભવકાલ જુદો જુદો દેખાય છે. એટલે શ્રીવીતરાગ પ્રભુએ કહેલા પવિત્ર સંયમાદિ અનુષ્ઠાન સાધવાથી જેઓ સારા અધ્યવસાયવાળા હોય, તેઓ લાંબી સ્થિતિવાળાં અશુભ કર્મોને થોડા ટાઈમમાં ભોગવે છે, અને હિંસાદિમાં આસક્ત હોવાથી અશુભ પરિણામવાળા જીવો તેવા લાંબી સ્થિતિવાળાં કર્મોને ઘણે ટાઇમે ભોગવે છે.

સંક્ષેપરૂચિવાળા જીવોને લાભ પમાડવાની ખાતર આગળ લખેલી બીના ટુંકામાં જણાવી છે. વિસ્તારથી જાણવાની ઇચ્છાવાળા જીવોએ શ્રી પંચસંગ્રહ, કર્મ પ્રકૃતિ આદિ ગ્રંથોથી જાણી લેવું.

આ યથાપ્રવૃત્તિકરણ તથા આગળ કહેવામાં આવનાર બંને કરણો પૈકી દરેક કરણનો કાલ અંતમુંહૂર્ત પ્રમાણ જાણવો. અને ત્રણે કરણોનો એકઠો (સમુદિત) કાલ પણ અંતર્મુહૂર્ત પ્રમાણ કહ્યો છે, પરંતુ દરેક કરણના અંતર્મુહૂર્ત કરતાં આ ત્રણે કરણોનું અંતર્મુહૂર્ત મોટું જાણવું. કારણ કે શાસ્ત્રમાં તેના (અંતર્મુહૂર્તના) ૯ સમયથી માંડીને એક સમય ઓછા મુહૂર્ત સુધીના અસંખ્યાતા ભેદો કહ્યા છે.

ભવ્ય[1] તથા અભવ્ય એમ બંને પ્રકારના જીવો આ યથાપ્રવૃતિકરણ કરે છે. પ્હેલાં કહ્યા પ્રમાણે કર્મોની સ્થિતિઓને ઘટાડવાના સંબંધમાં ધાન્યના પ્યાલાનું[2] દૃષ્ટાંત આ

---

૧. જેના મનમાં હું ભવ્ય હોઇશ કે અભવ્ય એવી વિચારણા જાગે તે નિશ્ચયે કરી ( સાધ્ય વ્યાધિ જેવો ) ભવ્ય કહેવાય. આવા વિચારો જેને સ્વપ્નમાં પણ ન આવે તે જીવ અભવ્ય કહેવાય. એમ શ્રી શીલાંકાચાર્ય મહારાજે આચારાંગસૂત્રની ટીકામાં કહ્યું છે. મુક્તિમાં જવાને લાયક ભવ્ય જીવોમાં પણ કેટલાએક જીવો દુઃસાધ્ય ( કષ્ટ-સાધ્ય ) વ્યાધિની માફક ઘણે લાંબે કાળે પરમપદ પામે છે. તે જીવો દુર્ભવ્ય કહેવાય. અને કેટલાએક જીવો ભવ્ય છતાં સાધન સામગ્રી જ ન મળવાથી મુક્તિમાં ન જઇ શકે તે જાતિભવ્ય. આ બાબત શ્રી ભગવતીસૂત્રની ટીકામાં અને શ્રી અનુયોગદ્વારસૂત્રમાં પ્રસ્થ અને પ્રતિમા બનાવવાને લાયક લાકડાંનું દૃષ્ટાંત આપ્યું છે, તે ખાસ જાણવા લાયક છે. તથા અસાધ્ય વ્યાધિની માફક કોઇ પણ કાળે જેઓ મુક્તિપદ પામ્યા નથી અને પામશે પણ નહિ તે એકાંત મિથ્યા-દૃષ્ટી અભવ્ય જીવો જાણવા.

૨ આ દૃષ્ટાંત આવશ્યક નિર્યુક્તિમાં પૂજ્યપાદ શ્રી ભદ્રબાહુસ્વામી મહારાજે કહેલું છે.

પ્રમાણે જાણવું. જેમ એક માણસ [3]પ્યાલામાં થોડું થોડું અનાજ નાંખતો જાય, અને વધારે વધારે કાઢતો જાય, એમ કરતાં કરતાં કેટલાક કાળે તે (પ્યાલા)માં ઘણું અનાજ ઘટવા (બ્હાર કાઢવા) થી થોડું અનાજ બાકી રહે છે, તેમ ભવ્ય જીવ અનાભોગ સ્વરૂપ આ પ્રથમ કરણે કરી વિવિધ કર્મોની લાંબી સ્થિતિઓનો નાશ કરે છે, અને અલ્પ સ્થિતિનો બંધ કરે છે. આ પ્રમાણે જેઓ મોડામાં મોડા અપાર્ધ પુદ્ગલ પરાવર્ત જેટલો કાલ વીત્યાબાદ પણ પરમ પદને પામવાના છે, તેવા ભવ્ય જીવો આ યથાપ્રવૃત્તિકરણના પ્રતાપે વિવિધ પ્રકારની કર્મ સ્થિતિઓને ઘણા પ્રમાણમાં ઓછી કરી ગ્રંથિ-સ્થાનની નજીકમાં આવે છે. આ કરણનું બીજું નામ "પૂર્વ પ્રવૃત્ત" છે. અને તે વ્યાજબીજ છે. કારણ કે અપૂર્વ કરણ વગેરે કરણોની પહેલાં આ કરણ પ્રવર્તે છે. અહીં ગ્રંથિસ્થાન સુધી તો અભવ્ય જીવો પણ પ્રથમ કરણ વડે કર્મસ્થિતિનો લાઘવ (ઓછાશ) કરી અનંતીવાર આવે છે. પરંતુ તેઓ તે (ગ્રંથિ) ને ભેદી (હઠાવી) શકતા નથી, કારણ કે તેમને રાગાદિ પરિણામ રૂપગ્રંથિને પાછી હઠાવવાના કારણભૂત વિશિષ્ટ અધ્યવસાયો પ્રકટ થતા નથી.

આવાં બીજાં પણ અનેક કારણોને લઈ મિથ્યાત્વ મોહ-નીયની સર્વોપશમના ન કરી શકવાથી તે અભવ્ય જીવો સમ્યક્ત્વ ગુણને પામી શકતા નથી. આ (અભવ્ય) જીવો ગ્રંથિસ્થાનની નજીકના ભાગમાં સંખ્યાતા અથવા અસંખ્યાતા

૩ આનો આકાર દેશ વિશેષમાં કોડીના જેવો પણ હોય છે.

કાલ સુધી રહે છે. તેમાં કેટલાએક અભવ્ય જીવો મુખ્ય ત્રણ કારણોને લઇને દ્રવ્યથી પ્રવ્રજ્યા (દીક્ષા) ગ્રહણ કરે છે:–

૧. પહેલું કારણ એ કે-બત્રીશ હજાર શ્રેષ્ઠ રાજાઓને માન્ય એવા તથા છ ખંડ ઋદ્ધિના માલિક ચક્રવર્તી વિગેરે રાજાઓ, નિવૃત્તિ પ્રધાન શાંતિમય પવિત્ર જીવનવાળા ઉત્તમ મુનિ મહાત્માઓને જોઇને એમ વિચારે છે કે–મહાપ્રબલ પુણ્યોદયે અમને આજે આ પવિત્ર મહાત્માનાં દર્શન થયાં તેથી અમે ધન્ય છીએ, કૃતપુણ્ય છીએ, ખરેખર ખરૂં સુખ તો ત્યાગમાંજ છે, પણ ભોગમાં નથી. આ ત્યાગમૂર્તિ મહાત્માના દર્શનથી આજે અમને ખાત્રી થાય છે કે, અત્યાર સુધી અમે ઘોર અજ્ઞાનરૂપી અંધારામાં અથડાયા, જેથી માખી જેમ બળખામાં ચોંટે તેમ અમે વિષયોમાં ચોંટી રહ્યાં. લીંબડો છે કડવો, પણ ત્યાં (લીંબડામાં) જન્મેલા કીડાને જેમ તે મીઠો લાગે, તેમ સંસાર છે કડવો (દુઃખદાઇ) છતાં અમે મીઠો (સુખ દેનાર) માનીને તેમાં પડી રહ્યા છીએ. ધન્ય છે આ મુનિ મહાત્માને કે જેમણે–‘ વિષ તો ખાવાથી મારે પણ વિષય તો ચિંતવતાં પણ મારે (સંસારમાં ભટકાવે) છે.’ એમ વિચારી ભરજુવાનીમાં સંયમ અને તપ આદરીને નિબિડ કર્મોને ખપાવવાને માટે યોગ્ય માર્ગ લીધો છે. અહો! આ મુનિ જ્યારે આત્માનંદી છે, ત્યારે અમે પુદ્ગલાનન્દી છીએ. આવા પુદ્ગલાનન્દિપણાને છોડીને ક્યારે અમે આ મુનિવરે સેવેલા પંથે ચાલીશું? આવી ઉત્તમ ભાવના ભાવતાં પ્હેલાના વખતમાં અનેક રાજાઓ જેમ સંસારને છોડીને ઉભે પગે નીકળી સંયમ સાધીને પરમ પદ પામ્યા, તેમ

અમારે એજ પ્રમાણે કરીને આત્મકલ્યાણ કરવું વ્યાજબી છે. આવા ઉત્તમ વિચારોથી વાસિત થઇને તેઓ તે (મુનિ મહાત્મા)ની સત્કાર સન્માન સહિત પૂજા કરે છે. આ સ્થિતિ જ્યારે અભવ્ય જીવો દેખે છે, ત્યારે તેમને એ વિચાર આવે છે કે જો અમે સાધુપણું લઇએ તો અમારી પણ આ રાજાઓ ભક્તિ કરે, એમ વિચારીને કંઇક અભવ્ય જીવો દ્રવ્ય ચારિત્રને ગ્રહણ કરે છે.

૨. બીજું કારણ એ કે–કેટલાએક અભવ્ય જીવો શ્રી તીર્થંકર ભગવંતની અનુપમ અતિશય વગેરે ઋદ્ધિને જોઇને તેજ પામવાની ચાહનાથી દ્રવ્ય ચારિત્ર ગ્રહણ કરે છે. એટલે જો અમે સાધુપણું લઇએ તો આ તીર્થંકરની માફક અમારી પણ ઇંદ્ર, દેવ, દેવીઓ સેવના કરશે અને અમને આવી ઋદ્ધિ મળશે વિગેરે વિચારીને દ્રવ્ય ચારિત્ર ગ્રહણ કરે છે.

૩. ઋદ્ધિ આદિની ચાહનાથી અને લોકોમાં મનાવવા પૂજાવાની ઇચ્છાથી અને તેવા બીજા પણ પ્રાયે નિયાણારૂપ સંસારિક પદાર્થોની આકાંક્ષા આદિ નિમિત્તે કેઇક અભવ્ય જીવો દ્રવ્ય ચારિત્રને અંગીકાર કરે છે. (અહીં ત્રણ મુખ્ય કારણ સિવાયનાં બીજાં કારણો પણ ભેગાં ગણ્યાં છે.)

આ અભવ્ય જીવો માંખીની પાંખ પણ ન દુભાય તેવી કાળજી પૂર્વક પડિલેહણ વગેરે ક્રિયારૂપ સંયમ પાળે છે. છતાં શ્રદ્ધા વગરના તે સંયમને પ્રભુએ દ્રવ્ય ચારિત્ર કહ્યું છે. આવું દ્રવ્ય સંયમ પણ પાળીને તેઓ ઉત્કૃષ્ટથી દેવલોકની અપેક્ષાએ નવમા ગ્રૈવેયક સુધી પણ જઈ શકે છે.

આથી સમજવાનું એ મલે છે કે દ્રવ્ય ચારિત્રનો પણ મહિમા ઓછો નથીજ. આ બાબત પૂજ્યપાદ શ્રી હરિભદ્રસૂરિજી મહારાજે શ્રી પંચાશક શાસ્ત્રમાં કહ્યું છે.:-

**सव्वजियाण जम्हा, सुत्ते गेविज्जगेसु उववाओ ।**
**भणिओ जिणेहि सो न य-लिंगं मोत्तुं जओ भणियं ॥१॥**

**जे दंसणवावण्ण-लिंगग्गहणं करंति सामण्णे ।**
**तेसिंपि य उववाओ-उक्कोसो जाव गेविज्जा ॥ २ ॥**

આવા લગભગ પૂર્વધર મહર્ષિના વાકયમાંથી અપૂર્વ બોધ એ મળે છે કે-સંયમાદિ ધર્મક્રિયામાં જો શ્રદ્ધા ભલી હોય તો અનુત્તર વિમાનનાં અને મોક્ષના પણ સુખો મળી શકે. નવ ગ્રૈવેયક સુધીના દેવાદિમાં કેટલાએક દેવ દેવીઓ સમ્યગ્દૃષ્ટિ હોય છે અને કેટલાએક દેવ દેવીઓ મિથ્યાદૃષ્ટિ પણ હોય છે. અનુત્તર વિમાનવાસી સર્વ દેવો તો નિશ્ચયે સમ્યગ્દૃષ્ટિજ હોય છે. દ્રવ્ય ચારિત્રના ઉત્કૃષ્ટ ફળ રૂપે નવમા ગ્રૈવેયક સુધીની હદ બતાવી. એમ કહેવાનો આશય એ છે કે -કેટલાએક સૂત્રનો યથાર્થ આશય નહિ સમજનારા જીવો ઉપર જણાવેલી બીના ભોળા જીવોને સમજાવીને કહે છે કે "કૂર્મા પુત્ર અને ભરત મહારાજાને દ્રવ્ય ચારિત્ર કયાં હતું? છતાં તેઓ મુક્તિ પદ પામ્યા. તો આપણે પણ ભાવ ચોખ્ખા રાખવા. મુનિવેષાદિ દ્રવ્ય ચારિત્રની કંઇ પણ જરૂર જ નથી." તેવા શુષ્ક અધ્યાત્મિઓને પણ સમજાવી સન્માર્ગમાં લાવવાની ખાતર આચાર્ય મહારાજે કહ્યું કે-દ્રવ્ય ચારિત્રનું ઉપર જણાવેલું નવમા ગ્રૈવેયક સુધીનું ફલ તમે

જાણતા નથી. અને જો જાણો છો તો કદાગ્રહને લઇને તમારો મત વધારવાના ઇરાદાથી બીજા જીવોને જણાવતા નથી અને છુપાવો છો. જ્યાં સુધી નિમિત્તવાસી આત્મા પ્રમાદને વશ પડેલો હોવાથી કષાયાદિ મોહમાંથી છૂટયો નથી, ત્યાંસુધી ભાવ ચારિત્રમાં ટકી રહેવા માટે તેને ઉત્તમ નિમિત્તની ખાસ જરૂર છેજ. અને તેવું ઉત્તમ નિમિત્ત દ્રવ્ય ચારિત્ર છે. દુનિયામાં પ્રત્યક્ષ દેખાય છે કે, સંયમમાં ટકાવવાનાં જેટલા નિમિત્તો છે તે કરતાં ઘણાં વધારે નિમિત્તો સંયમથી ભ્રષ્ટ કરનારાં છે. જે જીવ ચેતતો રહે તેજ સંયમ ટકાવી શકે. વિપરીત નિમિત્તોને લઈને ભાવ ચારિત્રથી ખસતો આત્મા મુનિ વેષાદિ દ્રવ્ય ચારિત્રને જોઇને એજ વિચારશે કે—હે જીવ ! મનુષ્ય જીંદગીની ઉત્તમતા સંયમ સામગ્રીને લઈનેજ ગણાય છે. કારણ કે દર્શન અને જ્ઞાન તો બાકીની ત્રણ ગતિમાં પણ સંભવે છે. પણ સંયમ સામગ્રી તો મનુષ્ય ભવમાં જ હોય. મહા પુણ્યોદયે શ્રી તીર્થંકર દેવની અને ચતુર્વિધ સંઘની સાક્ષીએ તે સંયમ સામગ્રી તું પામ્યો, તો પ્રમાદનો ત્યાગ કરીને તેની આરાધના કરીને કર્મમેલ હઠાવી આત્મારૂપ સોનું નિર્મલ બનાવવું જોઈએ. માટે આ સંયમ માર્ગથી ચૂકીશ નહીં. જો ચૂકયો તો તને શ્રી તીર્થંકર દેવને અને શ્રી સંઘને ઠગવાનું મહાપાપ લાગશે. આવું વિચારી તે જીવ સંયમમાં સ્થિર બની આત્માનું કલ્યાણ કરશે. આ બધો દ્રવ્ય ચારિત્રનો પ્રતાપ છે.

વળી વંદના વ્યવહાર પણ દ્રવ્ય ચારિત્રને લઈને છે; ગૃહસ્થપણામાં જેમને કેવલજ્ઞાન થયું છે, એવા પુણ્યશાલી

આત્માઓ કેવળજ્ઞાનથી જો પોતાનું આયુષ્ય વધારે જાણે તો જરૂર મુનિવેષ ગ્રહણ કરે છે અને ત્યારેજ તેમને ઇંદ્ર વગેરે ભવ્ય જીવો વંદન કરી શકે. માટે કેવળી એવા શ્રી ભરત મહારાજાએ પણ તેમજ કર્યું, ત્યારે ઇંદ્રે વંદના કરી છે. એથી સાબીત થયું કે ભાવ ચારિત્રને મદદગાર દ્રવ્ય ચારિત્ર છે. એજ હેતુથી અધ્યાત્મની વ્યાખ્યા જણાવતાં શાસ્ત્રકાર મહારાજે કહ્યું કે **आत्मानमधिकृत्य-पंचाचारचारिमा ॥** આત્માને ઉદ્દેશીને જે પાંચે આચારની સાધના કરવી તેનું નામ અધ્યાત્મ કહેવાય. આ વ્યાખ્યાજ જણાવે છે કે ભાવ ચારિત્ર ટકાવવાને દ્રવ્ય ચારિત્રની જરૂરિયાત છે. માટે દ્રવ્યને ભાવનું કારણ માનીને સારા નિમિત્તને સેવવા પૂર્વક પાંચે આચારને પાલે, તેજ ખરો અધ્યાત્મી કહેવાય. તેથી વિપરીત વર્તનારાઓને તો ફાગણ માસની હોળીના બાલકોની જેવા જાણવા. આ બાબતમાં ન્યાયાચાર્ય મહારાજે કહ્યું છે કે **कलावध्यात्मिनो भांति, फाल्गुने बालका यथा ॥**

હવે દ્રવ્ય ચારિત્રવાલો અભવ્ય જીવ કયાં સુધીનો અભ્યાસ કરી શકે? એ જણાવાય છે. કેટલાએક અભવ્ય જીવો નવમા પૂર્વ સુધી માત્ર સૂત્રપાઠ ભણે છે, તેથીજ તેમને શ્રુત સામાયિકવાળા કહ્યા છે. આ બાબતમાં આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે—

**तित्थंकराइपूअं, दट्ठूणन्नेण वावि कज्जेणं ॥**
**सुयसामाइयलाहो, होज्ज अभव्वस्स गंठिम्मि ॥ १ ॥**

ગ્રંથિસ્થાનની નજીકમાં રહેલા અભવ્ય જીવોને શ્રી

તીર્થંકર વિગેરેની પૂજા જોઇને અથવા પ્હેલાં કહેલાં બીજા પણ નિમિત્તે કરીને શ્રુતસામાયિકનો લાભ ( પ્રાપ્તિ ) થાય. તેઓ પૂર્વધર લબ્ધિ વિનાના હોવાથી ( નવ પૂર્વોના ) અર્થને જાણતા નથી. અને તેથીજ તેમનું શ્રુત તે દ્રવ્યશ્રુત કહેવાય. જેઓ [૧]ગ્રંથિસ્થાનની નજીકમાં રહ્યા છે, તેવા કેટલાએક મિથ્યાદૃષ્ટિ જીવો પણ કંઇક ઊણા દશ પૂર્વ સુધીનું દ્રવ્યશ્રુત પામે છે માટે "મિથ્યાત્વી ગૃહીત કાંઇ ઊણા દશ પૂર્વો સુધીનું શ્રુત મિથ્યાશ્રુત પણ કહેવાય છે."

જેમને પૂરેપૂરાં દશ પૂર્વોનું જ્ઞાન હોય, તેમને તો જરૂર સમ્યક્ત્વ હોય છે. તે કરતાં ઓછા પૂર્વોને ભણેલા જીવોમાં તો કેટલાએક જીવોને સમ્યક્ત્વ હોય અને કેટલાએક જીવોને ન પણ હોય. એમ સિદ્ધાંતમાં ભજના કહી છે. આ બાબતનો જુઓ સાક્ષિપાઠ–**चउद्दस दस य अभिण्णे–नियमा सम्मं तु सेसए भयणा**=પૂરેપૂરાં ચઉદ પૂર્વોનું અને દશ પૂર્વોનું એટલે દશથી માંડીને ચૌદ પૂર્વોનું જ્ઞાન જેને હોય, તે પ્રભાવશાલી મુનિવરોને નિશ્ચયે કરી સમ્યક્ત્વ હોય છે. બાકીના એટલે દશથી ઓછા પૂર્વોના જ્ઞાનવાલા જીવોને સમ્યગ્દર્શનની ભજના હોય એટલે દર્શન હોય અથવા ન પણ હોય. ગ્રંથિસ્થાનની નજીકમાં આવેલા કેટલાએક ભવ્ય જીવો પણ રાગાદિ ભાવ શત્રુઓથી જીતાયા છતાં પાછા વળે છે, તેમજ પહેલાંની માફક ઘણી લાંબી સ્થિતિવાલાં કર્મોને પણ બાંધે છે. અને

૧–અપૂર્વકરણનું સ્વરૂપ જણાવવાના પ્રસંગે આગળ ગ્રંથિ શબ્દનો અર્થ જણાવવામાં આવશે.

કેટલાએક અવસ્થિત ( ચઢતા એ નહિ, પડતા પણ નહિ એવા ) પરિણામવાલા ભવ્ય જીવો તેજ સ્થળે રહે છે. તેઓ અવસ્થિત પરિણામવાલા હોવાથી કર્મોની સ્થિતિ ઓછી તેમજ વધારે પણ બાંધતાં નથી. અને જેઓ મોડામાં મોડા અર્ધ પુદ્ગલ પરાવર્ત્ત જેટલા કાલે પણ પરમ પદ પામવાના છે એવા ચારે ગતિના પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય જીવો કુહાડાની અણીદાર ધારની જેવા ( આગળ જેઓનું સ્વરૂપ કહેવાશે એવા ) અપૂર્વકરણ નામના નવીન અધ્યવસાયોના સમૂહે કરી ગ્રંથિનો ભેદ કરે છે. એ પ્રમાણે ૧. ગ્રંથિસ્થાનથી પાછા વળેલા જીવો, ૨. ગ્રંથિસ્થાનની પાસે રહેલા જીવો, અને ૩ ગ્રંથિને ભેદનારા જીવો; એમ ત્રણ પ્રકારના જીવોનું યથાર્થ સ્વરૂપ સમજાવવા માટે શાસ્ત્રકારોએ જરૂરી દૃષ્ટાંત પણ આપ્યું છે. કારણકે બાલ જીવોને દૃષ્ટાંત દીધા વિના ચાલુ બીના સમજાતી નથી. કહ્યું છે કે–" **न हि दृष्टांतं विना दार्ष्टान्तिकस्य सिद्धिर्भवितुमर्हति** " તે દૃષ્ટાંત ટુંકામાં આ પ્રમાણે જાણવું.

દૂર રહેલા કોઇ મોટા નગરમાં જવાની ઇચ્છાથી ત્રણ માણસો પોતાના ગામથી સાથે નીકલ્યા. ચાલતાં ચાલતાં તેઓ ચોરોના સ્થાનવાળી ભયંકર અટવીમાં આવી પહોંચ્યા. ત્યાં આવતાં તે ત્રણે જણાએ બે ચોરોને જોયા. તેથી ત્રણમાંનો એક બીકણ માણસ ભય પામી પાછો ભાગી ગયો. બીજા માણસને ચોરોએ પકડયો. અને ત્રીજો માણસ બલવાન હોવાથી ચોરોને હરાવી અટવીનો પાર પામી ઇષ્ટ નગરે પહોંચી ગયો. આ દૃષ્ટાંતને ચાલુ પ્રસંગમાં આ પ્રમાણે ઘટાવવું.

જોઇએ:-ત્રણ માણુસો જેવા સંસારી જીવો જાણુવા. અટવી જેવો સંસાર જાણુવો. અને તેના લાંબા રસ્તાની જેવી કર્મોની ઘણી લાંબી સ્થિતિઓ જાણુવી. અટવીમાં જેમ ચોરોને રહેવાનું ભયંકર સ્થાન હતું તેમ અહીં સંસારમાં ગ્રંથિસ્થાન જાણુવું. બે ચોરોની જેવા રાગ અને દ્વેષ જાણુવા, કે જેઓ આત્માના જ્ઞાનાદિ વાસ્તવિક ધનને ચોરે છે. ચોરોથી ભય પામી પાછા વળેલા માણુસની જેવા-ગ્રંથિદેશમાં આવી, ખરાબ પરિણામો જાગવાથી પાછા ફરી ઉત્કૃષ્ટ (મોટી, લાંબી) સ્થિતિના બાંધનારા જીવો સમજવા. ચોરોના પંજામાં આવેલા માણુસની જેવા ગ્રંથિ ભેદવાના કામમાં રાગાદિથી ત્રાસ પામેલા એવા ગ્રંથિની પાસે રહેલા અવસ્થિત પરિણામવાલા જીવો જાણુવા. આવા પ્રકારના જીવો વિશિષ્ટ પરિણામાદિ સાધનો વિનાના હોવાથી ગ્રંથિને ભેદી શકતા નથી. તેમજ અવસ્થિત (મધ્યમ) પરિણામવાલા હોવાથી (એટલે કે ચઢતા કે પડતા પરિણામવાળા નહીં હોવાથી) પાછા પણ વલતા નથી. તથા ઇષ્ટ નગરે પહોંચેલા પરાક્રમી માણુસના જેવા અપૂર્વકરણે કરીને રાગદ્વેષનું જોર ઘટાડી સમ્યગ્દર્શનરૂપ ઉત્તમ ગુણુને પ્રકટ કરનારા જીવો જાણુવા. આ કરણુમાં વર્તતા અનેક જીવોની અપેક્ષાએ દરેક સમયે અસંખ્યાતા લોકાકાશના પ્રદેશરાશિની જેટલાં અધ્યવસાય સ્થાનો પ્રાપ્ત થાય છે તથા પૂર્વ પૂર્વ સમયની અધ્યવસાય વિશુદ્ધિથી આગળ આગળના સમયની અનંતગુણી વિશુદ્ધિ હોય છે. આ બીના યથાર્થ સમજાવવા માટે શ્રીકર્મપ્રકૃતિની ટીકામાં બે પુરૂષોની ઘટના જણાવી છે, તે ત્યાંથી જાણી લેવી. આ પ્રથમ કરણુમાં વિશિષ્ટ

અધ્યવસાયોના અભાવે (તેવા પરિણામો નહિ હોવાથી) સ્થિતિઘાત વગેરે પાંચ વાનાં પ્રવર્ત્તતાં નથી. તેમજ આ કરણમાં વર્તનારા તમામ જીવો દ્વિસ્થાનક રસવાળા અશુભ કર્મોને બાંધે છે. તથા સ્થિતિબંધ પણ પૂર્વ પૂર્વ સમયની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યાતમા ભાગે કરી ઓછો ઓછો (સ્થિતિ) બંધ આગળ આગળના સમયમાં કરે છે. એ પ્રમાણે ભવ્ય જીવો પ્રથમ કરણે કરીને ગ્રંથિસ્થાનની નજીકમાં કેવી રીતે આવે ? આ પ્રશ્નનો ખુલાસો ટુંકામાં સમજાવ્યો.

૨–અપૂર્વકરણ[૧]—જે અધ્યવસાયોના પ્રતાપે પહેલાં નહિ કરેલાં એવા (૧) સ્થિતિ ઘાત, (૨) રસઘાત, (૩) ગુણશ્રેણિ અને (૪) અભિનવ સ્થિતિબંધ; આ ચાર કાર્યો થઇ શકે, તેવા નવા અધ્યવસાયોનું નામ અપૂર્વકરણ કહેવાય. સંસારી જીવોને, દુષ્કર્મોથી પેદા થયેલા, કઠોર અને મજબૂત તેમજ લાંબા કાળની ઉગેલ ગુપ્ત (ન દેખાય એવી) વાંસની ગાંઠ જેવા, તથા દુઃખે કરી ભેદી (દૂર કરી) શકાય એવા અને પહેલાં નહિ ભેદાએલા ચીકણાં રાગદ્વેષના જે અધ્યવસાયો પ્રકટે છે તેનુ નામ ગ્રંથિ કહેવાય.[૨] આ ગ્રંથિનો

---

૧. અપૂર્વ=નવાં, કરણ=અધ્યવસાયો વર્તે છે જેમાં તે અપૂર્વકરણ કહેવાય.

૨. જુઓ સાક્ષિ પાઠઃ—

**गंठित्ति सुदुब्भेओ–कक्खड घणगूढरूढगंठिव्व ॥**
**जीवस्स कम्मजणिओ–घणरागदोसपरिणामो ॥१॥**
**—विशे० भाष्ये ॥ कर्म० टीकायां च ॥**

(ચીકણાં–પ્રબલ–રાગદ્વેષના પરિણામોનો) ભેદ (જોર ઘટાડવું) કરવો એ અપૂર્વકરણનું ફલ (કાર્ય) છે. ગ્રંથિને ભેદવાની શરૂઆત કરવાવાળા ભવ્ય જીવો આ કરણમાં પેસતાંની સાથે જ (પ્રથમ સમયથી માંડીને) ઉપર જણાવેલી સ્થિતિઘાત વગેરે ચાર ક્રિયાઓ કરે છે. તે ચારે ક્રિયાઓનું ટુંકામાં સ્વરૂપ આ પ્રમાણે જાણવું:—

૧. **સ્થિતિઘાત**—સીધી લાઈન રૂપ સત્તામાં રહેલી અંતઃકોડાકોડિ સાગરોપમ પ્રમાણ સ્થિતિ સંબંધી ઉપરના ભાગમાંથી ઉત્કૃષ્ટથી (વધારેમાં વધારે) સેંકડો સાગરોપમ પ્રમાણ અને જઘન્યથી (ઓછામાં ઓછા) પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખંડને ઉકેરે છે. એટલે તે ભાગમાં રહેલા અને ઉપર કહેલ પ્રમાણ સ્થિતિવાલા કર્મદલિકોને (ત્યાંથી=ઉપરના ભાગમાંથી) ઉઠાવે છે. અને તે દલિકોને જેમાં રહેલા દલિકો અનુભવતા નથી તે નીચેની (પ્રથમ) સ્થિતિમાં ગોઠવે છે. આવી ક્રિયા અંતર્મુહૂર્ત સુધી ચાલે છે. તે પૂરી થયા બાદ ઉપર કહેલા પહેલાં સ્થિતિખંડની (વ્યવધાન રહિતપણે) પછી રહેલા જઘન્ય (નાના) અથવા ઉત્કૃષ્ટ (મોટા) સ્થિતિખંડને અંતર્મુહૂર્ત્તમાં ઉકેરે છે અને પહેલાંની જેમ દલિકોને ગોઠવે છે એ પ્રમાણે અપૂર્વકરણના કાલમાં હજારો સ્થિતિખંડના દલિકોને ઉઠાવીને નીચેની સ્થિતિમાં દાખલ કરે છે. તેમ કરતાં અપૂર્વકરણના પહેલે સમયે જેટલી સ્થિતિ હતી, તેમાંથી સંખ્યાતગુણહીન (ઓછી) સ્થિતિ થાય છે. એટલે તેટલા પ્રમાણ સ્થિતિવાલા (તેટલા ટાઇમમાં ભોગવી શકાય એવા) કર્મદલિકોને તે ભાગમાંથી ખાલી કરે છે.

૨. **રસઘાત**—અશુભ (પાપ) પ્રકૃતિઓના સત્તામાં રહેલા રસાણુઓના અનંતા ભાગો કરી તેમાંના એક ભાગ સિવાય બાકીના તમામ ભાગોનો (રસાણુઓનો) અંતર્મુહૂર્તમાં નાશ કરે છે. તે વાર પછી પહેલાં ત્યાગ કરેલા અનંતમા ભાગના અનંતા વિભાગો કલ્પીને એક ભાગ સિવાયના બાકીના તમામ ભાગના રસાણુઓનો અંતર્મુહૂર્ત જેટલા ટાઇમમાં નાશ કરે. એ પ્રમાણે એક વિવક્ષિત સ્થિતિઘાત કરતાં જેટલો ટાઇમ લાગે, તેટલા ટાઇમમાં હજારોવાર રસઘાત થાય છે. અને હજારો સ્થિતિઘાતો અપૂર્વકરણમાં થાય છે.

૩. ગુણશ્રેણિ—ઉપરની સ્થિતિમાંથી ઉઠાવેલા કર્મ દલિકોને "પૂર્વ પૂર્વ સમયમાં જેટલા ભોગવાય, તેથી આગળ આગળના સમયોમાં અસંખ્યાત ગુણા વધારે વધારે કર્મ દલિકો જેમ ભોગવાય તેમ" ગોઠવવા તેનું નામ ગુણશ્રેણિ કહેવાય. એટલે ગ્રંથિભેદ કરનારો ભવ્ય જીવ અસંખ્યેય ગુણ વૃદ્ધિએ જેમ ભોગવાય તેમ કર્મ દલિકોને ગોઠવે છે.

૪. **અભિનવ સ્થિતિબંધ**—આ કરણમાં શરૂઆતથીજ માંડીને દરેક અન્તર્મુહૂર્તે નવી નવી એટલે પહેલાં નહિ બાંધેલી એવી પલ્યોપમના અસંખ્યાતમા ભાગે કરી ઓછી ઓછી સ્થિતિ જે બાંધવી, તેનું નામ અભિનવ સ્થિતિબંધ કહેવાય. આ કરણવાળા ભવ્ય જીવો તેવા પ્રકારનો અભિનવ સ્થિતિબંધ કરે છે.

કવીનાઇન અને ન્યુ કવીનાઇનના દૃષ્ટાન્તે કરી સ્થિતિઘાતાદિનું સ્વરૂપ બરોબર સમજી શકાય છે. કવીનાઇનનો

સ્વાદ કડવો હોય છે. કડવાશ વધારે હોવાથી ખાતાં ટાઇમ વધારે લાગે છે. સાયન્સના પ્રયોગથી જો કડવાશ દૂર કરાય તો પહેલાં જે શીશીભર કવીનાઇનને ખાતાં ૪ મહિના જેટલો ટાઇમ લાગતો હતો, તે શીશીભર કવીનાઇનને કડ-વાશ દૂર કરી ન્યુ કવીનાઇન બનાવ્યું, તેથી હવે એક કલાક જેટલો પણ ટાઇમ નહિ લાગે. અહીં સમજવાની બીના એ છે કે પૂર્વે કહ્યા પ્રમાણે રસના પ્રમાણમાં સ્થિતિ હોય છે. જેમ કવીનાઇનમાં જેવી કડવાશ તેવી સ્થિતિ (શીશીને ખાલી થવાનો ૪ માસ વગેરે ટાઇમ) હોય છે તેમ કર્મ દલિકોમાં પણ જેટલા પ્રમાણમાં રસ હોય, તેટલાજ પ્રમાણમાં સ્થિતિ હોય છે. જો રસ ઓછો થાય, તો સ્થિતિ જરૂર ઓછી થાયજ. જેમ કડવાશ ઓછી થઇ તો ન્યુ કવીનાઇન ખાતાં શું વધારે વાર લાગે ખરી કે? અર્થાત્ નજ લાગે.

આ બીજા અપૂર્વ કરણમાં પણ દરેક સમયે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશોની જેટલા અધ્યવસાય સ્થાનો (ભેદો) છે. એમ આ કરણમાં સ્થિતિઘાત વગેરે ચારે કાર્યો કરવા પૂર્વક ગ્રંથિનો ભેદ કરી ત્રીજા અનિવૃત્તિ કરણમાં દાખલ થાય છે (પ્રવેશ કરે છે).

૩. **અનિવૃત્તિકરણ**—આ કરણમાં વર્તનારા ત્રણે કાલના ભવ્ય જીવોની સરખા સમયમાં પરિણામની નિર્મલતા (વિશુદ્ધિ) અનિવૃત્તિ એટલે ફેરફાર વિનાની એક સરખી હોય છે, એથી આ કરણનું અનિવૃત્તિ એવું નામ કહ્યું છે. સરખા સમયોમાં એટલે ઉપર કહ્યા મુજબ પરિણામની વિશુદ્ધિ જો

કે આગળ આગળના સમયોમાં પૂર્વ પૂર્વ સમયની વિશુદ્ધિના જેવી હોતી નથી; કારણ કે કર્મ પ્રકૃતિમાં કહ્યું છે કે "આગળ આગળના સમયોમાં અનંત ગુણ નિર્મલ અધ્યવસાયો (પરિણામો) હોય છે," તો પણ વિવક્ષિત (કહેવા ધારેલ) કોઇ પણ સમયમાં ત્રણે કાલના જીવોની પરિણામ વિશુદ્ધિ એક-સરખી હોય છે. એમ "સરખા સમયોમાં" આ પદનો સ્પષ્ટ અર્થ જણાવવા પૂર્વક અનિવૃત્તિકરણની એક રીતે વ્યાખ્યા બતાવીને, બીજી વ્યાખ્યા જણાવીએ છીએ. તે આ પ્રમાણે-જે અધ્યવસાયો સમ્યકત્વ પમાડયા સિવાય પાછા હઠે નહિ, એટલે જે અધ્યવસાયોના પ્રતાપે જરૂર સમ્યકત્વ પામી શકાય તેવા અધ્યવસાયોનું નામ અનિવૃત્તિકરણ કહેવાય છે. ઉપર જણાવ્યા પ્રમાણે ત્રણે કરણોની પ્રાપ્તિ (લાભ) ક્રમસરજ હોય છે. જુઓ સાક્ષિપાઠઃ—

जा गंठि ता पढमं-गंठिं समइच्छओ भवे बीअं ॥
अनियट्टिकरणं पुण-सम्मत्तपुरक्खडे जीवे ॥ १ ॥

અર્થ:—ગ્રંથિસ્થાન સુધી પહેલું યથાપ્રવૃત્તિકરણ હોય છે, ગ્રંથિને ભેદતાં એવાં ભવ્ય જીવોને બીજું અપૂર્વકરણ હોય છે. તથા જેણે સમ્યકત્વ ગુણ આગળ કર્યો છે, એટલે જેઓ થોડા વખતમાં જરૂર સમ્યકત્વ પામશે એવા જીવોને અનિવૃત્તિકરણ હોય એમ સમજવું.

આ અંતર્મુહૂર્ત જેટલી સ્થિતિવાલા અનિવૃત્તિકરણના જેટલા સમયો થાય, તેટલાજ તેના અધ્યવસાયો જાણવા. કારણ કે દરેક સમય દીઠ એકેક અધ્યવસાય હોય છે. અને

તેવા અધ્યવસાયો પૂર્વ પૂર્વ સમયના અધ્યવસાયની વિશુદ્ધિથી આગળ આગળના સમયમાં અનંતગુણી વિશુદ્ધિવાલા જાણવા. તથા જેમ અપૂર્વકરણમાં શરૂઆતથીજ સ્થિતિઘાત વિગેરે ચાર કાર્યો કરવામાં આવે છે, તેમ આ ત્રીજા કરણમાં પણ તે કાર્યો કરવામાં આવે છે. આ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિવાલા કરણના કરેલા (કલ્પેલા) સંખ્યાતા ભાગોમાંથી ઘણા ભાગો (એટલે તેટલો વખત) જ્યારે વીતી જાય અને એક સંખ્યાતમો ભાગ બાકી રહે, ત્યારે સીધી લાઇન રૂપ મિથ્યાત્વની સ્થિતિ સંબંધી નીચેનો અંતર્મુહૂર્ત પ્રમાણ ઉદયાવલિકાનો ભાગ છોડી દઈ ( ઉદયાવલિકા સિવાયના ) બાકીના ભાગમાં અંતરકરણ કરે છે. અંતરકરણનો અર્થ એ છે કે —અંતર્મુહૂર્ત્ત કાલ સુધી ભોગવવા લાયક (એવા) મધ્ય ભાગમાં રહેલાં દલિકોનો પ્રથમ સ્થિતિમાં અને દ્વિતીય (બીજી) સ્થિતિમાં દાખલ કરવાના કારણભૂત જે ક્રિયાવિશેષ (અમુક જાતની ક્રિયા) અથવા અધ્યવસાયો તેનું નામ અંતરકરણ જાણવું. એટલે જે ક્રિયાના પ્રતાપે અથવા અધ્યવસાયોના પ્રતાપે પહેલી અને બીજી સ્થિતિની વચમાં આંતરૂં (કર્મદલિક વિનાનો ખાલી ભાગ) પાડી શકાય તેવી જે ક્રિયા અથવા જે અધ્યવસાયો તે અંતરકરણ કહેવાય. આ અંતરકરણની નીચેની સ્થિતિનું નામ પ્રથમ સ્થિતિ તથા ઉપરની સ્થિતિનું નામ દ્વિતીય સ્થિતિ એમ જાણવું.

પ્રશ્ન—કયા કારણથી અંતરકરણ કરવું જોઇએ ?

**ઉત્તર**—આગળ પામવા લાયક અંતમુહૂર્ત પ્રમાણ સ્થિ-

તિવાલા અપૌદ્‌ગલિક ઔપશમિક સમ્યગ્દર્શનને મિથ્યાત્વના પુદ્‌ગલો વિઘ્ન ન કરે એવા મુદ્દાથી એટલે મિથ્યાત્વના પુદ્‌ગલો તે દર્શન ગુણને ન બગાડે, એટલા માટે અંતરકરણ કરવું જોઇએ. શાસ્ત્રકારે આ અંતરકરણને અંતર્મુહૂર્ત્ત કાલ-પ્રમાણવાલું કહ્યું છે. જ્યારે આ ક્રિયા કરે ત્યારે મિથ્યાત્વની સ્થિતિના બે વિભાગ પડે છે. તેમાં (૧) પ્રથમ સ્થિતિનો વિભાગ અંતર્મુહૂર્ત્ત પ્રમાણવાલો છે. (૨) દ્વિતીય સ્થિતિનો વિભાગ અંતઃ કોડાકોડી સાગરોપમ પ્રમાણ જાણવો.

આ પ્રસંગે ઉદીરણા અને આગાલ કોને કહિયે? તથા તે બેમાં શો તફાવત? આ ઉપયોગી પ્રશ્નનો પણ ખુલાસો જરૂર સમજવા જેવો છે. અને તે એ કે–પ્રથમ સ્થિતિમાં વર્તમાન જીવો ઉદીરણા પ્રયોગથી તે (પ્રથમ સ્થિતિ)ના દલિકોને ખેંચીને જે ઉદયાવલિકામાં દાખલ કરે છે, તેવી દાખલ કરવાની જે ક્રિયા તે ઉદીરણા કહેવાય. એજ પ્રમાણે દ્વિતીય (બીજી) સ્થિતિમાં રહેલા દલિકોને તેજ ઉદીરણા પ્રયોગ વડે કરીને ખેંચી ઉદયાવલિકામાં દાખલ કરે તેવી જે ક્રિયા તે આગાલ કહેવાય. એમ આગાલ તે ઉદીરણાનો એક ભેદ છે એમ સમજવું. ઉદીરણાનું અને આગાલનું રહસ્ય એ છે કે –ઉદીરણાના પ્રસ્તાવે પ્રથમ સ્થિતિના કર્મદલિકો ઉદયાવલિકામાં દાખલ કરાય છે અને આગાલના પ્રસ્તાવે તો દ્વિતીય (બીજી) સ્થિતિના કર્મદલિકો ઉદયાવલિકામાં દાખલ કરાય છે. ઉદય વડે અને ઉદીરણા વડે પ્રથમ સ્થિતિ (ના દલિકો)નો અનુભવ કરતાં કરતાં જ્યારે તે (પ્રથમ) સ્થિતિ બે આવલિકા

પ્રમાણ (જેટલી) બાકી રહે ત્યારે આગાલરૂપ ઉદીરણા પ્રવર્ત્તતી નથી, પણ મિથ્યાત્ત્વના સ્થિતિઘાત અને રસઘાત તથા ઉદીરણા તો પ્રવર્ત્તે છે (ચાલુ રહે છે, એટલે બે આવલિકાની પહેલાંજ આગાલ અને ગુણશ્રેણિ પ્રવર્ત્તી શકે. એમ થતાં જ્યારે પ્રથમ સ્થિતિ આવલિકા કાલ પ્રમાણ (જેટલી) બાકી રહે છે, ત્યારે ઉપર જણાવેલાં ત્રણે કાર્યો (મિથ્યાત્વના સ્થિતિઘાત અને રસઘાત તથા ઉદીરણા) પણ બંધ પડે છે એટલે પ્રવર્ત્તતા નથી. તેથી તે આવલિકામાં રહેલા દલિકોને ઉદય વડેજ અનુભવે છે. અહીં પ્રથમ સ્થિતિમાં વર્ત્તતા જીવોને ખરી રીતે મિથ્યાદૃષ્ટિજ કહી શકાય. કારણ કે તે જીવો મિથ્યાત્વના દલિકોને અનુભવે છે. મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ કાલના ચરમ સમયે એટલે અનિવૃત્તિકરણના છેલ્લા સમયે બીજી સ્થિતિમાં રહેલા દલિકોના અનુભાગ (રસ)ની તરતમતા (ઓછા વધતાપણા)વાળા ત્રણ પુંજ (ઢગલા) કરે છે. આનું નામ ત્રિપુંજ કહેવાય. આ બાબતમાં જુઓ સાક્ષીપાઠ—

तं कालं बीयठिइं–तिहाऽणुभावेण देसघाइत्थ ॥
सम्मत्तं सम्मिस्सं–मिच्छत्तं सव्वघाइत्थ ॥ १ ॥

**સ્પષ્ટાર્થ:**—તે કાલે એટલે જે સમયની પછી ઔપશમિક સમ્યગ્દર્શન પામશે તે સમયે અથવા પ્રથમ સ્થિતિના છેલ્લા સમયે મિથ્યાત્વ ભાવમાં રહ્યા છતાં ભવ્ય જીવો બીજી સ્થિતિમાં રહેલા મિથ્યાત્વમોહનીય કર્મના દલિકોને અનુભાગની અપેક્ષાએ શુદ્ધ (ચોખ્ખા), અર્ધશુદ્ધ અને અશુદ્ધ એમ ત્રણ જાતના કરે છે. તેમાં જે શુદ્ધ દલિકો તે સમ્યકત્વ મોહનીયનો

પુંજ જાણવો. આ જે સમ્યકત્વ મોહીનીય કર્મ છે, તે દેશઘાતી પ્રકૃતિ ગણાય છે. કારણ કે તે પ્રકૃતિમાં રહેલો રસ વિશિષ્ઠ શ્રદ્ધાન રૂપ દેશને (શ્રદ્ધાના એક દેશને; લગાર શ્રદ્ધાને) રોકે છે (ઢાંકે છે), પરંતુ સામાન્ય શ્રદ્ધાનને રોકતો નથી. તથા જે અર્ધશુદ્ધ દલિકો તે મિશ્ર મોહનીયનો પુંજ જાણવો. અને જે અશુદ્ધ દલિકો તે મિથ્યાત્વ મોહનીયનો પુંજ જાણવો. આ બંને પ્રકૃતિઓને શાસ્ત્રમાં સર્વઘાતી પ્રકૃતિયોની ભેગી ગણી છે. કારણકે તે બંને પ્રકૃતિયોમાં સર્વથા શ્રદ્ધાનનો ઘાત કરનાર રસ રહેલો છે. ત્રિપુંજની ક્રિયા મીણાવાલા કોદરાના દૃષ્ટાંતથી સમજી શકાય છે. જેમ તદ્દન મીણા વિનાના કોદરાનો જે ઢગલો તે શુદ્ધ પુંજ કહેવાય અને અર્ધા મીણાવાળા અને અર્ધા મીણા વગરનાં એમ બે જાતના કોદરાનો જે ઢગલો તે અર્ધશુદ્ધ પુંજ કહેવાય તથા બધાયે મીણાવાલા કોદરાનો જે ઢગલો તે અશુદ્ધ પુંજ કહેવાય. એમ તદ્દન ચોખ્ખા મિથ્યાત્વ મોહનીયના જે પદ્ગલો તે સમ્યકત્વ મોહનીયનો પુંજ જાણવો. જો અર્ધા ચોખ્ખા પદ્ગલો હોય, તો તે મિશ્ર મોહનીયનો પુંજ કહેવાય. અને પહેલાંની જેવાંજ જે મિથ્યાત્વ મોહનીયનાં અશુદ્ધ પદ્ગલો છે, તે મિથ્યાત્વમોહનીયનો પુંજ સમજવો. એમ કર્મ પ્રકૃતિ અને તેની [1]ચૂર્ણિના અભિપ્રાયે જણાવ્યું કે અનાદિ મિથ્યા-

૧–કર્મપ્રકૃતિની ચૂર્ણિનો પાઠ આ પ્રમાણે જાણવો—"**चरम-समयं मिच्छद्दिट्ठी से काले उवसमसम्मद्दिट्ठी होहीइ, ताहे बिइयठिइं तिहाणुभागं करेइ, तंजहा–सम्मत्तं, सम्ममिच्छत्तं, मिच्छत्तं चेति ॥**" (આ પાઠનો અર્થ–ઉપર જણાવ્યો છે)

દૃષ્ટિ ભવ્ય જીવ ઔપશમિક સમ્યકત્વ પામ્યા પહેલાં ત્રિપુંજ કરે. પરંતુ શ્રી શતકચૂર્ણિ વિગેરે ગ્રંથોનો આશય પણ સમજવા જેવો છે. ત્યાં એમ કહ્યું છે કે પહેલી જ વાર સમ્યકત્વને પામતા અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્ય જીવ શરૂઆતમાં ત્રણ કરણ કરીને ઔપશમિક સમ્યકત્વ પામે ત્યારબાદ મિથ્યાત્વ મોહનીયના દલિકોને ત્રણ જાતના બનાવે છે. તે આ પ્રમાણે (૧) શુદ્ધ પુંજ (૨) મિશ્ર પુંજ (૩) અશુદ્ધ પુંજ. જુઓ આજ અર્થવાળો શતક ચૂર્ણિનો સાક્ષિપાઠ:—

[१] **पढमं सम्मत्तं उप्पाडिंतो तिण्णि करणाणि करेउं उवसम-सम्मत्तं पडिवण्णो मिच्छत्तदलियं तिपुंजी करेइ—सुद्धं मीसं असुद्धं चेति ॥**

એ પ્રમાણે ત્રિપુંજ કરવાની બાબતમાં જણાવેલા બે વિચારો પૈકી પ્રથમ વિચારનું રહસ્ય એમ સંભવે છે કે—સમ્યગ્દર્શનાદિ વિશિષ્ટ ગુણોની ગેરહાજરીમાં પણ ત્રીજા કરણની મદદથી ત્રિપુંજની ક્રિયા કરી શકાય. અને બીજા વિચારનું રહસ્ય એમ સમજાય છે કે-જેમ કોદરાનો મીણો છાણથી ઉતારી શકાય, તેમ ઔપશમિક સમ્યગ્દર્શનથી મિથ્યાત્વના દલિકોમાં ત્રણ વર્ગ પાડી શકાય છે. બંને વિચારોનું ખરૂં તત્વ શ્રી કેવલી પ્રભુ જાણે.

ચાલુ વાત એવી છે કે પ્રથમ સ્થિતિના અનુભવ કાલમાં ત્રણે

**१ प्रथमं ( आदौ ) सम्यक्त्वमुत्पादयन्—त्रीणि करणानि कृत्वा—औपशमिकसम्यक्त्वं प्रतिपन्नो मिथ्यात्वदलिकं त्रिपुंजी करोति शुद्धं मिश्रं अशुद्धं चेति ॥**

કરણોને કરનારા સંસારી ભવ્ય જીવો મિથ્યાદૃષ્ટિજ કહી શકાય, કારણ કે તેઓ મિથ્યાત્વના દલિકોને અનુભવી (ભોગવી) રહ્યા છે. અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્ય જીવો જ્યારે પહેલી સ્થિતિના બધા દલિકો ભોગવી રહે, ત્યારે અંતરકરણના પહેલા સમયે ઔપશમિક દર્શનને મેળવે છે. સેનાધિપતિ જેમ દુર્જય શત્રુને જીતીને ઘણોજ ખૂશી થાય, તેમ સંસારી ભવ્ય જીવો પણ (આ વખતે અપૂર્વ વીર્યોલ્લાસવાળા હોવાથી) મહાસેનાધિપતિ જેવા બનીને પોતાના ખરા શત્રુભૂત મિથ્યાત્વ (વગેરે)ને જીતીને અત્યંત સાત્ત્વિક આનન્દ પામે છે. આ બીનામાંથી આપણને અપૂર્વ બોધ એ મળે છે કે ખરા શત્રુઓ[1] આઠ કર્મો છે. તે આઠે કર્મોમાં પણ દુર્જય શત્રુ મોહનીય છે. અને તેમાં પણ મિથ્યાત્વ (એ) મુખ્ય છે. જેમ વિજય મેળવવાની ચાહનાવાળા બુદ્ધિશાલી પુરૂષો પહેલાં સેનાપતિને હરાવે તોજ લશ્કરને થોડા વખતમાં હરાવી શકે છે. તેમ જેઓ મિથ્યાત્વને હરાવે તેઓજ મોહાદિને હરાવવા પૂર્વક તમામ કર્મ શત્રુઓને જીતી શકે છે. આવાજ ઈરાદાથી ઘણી એકાગ્રતાથી આત્મવીર્ય ફોરવીને શરૂઆતમાં મિથ્યાત્વને જીતવાની જરૂર પડે છે. આ અભ્યંતર શત્રુઓ જેટલી આપણી ખરાબી કરે છે તેટલી ખરાબી બાહ્ય શત્રુઓ કરતા નથી; અને કરવાને

૧. જેમ જેટલી ઢાંકવાની વસ્તુઓ (તપેલી વિગેરે) હોય, તેટલાજ ઢાંકણાની જરૂર પડે, તેમ અહીંયા આઠ કર્મો એ ઢાંકણાં જેવા સમજવાં. કારણ કે દરેક મૂલ કર્મ એકેક જ્ઞાનાદિ મૂલ ગુણને ઢાંકે છે. તેવા ઢાંકવા લાયક આઠ ગુણોને ધ્યાનમાં રાખી કર્મો આઠ માન્યાં છે.

સમર્થ પણ નથી. જ્યારે બાહ્ય શત્રુઓ ચાલુ વિનશ્વર સુખનાં સાધનોને બગાડે છે, ત્યારે અભ્યંતર શત્રુઓ આત્માની સ્થિર, અખૂટ સમ્યગ્દર્શનાદિ ભાવ લક્ષ્મીને બગાડે છે. આવું સમજતાં મહાસાત્ત્વિક પુરૂષો બાહ્ય શત્રુઓના જુલ્મો તરફ લક્ષ્ય રાખતાજ નથી. પરમાત્મા મહાવીર દેવને ગોશાલાએ, ગોવાલિઆઓએ તથા સંગમદેવે ઘણા ઉપસર્ગો કર્યા, છતાં તે તરફ પ્રભુએ ધ્યાન આપ્યુંજ નહિ, ઉલ્ટું તે શ્રીતારક દેવે પોતાની ઉપર તેજોલેશ્યા મૂકનારા મંખલિપુત્રને પણ શીતલેશ્યા મૂકીને બચાવ્યો. અને આપણને એમ શીખામણ આપી કે જો તમે ખરા ધર્મવાસનાવાળા થવાને ચાહતા હો, અથવા તેવા હો તો અપરાધીને જરૂર બચાવજો. નિરપરાધી જીવોને બચાવનારા તો દુનિયામાં ઘણાંયે જીવો દેખાય છે. ખરૂં ધર્મિપણું ( ખરૂં સમ્યગ્દૃષ્ટિપણું ) તો અપરાધ ( ગૂના ) ની ઉપેક્ષા કરીને ભાવદયારૂપી અમૃતનો ધોધ-પ્રવાહ વરસાવીને ગુન્હેગાર જીવોને પણ બચાવવામાં રહ્યું છે. માટેજ મહાસમર્થ પ્રભુદેવે સંગમદેવની ઉપર અને ગોવાલિયાની ઉપર તથા ચંડકૌશિક સર્પની ઉપર લગાર પણ દ્વેષ રાખ્યો નથી અને અખંડ ભક્ત ઇન્દ્રાદિની ઉપર રાગ પણ ધારણ કર્યો નથી. ગ્રંથિભેદનો અપૂર્વ પ્રસંગ પણ આવોજ ઉત્તમ બોધ આપે છે. એમ આખી સમ્યગ્દર્શન પામવાની પ્રણાલિકા પણ અનેક સ્થળોમાં અપૂર્વ આત્મશિક્ષાનો બોધ આપવા (પાઠ શીખવવાને) સમર્થ છે. માટે આ પ્રક્રિયા અપૂર્વ બોધદાયક છે, એમ જરૂર યાદ રાખવું જોઇએ.

ઔપશમિક સમ્યગ્દર્શન પામતી વખતે મિથ્યાત્વ વિશે-

રેના દલિકો પૂર જોરથી દબાયેલા હોવાથી અનંતાનુબંધિ, ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, અને દર્શન મોહની-યના ૫ મિથ્યાત્વ, ૬ મિશ્ર, ૭ સમ્યક્ત્વ મોહનીય; આ ત્રણ ભેદો; એમ સાતે કર્મ પ્રકૃતિયોનો પ્રદેશોદય તથા રસોદય પણ હોતો નથી. વ્યવહારમાં એવો નિયમ હોય છે કે જે વસ્તુને પૂર જોસથી દબાવવામાં આવે, તે વસ્તુ તે (દબાયેલી) અવસ્થામાં કોચના સળિયાની જેમ વધારે વખત રહી શકે નહિ, આવા હેતુથી બીજા સમ્યગ્દર્શનોની સ્થિતિ કરતાં ઔપશમિકની ઓછી સ્થિતિ ઘટી શકે, જેથી અંતર્મુહૂર્ત્તની સ્થિતિ કહી એ કારણસર વ્યાજબીજ છે. આથીજ એ પણ સહજ સમજાય છે કે, અંતરકરણ કરતી વખતે જે દલિકો પ્રથમ અને બીજી સ્થિતિમાં દાખલ કર્યાં તે દલિકો અંતર્મુ-હૂર્ત્ત વખત સુધી ભોગવવા લાયક હતા. આ ઔપશમિક દર્શનમાં પ્રદેશોદય અને રસોદય એમ બંને પ્રકારનો ઉદય નથી. માટે તે અપૌદ્‌ગલિક દર્શન કહેવાય છે. તેવું અપૌદ્‌ગ-લિકપણું ક્ષાયિક દર્શનમાં પણ ઘટી શકતું હોવાથી આત્માની પરિણતિ સ્વરૂપ આ બે (ઔપશમિક અને ક્ષાયિક) સમ્ય-ગ્દર્શનોને ભાવ સમ્યક્ત્વ તરીકે ઓળખાવી શકાય, એમ શ્રી તત્ત્વાર્થસૂત્રની ટીકામાં કહ્યું છે. એમ અનાદિ મિથ્યાદૃષ્ટિ ભવ્ય જીવો શરૂઆતમાં ઔપશમિક સમ્યક્ત્વ પામે, આ બીના કર્મગ્રંથકારના મતે જણાવી, કારણ કે તેઓ ઉપર કહેલા કમ્મપયડી, શતકચૂર્ણિ આદિના વચન પ્રમાણે ઔપશમિક સમ્યગ્દર્શન પામવાની પહેલાં અથવા પામ્યા બાદ ત્રિપુંજ કરે એમ સંમત છે. અન્યત્ર (બીજા ગ્રંથોમાં) પણ કહ્યું છે કેઃ–

**कम्मग्गंथेसु धुवं, पढमोवसमी करेइ पुंजतिअं ॥ तव्वडिओ पुण गच्छइ, सम्मे मीसंमि मिच्छे वा ॥ (कर्मग्रंथेषु ध्रुवं–प्रथमोपशमी करोति पुंजत्रिकं ॥ तत्पतितः पुनर्गच्छति सम्यग् (त्वं) मिश्रं मिथ्यात्वं वा )**

**અર્થ**:—પહેલી વાર ઔપશમિક દર્શનને પામેલો ભવ્ય જીવ ત્રણ પુંજની ક્રિયા કરે છે અને ઔપશમિક દર્શનથી પડેલો ( વમનાર ) ભવ્ય જીવ[1] સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે અથવા ત્રીજા મિશ્ર ગુણસ્થાનકે અથવા મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય છે.

**પ્રશ્ન**:—સિદ્ધાંતકારના અભિપ્રાયે અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવો પહેલી વાર કયું સમ્યક્ત્વ પામે ?

**ઉત્તર**:—આ બાબતમાં સિદ્ધાંતકાર મહારાજા એમ કહે છે કે કેટલાએક અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવો ત્રિપુંજની ક્રિયામાં મદદગાર થઇ શકે એવાં સારા અધ્યવસાય વગેરે સાધનોના પ્રતાપે કરી જ્યારે અપૂર્વકરણમાં ત્રણ પુંજ (કરવાની ક્રિયા) કરે ત્યારે સમ્યક્ત્વમોહનીય પુંજના ઉદયમાં વર્તતા એવા તે જીવો[2] ક્ષાયોપશમિક સમ્યગ્દર્શનને પામે છે. અને કોઇ

૧. ત્રણ પુંજમાંથી સમ્યક્ત્વ મોહનીયના પુંજનો ઉદય થાય તો ક્ષયોપશમ પામે, આ વખતે પણ ચોથું અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક હોય એમ સમજવું.

૨. ઉદય આવેલા મિથ્યાત્વના ક્ષયથી અને નહિ ઉદય આવેલા મિથ્યાત્વને ઉપશમાવવાથી આ દર્શન પ્રકટે છે. આ બાબત વધારે બીના માટે જુઓ. તત્વાર્થ–અધ્યા૦ ૧ ની ટીકામાં.

અનાદિ મિથ્યાદૃષ્ટિ જીવ જો ત્રણે કરણો કરીને અંતરકરણના પહેલે સમયે ઔપશમિક સમ્યગ્દર્શનને પામે, તો તે જીવ ત્રિપુંજ ન કરી શકે. કારણ કે તે (ઔપશમિક) ને વમીને જરૂર મિથ્યાત્વનેજ પામે. એમ શ્રી કલ્પભાષ્યમાં કહ્યું છે. તેનો પાઠ આ પ્રમાણે જાણવો—

**आलंबणमलहंती, जह सट्टाणं न मुंचए इलिया ॥
एवं अकयतिपुंजी मिच्छं चिय उवसमी एइ ॥१॥**

સમ્યકત્વ ગુણને પામતી વખતે કોઇ વધારે વિશુદ્ધ પરિણામવાલો ભવ્ય જીવ દેશવિરતિને અથવા સર્વવિરતિને પણ પામે છે. જુઓ આ બાબત સાક્ષિપાઠ—

**उवसमसम्मद्दिट्ठी अंतरकरणे ठिओ कोइ देसविरइंपि लहेइ, कोइ पमत्तापमत्तभावंपि। सासायणो पुण न किंपि लहेइ ॥**

આ ચાલુ પ્રસ્તાવમાં એ પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી બીના છે કે સિદ્ધાંતકારના અભિપ્રાયે જેમ પહેલી વાર સમ્યકત્વને પામતી વખતે ત્રણ કરણોને કરવાનું કહ્યું, તેમ દેશવિરતિ ગુણને અથવા સર્વવિરતિ ગુણને પામતી વખતે તે ત્રણ કરણો કરવામાં આવતાં નથી. કારણ કે અપૂર્વકરણના પહેલા સમયમાંજ તે બેમાંના એકનો લાભ થતો હોવાથી અનિવૃત્તિકરણ કરવામાં આવતું નથી. તેથી બે કરણ કરાય અને એક છેલ્લું કરણ કરાતું નથી એમ સમજવું. દેશવિરતિને અથવા સર્વવિરતિને પામેલો જીવ અંતર્મુહૂર્ત સુધી તો વધતા પરિણામવાળો હોય છે. તેમજ જે જીવ ઉપયોગરહિત અવસ્થામાં વિરતિભાવનો ત્યાગ કરે, તે (જીવ) કરણક્રિયાને કર્યા

વિનાજ ફરીવાર વિરતિ ગુણને પામે છે. અને જે જીવ ઉપયોગ અવસ્થામાં વિરતિનો ત્યાગ કરે, અને તેવીજ રીતે (ઉપયોગ ભાવે) મિથ્યાભાવને પામે, તે જીવ વ્હેલામાં વ્હેલા અંતમુહૂર્ત જેટલો વખત વીત્યાબાદ અને મોડામાં મોડા લાંબે કાળે પણ પહેલાં કહેલી ત્રણે કરણોની ક્રિયા કરીનેજ ફરી વિરતિ ગુણને પામી શકે, એમ શ્રી શિવશર્મસૂરિજી મહારાજે બનાવેલી કર્મ પ્રકૃતિની આચાર્ય શ્રી મલયગિરિજીની કરેલી ટીકામાં કહ્યું છે. તથા સિદ્ધાન્તકારનો એ અભિપ્રાય પણ જાણવા જેવો છે કે-જે જીવો પામેલા સમ્યગ્દર્શન ગુણને વમીને ફરી સમ્યગ્દર્શન પામ્યા હોય તે જીવોમાંનો કોઈ જીવ ઉત્કૃષ્ટથી છઠ્ઠી નરક સુધી પણ જઇ શકે છે. આ બાબતમાં કર્મગ્રંથકારનો એ અભિપ્રાય છે કે તે ફરી દર્શન ગુણને પામેલો જીવ વૈમાનિક દેવપણેજ ઉત્પન્ન થાય, એમ શ્રી પ્રવચનસારોદ્ધારની ટીકામાં કહ્યું છે. વલી કર્મગ્રંથકારનો અભિપ્રાય એ છે કે સમ્યગ્દૃષ્ટિ જીવ જ્યારે મિથ્યાભાવ પામે ત્યારે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ બાંધે, પરંતુ તેઓનો તેવો રસબંધ ન કરે. આ બાબતમાં સિદ્ધાંતકાર એમ કહે છે કે ગ્રંથિનો ભેદ કરનાર જીવ ઉત્કૃષ્ટ સ્થિતિને ન બાંધે.

**પ્રશ્ન:**—કર્મગ્રંથકારના :અને સિદ્ધાંતકારના વિચારો જણાવ્યા બાદ બેમાંથી કયો વિચાર સત્ય ગણી શકાય ? એ બાબતનો ખુલાસો જણાવશો.

**ઉત્તર:**—છદ્મસ્થ જીવો ઉપર જણાવેલા બંને વિચારો પૈકી એક પણ વિચારનો સત્ય નિર્ણય ન કરી શકે. કારણ કે

એ વિચારભેદ વાચનાની જૂદાશને લઇને થયેલો છે. જુદી જુદી વાચનાઓ થવાનું કારણ આ પ્રમાણે સમજવું જોઇએ. એક સરખા ક્ષાયિક ભાવવર્ત્તિ કેવલજ્ઞાનવાળા પૂજ્યપાદ થયેલા, થતા અને થશે એવા ત્રણે કાલના બધા શ્રી તીર્થંકર મહારાજાઓનો તો મૂલથી એકજ વિચાર (મત) છે. તેમાં સાબીતી એ છે કે–પહેલાંના વખતમાં (ભૂત કાલમાં) જે અનંતા તીર્થંકરો થઇ ગયા, તેઓમાંના એક પણ શ્રી તીર્થંકર મહારાજાએ પ્રવચનાર્થની અપૂર્વ દેશના દેતી વખતે એમ નથી કહ્યું કે–"આ પરમાણુ આત્મપ્રદેશોની વ્યવસ્થા વિગેરે પદાર્થોના સ્વરૂપને હું પોતેજ કહું છું." પરંતુ તે શ્રી પરમ તારક પ્રભુદેવો એમ કહે છે કે "પહેલાં (અતીત કાલમાં) થઇ ગયેલા અનંતા તીર્થંકરોએ જે પદાર્થોનું જેવું સ્વરૂપ કહ્યું છે અને ભવિષ્ય કાલમાં થનારા શ્રી પદ્મનાભ વગેરે અનંતા તીર્થંકરો જે પદાર્થોનું જેવું સ્વરૂપ કહેશે, તેનેજ અનુસરીને (તેજ પ્રમાણે) હું આ વિવક્ષિત પરમાણુ વિગેરે પદાર્થોના સ્વરૂપને કહું છું." આવાજ અનેક મુખ્ય મુદ્દાઓને લઇને અવિચ્છિન્ન પ્રભાવશાલી, ત્રિકાલાબાધિત, ભવોભવ ચાહના કરવા લાયક એવા જૈનેન્દ્ર શાસનનું લોકોત્તરપણું સાબીત થયું છે, થાય છે અને થશે! કે જેમાં ત્રણે કાળના તમામ ધર્મોપદેશકોની પરમ પવિત્ર પ્રશસ્ય દેશનામાં પ્રરૂપણા ભેદ (જુદી જુદી જાતના વચનો) હોઇ શકેજ નહિ. આવી અપૂર્વ, આપેક્ષિક વચન ગર્ભિત શ્રેષ્ઠ પ્રણાલિકા શ્રી જૈનેન્દ્ર શાસન (દર્શન) સિવાય સાંખ્ય, મીમાંસા, નૈયાયિક, વૈશેષિક આદિ બીજા દર્શનોમાં લગાર પણ દેખાતીજ નથી. માટે તેઓને નિરૂપાયે કહેવું પડ્યું કે—

**श्रुतिर्विभिन्ना स्मृतयोऽपि भिन्ना, नैको मुनिर्यस्य वचः प्रमाणं ॥**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां, महाजनो येन गतः स पंथाः ॥१॥**

શ્રુતિઓ કંઇ વસ્તુ સ્વરૂપ જૂદું જૂદું જણાવે છે. તેનાથી તદ્દન વિલક્ષણ પધ્ધતિએજ સ્મૃતિઓ પદાર્થોના સ્વરૂપને જણાવે છે. એથી સાબીત થાય છે કે શ્રુતિઓ જુદી જુદી માલુમ પડે છે. તેવીજ સ્મૃતિઓ પણ જુદી જુદી દેખાય છે. એમ અનેક ઠેકાણે આગળ પાછળ વિરોધ દેખાય છે. વળી મુનિઓ જુદા જુદા વિચારવાળા હોવાથી, જેનું વચન માન્ય થાય એવો એક પણ મુનિ દેખાતો નથી. આવા કારણુથી ધર્મનું રહસ્ય ગુફામાં સ્થાપન કરાયું છે. માટે હવે તો મહાપુરૂષ જે રસ્તે ચાલ્યા તેજ રસ્તો સ્વીકારવો વ્યાજબી છે.

કેટલોક વખત વીત્યા બાદ સૂત્રોના અને તેઓના ઉચિત અર્થોના સંબંધમાં વિસ્મૃતિ (ભૂલી જવું) આદિ કારણોને લઇને જુદી જુદી વાચના પ્રવર્તી (થઇ). આ બીના શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિસૂત્રની ટીકાને અનુસારે જણાવી છે, તથા પરોપકારધુરીણ, પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય, આચાર્ય શ્રી મલયગિરિજી મહારાજે પણ શ્રી જ્યોતિષ્કરંડક નામના પ્રકીર્ણક (પયન્ના) ની ટીકામાં સ્પષ્ટ જણાવ્યું છે કે-પૂજ્યપાદ શ્રી સ્કંદિલાચાર્યના વખતમાં પાંચમા દુષ્ષમ આરાના પ્રતાપે દુષ્કાલ પ્રકટ થયો. આથી સાધુઓમાં સિધ્ધાન્તોની વાચના લેવી વગેરે પ્રવૃત્તિ ઓછી થવા લાગી. જ્યારે દુષ્કાળનું જોર સર્વથા ઘટયું ત્યારે સુકાલના વખતે વલભીપુર (વળા) માં અને મથુરામાં સંઘ ભેગો થયો, જેમાં સૂત્રાર્થની સંયોજનાના

( પરસ્પર પાઠો મેલવવાના ) પ્રસંગે વાચના ભેદ થયો. કારણ કે અતીત દુકાલના પ્રતાપે સૂત્રાર્થોનું વિસ્મરણ ( ભૂલાઈ જવું ) થયું હતું. તે અવસરે સૂત્રવિરૂદ્ધ લખાય તો સંસારમાં અનંતા કાળ સુધી પરિભ્રમણ (રખડપટ્ટી) કરાવનારી એવી પ્રવચનની મોટી આશાતનાનું પાપ લાગે. આવી ભાવનાવાળા અને કદાગ્રહ વિનાના તથા અવધિજ્ઞાન વગેરે પ્રત્યક્ષ જ્ઞાન વિનાના અને તે જ કારણથી 'અમુક જ વાચનાનો પાઠ સાચો છે' આવો નિર્ણય કરવો અશક્ય જાણનારા એવા સંઘ નાયક પૂજ્યપાદ ( આચાર્ય ) શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજા અને આચાર્ય શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ મહારાજા વગેરે આચાર્ય મહારાજાઓએ તે તે વાચનાઓના પાઠો મોંહોમાંહે વિરોધ ન આવે તેવી રીતે સ્મરણને અનુસારે તદવસ્થ જ પુસ્તકારૂઢ કર્યા, જેથી આજ સુધી પણ તે જ પવિત્ર પ્રણાલિકા ( પદ્ધતિ ) તદવસ્થભાવે દૃષ્ટિગોચર થાય છે. જેમાં છેવટે 'આ બે અર્થોમાં સાચો અર્થ કયો માનવો? આ બાબતનો નિર્ણય કેવલી ભગવંતો જાણે' આવા વાકયો દેખાય છે.

આ પ્રમાણે ટુંકામાં સમ્યકત્વનું સ્વરૂપ જણાવ્યા બાદ તેના ભેદો પણ ટુંકામાં જણાવવા જોઇએ. તે આ પ્રમાણે:—

૧. ઔપશમિક સમ્યકત્વ–પૂર્વે કહેલી સાતે પ્રકૃતિઓનો ઉપશમ થતાં ( ઉદયથી રોકાતાં ) આત્માને જે શ્રદ્ધા ગુણ પ્રગટે તે ઔપશમિક સમ્યકત્વ કહેવાય. આ દર્શન માત્ર અન્તમુહૂર્ત સુધી ટકે છે. તથા આખા ભવચક્રમાં પાંચ વાર જ અને એક ભવમાં બે વાર પામી શકાય છે. ચોથા અવિરત સમ્યગ્દૃષ્ટિથી

માંડીને અગિયારમા ઉપશાંતકષાય વીતરાગ છદ્મસ્થ ગુણ સ્થાન સુધીના આઠે ગુણઠાણામાં હોઇ શકે છે. આવ્યા પછી ચાલ્યું જાય છે માટે આને પ્રતિપાતિ દર્શન કહ્યું છે.

**ક્ષાયિક સમ્યકત્વ**–સાતે પ્રકૃતિયોનો સર્વથા (મૂલમાંથી) ક્ષય થવાથી આત્માને જે શ્રદ્ધા ગુણ પ્રગટ થાય તે ક્ષાયિક-સમ્યકત્વ કહેવાય. આવું ઘણું જ નિર્મલ સમ્યકત્વ આખા ભવચક્રમાં (સંસારમાં રહે ત્યાં સુધીમાં) અથવા એક ભવમાં એક જ વાર પામી શકાય છે અને અનંતકાલ સુધી રહે છે. કોઇ કાલે પણ નાશ પામે જ નહિ એટલે પામ્યા પછી કાયમ રહે. આ દર્શનની સ્થિતિ સાદિ અનન્ત ભાંગે જાણવી (તેમાં ભવસ્થ જીવોની અપેક્ષાએ જ જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ સાધિક ૩૩ સાગરોપમ પ્રમાણ ક્ષાયિક સમ્યકત્વની સ્થિતિ જાણવી.) આ અપ્રતિપાતિ સમ્યકત્વ ગુણસ્થાનકની અપેક્ષાએ ચોથાથી ચૌદમા સુધીના ૧૧ ગુણસ્થાનકોમાં હોય છે. તે પછી સિદ્ધાવસ્થામાં પણ હોયછે. પૂજ્યપાદશ્રી તીર્થંકરો જ્યારે વિચરતા હોય, તે વખતના મનુષ્યોને આ સમ્યકત્વ હોય છે. અને આને પામવાની શરૂઆત મનુષ્ય ગતિમાં જ કરી શકાય.

ક્ષાયિક સમ્યકત્વવાળા જીવોના થતા ૧, ૩, ૪, ૫, ભવોના સંબંધમાં ટૂંકામાં આ પ્રમાણે સમજવું—જેમણે આગામી ભવનું આયુષ્ય બાંધ્યું નથી એવા અબદ્ધાયુષ્ક જીવો જો આ સમ્યકત્વ પામે તો તેઓ તેજ (છેલ્લા) ભવમાં મોક્ષે જાય છે. અને જેમણે વૈમાનિક દેવાયુ અથવા નરકાયુ બાંધ્યું છે એવા જીવો જો (આયુ બાંધ્યા પછી) ક્ષાયિક સમ્યકત્વ

પામે તો દેવભવમાં અથવા નરકભવમાં ગયા બાદ છેવટે મનુષ્ય ભવમાં આવી મોક્ષે જાય. એમ ક્ષાયિક દર્શનવાળા ભવ્ય જીવો ત્રણ (૧ નર ભવ, ૨ વૈમાનિક દેવનો અથવા નરકનો ભવ અને ૩ નર ભવ) ભવો કરે છે. તથા કેટલાએક ક્ષાયિક દર્શનવાળા ભવ્ય જીવો ચાર ભવ કરીને પણ મોક્ષે જાય છે, તે આ પ્રમાણે—ક્ષાયિક દર્શન ગુણ પામ્યા પહેલાં જેમણે યુગલિક તિર્યંચોનું અથવા યુગલિયા મનુષ્યોનું આયુષ્ય બાંધ્યું છે એવા જીવો જો ક્ષાયિક સમ્યક્ત્વને પામે તો તેઓ અનુક્રમે પહેલો નરભવ પૂર્ણ થયા બાદ બીજો યુગલિયાનો ભવ કરે. પછી ત્રીજો દેવ ભવજ કરે. કારણ કે યુગલિયાઓ અલ્પકષાયોદયવાળા હોવાથી બીજી ત્રણ ગતિઓમાં જાય નહિ. (આ ઉપરથી એમ સમજાય છે કે કષાયોની પ્રબલતાથી હલકી ગતિઓમાં ભટકવું પડે છે.) છેવટે દેવ ભવમાંથી ચવીને ચોથા ભવમાં મનુષ્ય થઈ પવિત્ર સંયમ પાલીનેજ મોક્ષે જાય. તથા કેટલાએક ક્ષાયિક સમ્યક્ત્વવાળા ભવ્ય જીવો કૃષ્ણ મહારાજા વિગેરેની માફક પાંચમે ભવે પણ મોક્ષે જાય. તે પાંચે ભવોનો ક્રમ આ પ્રમાણે જાણવો—(૧) મનુષ્ય ભવ પૂરો કરી (૨) નરકે જાય ત્યાર બાદ (૩) મનુષ્ય થઈ (૪) દેવભવમાં જાય. (૫) છેવટે મનુષ્યભવ પામી સંયમના બલેજ મુક્તિપદ પામે. એમ પૂજ્યપાદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રી. યશોવિજયજીગણિ મહારાજે કર્મપ્રકૃતિની ટીકામાં સ્પષ્ટ (શબ્દોમાં) કહ્યું છે. તેમજ ઉપાધ્યાય શ્રી સમયસુંદરગણિએ રચેલા શ્રી વિશેષ શતક નામના ગ્રંથમાં પણ આ પ્રમાણે પ્રશ્નોત્તર રૂપે જણાવ્યું છે:—

**પ્રશ્ન:**—ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ કૃષ્ણ વાસુદેવ અહીંથી નરકા-

ચુના ઉદયે ત્રીજી નરકમાં ગયા, ત્યાં વધારેમાં વધારે સાત (૭) સાગરોપમનું આયુષ્ય હોય છે. બીજી બાજુ શ્રી નેમિનાથથી માંડીને આવતી ચોવીશીના બારમા તીર્થંકર (કૃષ્ણ) નો અંતરકાલ તેથી (૭ સાગરોપમથી) વધારે થાય છે, તો આ બાબતમાં શું સમજવું?

**ઉત્તર:**—તમે 'કૃષ્ણ વાસુદેવ ત્રીજે ભવે તીર્થંકર થશે' એ આશયથી પ્રશ્ન કર્યો છે. પરંતુ અહીં એમ સમજવાની જરૂર છે કે નરકમાંથી નીકળી કૃષ્ણ વાસુદેવ નરભવ કરશે એટલે અહીં ભરતક્ષેત્રમાં શતદ્વાર નગરના જિતશત્રુ રાજાના પુત્ર (મંડલિક રાજા) થશે. દીક્ષા સાધી તીર્થંકર નામ કર્મ નિકાચિત કરીને પાંચમા બ્રહ્મ દેવલોકે દશ સાગરોપમના આયુવાળા દેવ થશે. ત્યાર બાદ અહીં નરભવ પામી બારમા 'અમમ' તીર્થંકર થશે. એમ શ્રી. સંઘદાસગણિ કૃત વસુદેવ-હિંડી નામના ગ્રંથ ઉપરથી સમજી શકાય છે. આ બાબતમાં જુઓ આ રહ્યો તે સાક્ષિપાઠ—"[1]**कण्हो तइयाए पुढवीए उव्वट्टित्ता, इहेव भारहे वासे सयदुवारे नयरे जियसत्तुस्स रण्णो पुत्तत्ताए उववज्जिऊण पत्तमंडलियभावो पव्वज्जं पडिवज्जिय तित्थयरनामकम्मं समज्जणित्ता बंभलोए कप्पे दससागरोवमाऊ (देवो) होऊण तओ चुओ बारसमो अममो नाम अरिहा भविस्सइ।**" અને રત્નસંચયમાં પણ તેમજ કહ્યું છે.

---

૧. અહીં ટીપણીમાં જણાવ્યું છે કે—"વિચારાન્તર એમ પણ છે કે—કૃષ્ણનું ત્રીજી નરકમાં જઘન્ય ત્રણ સાગરોપમનું આયુ છે. અને બ્રહ્મ દેવલોકમાં સાત સાગરોપમના આયુવાળા દેવ થશે માટે અમમ તીર્થંકર સમયે બલભદ્ર સિદ્ધ થશે એમ સંભવે છે.

(૩) **ક્ષાયોપશમિક સમ્યક્ત્વ**—પહેલાં કહેલી સાતે પ્રકૃતિઓમાં જ્યારે ૬ પ્રકૃતિઓનો ફક્ત પ્રદેશોદય અને સમ્યકત્વ મોહનીયનો રસોદય ચાલતો હોય તે પ્રસંગે જે શ્રદ્ધા ગુણ પ્રકટ થાય, તે [૨]ક્ષાયોપશમિક સમ્યગ્દર્શન કહેવાય. આવા પ્રકારનું સમ્યગ્દર્શન આખા ભવચક્રમાં અસંખ્યાતીવાર પમાય છે. અને એક ભવમાં ઘણી હજાર (ઘણું કરીને ૯૦૦૦) વાર પામી શકાય છે. આ દર્શન ગુણ ઓછામાં ઓછા અંતર્મુહૂર્ત્ત સુધી અને વધારેમાં વધારે ૬૬ સાગરોપમથી પણ અધિક વખત સુધી ટકે છે. તથા ચોથાથી સાતમા સુધીના ચાર ગુણસ્થાનકોમાંજ આ ક્ષાયોપશમિક દર્શન હોય છે, પરંતુ આગળના ગુણસ્થાનકોમાં નથી હોતું. ત્યાં તો ક્ષાયિક અથવા ઔપશમિક સમ્યકત્વજ હોય. ક્ષાયોપશમિક દર્શનવાળા જીવો જો સારા પરિણામની ધારામાં આગળ આગળ વધતા જ જાય, તો કેટલાએક જીવો ક્ષાયિક દર્શનને પણ પામે છે. આ અપેક્ષાએ આ દર્શનગુણ વૃદ્ધિવાળો કહેવાય છે. અને એજ જીવો જો ખરાબ પરિણામની ધારામાં આગળ આગળ વધતા જાય, તો મિથ્યાત્વને પામે છે, માટેજ આ ગુણ પ્રતિપાતિ પણ કહી શકાય છે.

(૪) **સાસ્વાદન સમ્યક્ત્વ:**—ઔપશમિક સમ્યકત્વથી

૨. આ બીના જાણીને એમ નિશ્ચય કરવો કે–ક્ષાયોપશમિકમાં ૬ નો પ્રદેશોદય અને સમ્યકત્વ મોહનીયનો રસોદય હોય, પરંતુ ઔપશમિક દર્શનમાં તો સાતેમાંની કોઈ પણ પ્રકૃતિનો બંને રીતે પણ ઉદય ન જ હોય એમ એ બે દર્શનમાં ફરક (તફાવત જૂદાશ છે,)

જ પડતા જીવોને મિથ્યાત્વ ગુણસ્થાનકે ગયા પહેલાં ઓછામાં-ઓછો ૧ સમય સુધી અને વધારેમાં વધારે ૬ આવલિકા સુધી જે શ્રદ્ધાન (આસ્થા) ગુણ હોય તે પડતો શ્રદ્ધા ગુણ સાસ્વાદન સમ્યક્ત્વ કહેવાય. એટલે અનંતાનુબંધિ કષાયના ઉદયવાળા (ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ) જીવને મિથ્યાત્વનો ઉદય થયા પહેલાં જે શ્રદ્ધા ગુણ હોય તે સાસ્વાદન સમ્યક્ત્વ કહેવાય. આવા સમ્યક્ત્વને શાસ્ત્રકાર ભગવંતે પ્રતિપાતિ દર્શન કહ્યું છે. અને તે વ્યાજબી છે, કારણકે ઔપશમિકથી પડતા જીવોને આ સમ્યક્ત્વ હોય છે, તથા બીજા સાસ્વાદન ગુણસ્થાન-કે જ આ સમ્યક્ત્વ હોય છે. તે જઘન્યથી ૧ સમય સુધી, ઉત્કૃષ્ટથી ૬ આવલિકા સુધી ટકે છે. આવું સમ્યક્ત્વ આખા ભવચક્રમાં પાંચ વારજ અને એક ભવમાં બે વાર પામી શકાય છે.

(૫) **વેદક સમ્યક્ત્વ**—શાસ્ત્રકારે આ સમ્યક્ત્વને ક્ષાયોપશમિક સમ્યક્ત્વના ભેદ તરીકે ગણ્યું છે. અને તે વ્યાજબી છે, કારણકે વધતા શુભ પરિણામવાલા ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવોને અનુક્રમે અનંતાનુબંધિ વિગેરે ૬ પ્રકૃતિઓ ખપાવીને છેવટે સમ્યક્ત્વ મોહનીયને ખપાવતાં છેલ્લા સમયે એટલે ક્ષયોપશમિકના છેલ્લા સમયે જે શ્રદ્ધા હોય તે વેદક સમ્યક્ત્વ કહેવાય. આ સમ્યક્ત્વનો વખત જઘન્યથી અને ઉત્કૃષ્ટથી એમ બંને રીતે એક સમયજ જાણવો. આવું સમ્ય-ક્ત્વ એક વારજ પામી શકાય. ચોથાથી માંડીને સાતમા સુધીના ચારે ગુણસ્થાનકોમાં આ સમ્યક્ત્વ હોઇ શકે છે. આ દર્શનને વૃદ્ધિવાળું કહ્યું છે તે વ્યાજબી છે, કારણકે એક

સમય વીત્યા બાદ તરતજ શુભ પરિણામે વધતા વેદક દર્શનવાળા જીવો ક્ષાયિક દર્શનને પામેજ છે. આવા વેદકદર્શનવાળા જીવો નીચે મિથ્યાત્વે જાયજ નહિ.

પૂજ્યપાદ શ્રી તીર્થંકર દેવે જુદી જુદી વિવક્ષાના પ્રકારો જણાવવા માટે જીવોના ભેદોની માફક સમ્યગ્દર્શન ગુણના પણ એકથી માંડીને પાંચ ભેદો કહ્યા છે. તેમાં પાંચ ભેદોનું સ્વરૂપ કહ્યું. બાકીના–૧ ૨, ૩, ૪ ભેદોનું અનુક્રમે આ પ્રમાણે સ્વરૂપ જાણવું.

પૂજ્ય શ્રી જિનેશ્વર દેવે કહેલાં તત્ત્વોની ઉપર જે વિશ્વાસ રાખવો તે તત્ત્વશ્રદ્ધાન રૂપ ભેદની અપેક્ષાએ સમ્યકત્વ એક પ્રકારનું કહી શકાય.

## સમ્યકત્વના બે ભેદો ત્રણ રીતે થઇ શકે છેઃ–

૧-(૧) નિસર્ગ (સ્વાભાવિક) સમ્યકત્વ અને (૨) અધિગમ (ઔપદેશિક) સમ્યકત્વ.

૨–(૧) નૈશ્ચયિક સમ્યકત્વ અને (૨) વ્યાવહારિક સમ્યકત્વ

૩–(૧) દ્રવ્ય સમ્યકત્વ અને (૨) ભાવ સમ્યકત્વ.

આ કહેલા છએ પ્રકારોનું સ્વરૂપ આ પ્રમાણે જાણવું:–

૧ નૈસર્ગિક સમ્યકત્વ–પૂજ્યશ્રી ગુરૂ મહારાજ વિગેરેના ઉપદેશાદિ સાંભળ્યા વિના પણ, સ્વભાવે અનન્તાનુબંધિ આદિના ક્ષયોપશમ વગેરે થવાથી જે શ્રદ્ધા ગુણ પ્રકટે તે સ્વાભાવિક દર્શન અથવા નૈસર્ગિક સમ્યકત્વ કહેવાય.[૧]

૨. અધિગમ સમ્યકત્વ–જેનું સ્વરૂપ નૈસર્ગિક સમ્યકત્વથી

૧. આ બાબતની દૃષ્ટાંત સહિત હકીકત જાણવા માટે જુઓ દ્રવ્યલોકપ્રકાશ સર્ગ ત્રીજાના ૬૬૦ થી ૬૬૪ સુધીના શ્લોકો.

ઉલટું છે. એટલે ગુરૂ મહારાજ વિગેરેના ઉપદેશનું સાંભળવું વિગેરે સાધનો દ્વારા જે સમ્યકત્વ થાય તે અધિગમ સમ્યકત્વ કહેવાય. આ સમ્યકત્વનું બીજું નામ ઔપદેશિક સમ્યકત્વ જાણવું. આ બાબત જુઓ શ્રી તત્ત્વાર્થસૂત્રનું વચન—"**तन्निसर्गादधिगमाद्वा**" ॥

૧. વ્યવહાર સમ્યકત્વ—દેવપૂજા, તીર્થયાત્રા વગેરે વ્યવહાર પ્રવૃત્તિરૂપ, સમ્યગ્દર્શનને પ્રકટાવનારાં સાધનોની જે સેવના કરવી તે વ્યવહાર સમ્યકત્વ કહેવાય. આ જ અર્થને ટુંકામાં એમ કહી શકાય કે આત્માના જ્ઞાન દર્શનાદિ ગુણમય શુદ્ધ પરિણામથી જે પ્રગટ થાય તે વ્યાવહારિક સમ્યકત્વ કહેવાય.

૨. નૈશ્ચયિક સમ્યકત્વ—આત્માનો જ્ઞાન દર્શનાદિ ગુણમય જે શુદ્ધ પરિણામ તેનું નામ નૈશ્ચયિક સમ્યકત્વ કહેવાય.

૧. દ્રવ્ય સમ્યકત્વ—પરમાર્થને નહિ જાણનારા ભવ્ય જીવની "દેવાધિદેવ શ્રી તીર્થંકર પરમાત્માએ જે બીના કહી તે સત્ય છે." આવી શ્રદ્ધા તે દ્રવ્ય સમ્યકત્વ કહેવાય. આ દ્રવ્ય સમ્યકત્વની બીજી રીતે એમ પણ વ્યાખ્યા સમજવી કે–દ્રવ્ય એટલે જે સમ્યકત્વ મોહનીયના પુદ્ગલો છે. તેઓનોજ રસોદય ચાલુ છતાં જે શ્રદ્ધા હોય તે દ્રવ્ય સમ્યકત્વ કહેવાય. આવો અર્થ ક્ષાયોપશમિક સમ્યકત્વમાં જ ઘટે છે. માટે એ પૌદ્ગલિક હોવાથી દ્રવ્ય સમ્યકત્વ કહેવાય.

૨. **ભાવસમ્યકત્વ:**—જીવાદિ નવે તત્ત્વોને[૧] જાણવા

૧. સંખ્યાની આપેક્ષાએ સ્યાદ્વાદમતાવલંબી ભવ્ય જીવો શ્રી ભગવતી વગેરે સૂત્રોની સાક્ષિએ પ્રમાણસિદ્ધ નવ તત્ત્વો માને છે.

પૂર્વક શ્રી વીતરાગ પ્રભુનાં વચનોની શ્રદ્ધા રાખવી તે ભાવ સમ્યકત્વ કહેવાય. અથવા દ્રવ્ય સમ્યકત્વથી ઉલટું જે સમ્યકત્વ તે ભાવસમ્યકત્વ કહેવાય. એટલે જેમાં દર્શન સપ્તકનો[1]

જો કે શ્રીયોગશાસ્ત્રની ટીકા અને સમયસાર પ્રકરણ વગેરે અનેક શાસ્ત્રોમાં સાત તત્ત્વો કહેલ છે. તો પણ તે બીના શંકાને ઉપજાવનાર નહિ તેવી છે, કારણ કે પુણ્ય તત્ત્વને શુભાશ્રવ તરીકે અને પાપ તત્ત્વને અશુભાશ્રવ તરીકે ગણીને આશ્રવ તત્ત્વમાં પુણ્યતત્ત્વ અને પાપ તત્ત્વનો સમાવેશ કરીને સાત તત્ત્વો કહ્યાં છે. એમ એક બીજામાં સમાવેશ કરવાથી તો પાંચ અને બે તત્ત્વો પણ કહેવાય છે. પરંતુ યથાસ્થિત ભાવે (ખરી રીતે) તત્ત્વો નવજ છે. તેમાં અપૂર્વ યુક્તિ આ પ્રમાણે જાણવી-નવ (૯) એ અભેદ સંખ્યા છે. અભેદ સંખ્યાનું લક્ષણ એ કે-જે (સંખ્યા)ને કોઇ પણ સંખ્યાએ ગુણ્યા પછી સરવાળો તે (ગુણ્ય સંખ્યા)ના જેટલો જ થાય, તે અભેદ સંખ્યા કહેવાય. દાખલા તરીકે ૯ સંખ્યાને ૪ આ સંખ્યા એ ગુણવાથી ૩૬ (ગુણાકારમાં) આવે, હવે આ બે (૩ અને ૬)નો સરવાળો કરવાથી ૯ અંક આવે અને ગુણ્ય સંખ્યા પણ તેટલી જ છે. એમ-૯ અંકને કોઇ પણ સંખ્યાએ ગુણ્યા પછી ગુણાકારના અંકો (આંકડાં)નો સરવાલો ગુણ્યા (૯) સંખ્યા જેટલો જ થશે, માટે ૯ અંકને અભેદ સંખ્યા તરીકે ઓળખાવવામાં આવે છે. ૯ સિવાયના સાત (૭) વિગેરે અંકોને કોઈપણ સંખ્યાએ ગુણ્યા પછી ગુણાકારના અંકોનો સરવાળો જેટલો થાય તેટલીજ ગુણ્ય સંખ્યા થતી નથી. જુઓ ૮×૭-૫૬, ૫×૭ વગેરે.

૧. અનંતાનુબંધિ ક્રોધ, માન, માયા, લોભ એ ચાર પ્રકૃતિઓ અને ત્રણ દર્શન મોહનીયની ૧-સમ્યકત્વ મોહનીય, ૨ મિશ્ર મોહ-નીય, ૩-મિશ્ર મોહનીય એમ સાત પ્રકૃતિઓનું દર્શનસપ્તક કહેવાય.

પ્રદેશોદય તેમજ રસોદય પણ નજ હોય તે ભાવ સમ્યક્ત્વ કહેવાય. આવા પ્રકારનું સ્વરૂપ તો બે સમ્યક્ત્વ (ક્ષાયિક અને ઔપશમિક)નું જ હોય છે, જેથી ભાવ પરિણુતિ રૂપ અપૌદ્ગલિક એવા ક્ષાયિક અને ઔપશમિક દર્શનને ભાવ સમ્યક્ત્વ તરીકે ગણ્યું.

## ત્રણ ભેદનું બે રીતે સ્વરૂપ.

૧—(૧) **કારક સમ્યક્ત્વ**—શ્રી તીર્થંકર દેવે કહેલી-" દેવ પૂજા, તીર્થાદિની યાત્રા, શાસન પ્રભાવના વિગેરે સમ્યક્ત્વની કરણી કરવી તે કારક સમ્યક્ત્વ કહેવાય. (૨) **રોચક સમ્યક્ત્વ**—પ્રબલ મોહનીય કર્મના ઉદય વિગેરે કારણોને લઈને કદાચ ક્રિયા ન કરી શકે. પણ તેવા પ્રકારનો જીવ શ્રી વીતરાગ દેવે કહેલાં તત્ત્વોની ઉપર જે પ્રેમભાવ રાખે તેનું નામ રોચક સમ્યક્ત્વ કહેવાય. (૩) **દીપક સમ્યક્ત્વ**—પોતે શ્રદ્ધા વિનાનો હોય, છતાં સામા જીવને સમજાવવામાં હોંશિયાર હોવાથી જે સમ્યક્ત્વ પમાડે, તે દીપક સમ્યક્ત્વ કહેવાય. આ સમ્યક્ત્વ જેમ કેટલાએક ભવ્ય જીવોને હોય છે, તેમ અભવ્ય જીવોને પણ હોય છે.

૨—(૧) ઔપશમિક સમ્યક્ત્વ, (૨) ક્ષાયોપશમિક સમ્યક્ત્વ (૩) ક્ષાયિક સમ્યક્ત્વ એમ પણ સમ્યક્ત્વ ત્રણ પ્રકારે કહ્યું છે. આ ત્રણે ભેદોની અર્થ વિચારણા વિસ્તારથી પહેલાં જણાવી છે.

**ચાર ભેદો**—ઉપર જણાવેલા ત્રણ ભેદોમાં જો સાસ્વા-

દન સમ્યકત્વ ઉમેરીએ તો સમ્યકત્વના ચાર ભેદો થઇ શકે છે. ( ચારેનું સ્વરૂપ પહેલાં કહ્યું છે )

**પાંચ ભેદો**—ઉપર કહેલા ચાર ભેદોમાં વેદક સમ્યકત્વ ઉમેરીએ તો સમ્યકત્વના પાંચ ભેદો થઈ શકે છે.

આઠે કર્મોમાં મોહનીય કર્મ મુખ્ય છે. તેમાં પણ મિથ્યાત્વમોહનીય મુખ્ય છે. આજ આશયથી અનંતાનુબંધિ વિગેરે સાતે કર્મ પ્રકૃતિયોમાં મિથ્યાત્વની મુખ્યતા ગણાય છે. કારણ કે ૧૫૭ પ્રકૃતિઓમાં દરેકની સ્થિતિ કરતાં મિથ્યાત્વની સ્થિતિ ( ૭૦ કોડા કોડી સાગરોપમ જેટલી ) વધારે કહી છે. ચાલુ પ્રસંગે એ પણ બીના કહેવી જોઇએ કે–જેમ સેનાધિપતિને હરાવીએ તો લશ્કરને થોડી વારમાં જીતી શકીએ તેમ મિથ્યાત્વરૂપ સેનાધિપતિને પહેલાં જીતવાનો પ્રયત્ન કર્યો હોય તો મોહને જીતી શકાય અને તેમ કરીએ તોજ બાકીનાં કર્મોને પણ જીતી શકાય. આવો નિર્ણય સમ્યકત્વાદિને પામવાનો ક્રમ તપાસતાં કરી શકાય છે, એ વિચારથી મિથ્યાત્વનું સ્વરૂપ પણ જરૂર જણાવવું જોઇએ તે આ પ્રમાણે:–શ્રી તીર્થંકરદેવે કહેલાં તત્ત્વોની ઉપર જે અરુચિ ( અશ્રદ્ધા ) તે મિથ્યાત્વ કહેવાય. આ પ્રકારની અરૂચિ જે ( કર્મ )ના ઉદયથી થાય, તે મિથ્યાત્વમોહનીય કહેવાય.

## મિથ્યાત્વના પાંચ ભેદો

**૧ અભિગ્રહ મિથ્યાત્વ**—ગેરવ્યાજબી છતાં અસલથી ચાલી આવેલી બીનાને સાચી માનવી તે.

૨ **અનભિગ્રહ મિથ્યાત્વ**—સર્વ ધર્મો સાચા છે. કોઇ પણ ધર્મને સારો અથવા ખરાબ ન કહેવાય એમ માનવું તે.

૩ **આભિનિવેશિક મિથ્યાત્વ**—હઠવાદ (કદાગ્રહ)થી પોતે એમ માને જે મેં વાત માની તે જ સાચી છે.

૪ **સાંશિયક મિથ્યાત્વ**—શ્રી સર્વજ્ઞ પ્રભુએ કહેલાં દ્રવ્યાદિમાં 'જેમ કહ્યું છે તેમજ હશે, કે બીજી રીતે હશે?' આવો જે સંદેહ કરવો તે સાંશયિક મિથ્યાત્વ કહેવાય. અહીં પદાર્થ સ્વરૂપને જાણવાની તીવ્ર ઇચ્છાથી જે તર્ક થાય, તે મિથ્યાત્વ સ્વરૂપ નજ કહી શકાય. કારણકે જેમ સંશય અને શંકા એકાર્થક (સરખા અર્થવાળા) છે તેમ તર્ક તેવો નથી. ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તર્ક અને સંશય (સંદેહ, શંકા) માં ફેર શો? આ પ્રશ્નનો ઉત્તર એ કે તર્ક એ જિજ્ઞાસારૂપ છે અને સંશય એ અવિશ્વાસરૂપ છે.

૫ **અવ્યક્ત મિથ્યાત્વ**—અસંજ્ઞી જીવોને જે અસ્પષ્ટ મિથ્યાત્વ છે તે અવ્યક્ત મિથ્યાત્વ કહેવાય. આનું બીજું નામ અનાભોગિક મિથ્યાત્વ પણ કહેવાય છે. આ મિથ્યાત્વની ઓળખાણ કરાવતાં શાસ્ત્રમાં કહ્યું છે કે દુનિયામાં ભયંકર રોગ અને ઝેરની જેવું તથા શત્રુઓની અને અંધકારની જેવું કોઇ પણ હોય તો એક મિથ્યાત્વજ છે. આ વાકયને સ્પષ્ટ સમજાવવા એક શ્લોક પણ યાદ રાખવા જેવો છે. તે આ પ્રમાણે:—

**जन्मन्येकत्र दुःखाय, रोगो ध्वान्तं रिपुर्विषम् ॥**
**अपि जन्मसहस्रेषु, मिथ्यात्वमचिकित्सितम् ॥ १ ॥**

મિથ્યાત્વના જોરથીજ અન્ય ધર્મના લોકો રાગીને દેવ તરીકે તથા કંચન કામિનીના પાશમાં સપડાયેલા ઘરબારી ગૃહસ્થ જેવાને પણ ગુરૂ તરીકે અને હિંસાને ધર્મ તરીકે માને છે. આગળ વધીને તેઓ એમ પણ કહે છે કે કાગડાને બલિદાન દેવું. અગ્નિ દેવ છે, પાણી તીર્થ છે, ગાયને નમસ્કાર કરવો વગેરે.

આ પ્રમાણે ટુંકામાં મિથ્યાત્વની બીના જણાવીને હવે સમ્યક્ત્વનું માહાત્મ્ય જણાવવું જોઈએ, તે આ પ્રમાણે—

જે જીવને અંતર્મુહૂર્ત્ત જેટલા થોડા ટાઈમ સુધી પણ જો સમ્યગ્દર્શન પ્રાપ્ત થયું હોય, તો તે જીવને લાંબા કાલ સુધી સંસારચક્રમાં ભટકવું પડતું નથી, તો પછી લાંબી સ્થિતિવાલા સમ્યગ્દર્શનને ધારણ કરનાર જીવોને સંસારની રખડપટ્ટી ધીમે ધીમે ઘણી ઓછી થાય, એમાં શી નવાઈ? સંસારમાં પરિભ્રમણ કરતાં ચક્રિપણાની તથા ઇંદ્રાદિની ઋદ્ધિ વિગેરે સુખનાં સાધનો ઘણીવાર પમાય છે. પરંતુ સમ્યગ્દર્શન વારંવાર સ્હેલાઇથી પામી શકાતું નથી. અને તેજ હેતુથી તેને શ્રેષ્ઠ રત્નની જેવું પણ કહ્યું છે. તથા સર્વ સંપત્તિઓનો અખૂટ ભંડાર અને ઉત્તમ જ્ઞાનનું પણ કારણ એક સમ્યગ્દર્શનજ છે. આ દર્શન ગુણ ઉત્તમ બોધિવૃક્ષનું મૂલ છે. અને પુણ્યરૂપી નગરનો દરવાજો છે. મુક્તિરૂપી મ્હેલનું પીઠ છે. જેમ રત્નોનો આધાર સમુદ્ર છે, તેમ ઉત્તમ ગુણોનો આધાર તે સમ્યગ્દર્શન છે. વળી ચારિત્રરૂપી અપૂર્વ ધનનું ભાજન પણ તેજ છે. આવા સમ્યગ્દર્શનની કયો બુદ્ધિમાન પુરૂષ

પ્રશંસા ન કરે ? ત્રણે લોકની પ્રભુતા પામીને પણ ઘણા જીવો દુર્ગતિને પામે છે, પરંતુ જો સમ્યકત્વ મળે તો જરૂર અક્ષય સુખથી ભરેલી મુક્તિ મળી શકે. ખરેખર, સાચું ધન પણ સમ્યકત્વજ છે. જેની પાસે આ સમ્યકત્વરૂપી અપૂર્વ ધન છે તેજ ખરેખર ધનવંત કહી શકાય. બીજા સોના મ્હોર આદિના માલીકો જ્ઞાનદૃષ્ટિએ ધનવંત કહી શકાયજ નહીં. કારણ કે દેખાતું ધન આજ ભવમાં કદાચ ક્ષણિક સુખ આપે, પણ સમ્યગ્દર્શનરૂપ ધન ઘણાં ભવમાં પણ પુષ્કલ સુખ દેવા સમર્થ છે. તથા દાન, શીલ, તપ, પૂજા, ઉત્તમ તીર્થોની યાત્રા, શ્રેષ્ઠ દયા, શ્રાવકપણું, વ્રતારાધના આ સર્વે અનુષ્ઠાનો સમ્યગ્દર્શનવંત જીવોનેજ યથાર્થ પૂર્ણ ફલદાયક નીવડે છે. જગતમાં સમ્યકત્વની જેવું બીજું ઉત્તમ રત્ન નથી. સમ્યકત્વ એ પરમ મિત્ર, પરમ બંધુ અને ઉત્કૃષ્ટ લાભરૂપ છે. અનુપમ સુખોનું નિધાન અને સર્વ કલ્યાણનું બીજ તથા ભવરૂપી સમુદ્રમાં વ્હાણ જેવું સમ્યગ્દર્શન છે. પાપરૂપ વૃક્ષને ઉખેડનાર કુહાડા જેવું, તથા પરમ અમૃત અને પુણ્ય તીર્થરૂપ છે, અને તે દેવોને પણ દુર્લભજ હોય છે.

## સમ્યગ્દૃષ્ટિ જીવોનું સ્વરૂપ.

**સમકિતવંતા જીવડા–કરે કુટુંબ પ્રતિપાલ;**
**અંતર્ગત ન્યારા રહે–જિમ ધાવ ખેલાવત બાલ. ૧**

સમ્યગ્દૃષ્ટિ જીવો નિર્દયપણે પાપકર્મ કરેજ નહિ. નિરૂપાયે પરાધીનતા આદિ કારણથી કંઇક પાપ આચરે, તો

પણ હૃદયમાં જરૂર કંપે. પરિણામે તેવા પાપથી છૂટીને સંયમ ધર્મનેજ જલ્દી પામવા તીવ્ર ઉત્કંઠા રાખે. અને દરરોજ પવિત્ર સ્થળે રાખેલા મુનિવેષના દર્શન કરીને પોતે સંયમ ધર્મની સન્મુખ આવતો જાય. તથા કામદેવાદિનું દૃષ્ટાંત હરઘડી સંભારીને કસોટીના પ્રસંગે સમ્યક્ત્વથી જરા પણ ચલાયમાન નજ થાય. કદાચ તે તે આવારક કર્મોના ઉદયને લઇને પોતાને આત્મસ્વરૂપ, કર્મસ્વરૂપ વિગેરે પદાર્થોની ગહન (કઠિન) બીના ન સમજાય તો પણ અસત્ય બોલવાના ક્રોધ, લોભ, ભય, અજ્ઞાન, હાસ્યાદિ કારણોને જિતનારા શ્રી જિનેશ્વર પ્રભુ અસત્ય ( જૂઠું ) બોલેજ નહિ એવી શ્રદ્ધા રાખે, પણ શંકા તો કરેજ નહિ. કારણ કે શંકાથી સમ્યગ્દર્શન મલિન બને છે. અને સમ્યગ્દૃષ્ટિ જીવો-કાંક્ષા વિચિકિત્સા, પરધર્મીની પ્રશંસા, પરધર્મિનો પરિચય એ ચારે અતિચારોથી પણ અલગજ રહે છે.

**સમ્યગ્દૃષ્ટિ જીવોની ભાવના:—**

मोत्तूण जिणं मोत्तूण, जिणमयं जिणमयट्ठिए मोत्तुं ॥
संसारकच्चवारं, चिंतिज्जं जगं से मं ॥ १ ॥

**બીજા જીવોને સમ્યગ્દર્શન પમાડવાથી કેટલો લાભ થાય છે?—**

मिच्छत्तं उच्छिंदिअ, सम्मत्तं जो ठवेइ निअवंसे ॥
तेण सयलो वि वंसो, सिद्धिपुरी संमुहो ठविओ ॥ २ ॥

**સમ્યગ્દૃષ્ટિ જીવોની પ્રવૃત્તિ:—**

શક્ય અનુષ્ઠાનો જરૂર કરે અને અશક્ય અનુષ્ઠાનોમાં

સાવધાનતા પૂર્વક શ્રદ્ધા રાખે. તેમ કરતાં તેઓ ભવિષ્યમાં સંયમ ધર્મને પામી મુક્તિપદ પામી શકે છે.

ચરમ કેવલી પૂજ્ય શ્રી જંબૂસ્વામિજીના ચરિત્રમાં આ પવિત્ર સમ્યગ્દર્શનને સંસાર સમુદ્રથી તારનાર તુંબડાની ઉપમા આપી છે. તે શ્લોક આ પ્રમાણે છેઃ—

**सम्यक्त्वशीलतुंबाभ्यां, भवाब्धिस्तीर्यते सुखम् ॥**
**ते दधानो मुनिर्जम्बू-स्त्रीनदीषु कथं ब्रुडेत् ॥ १ ॥**

એ પ્રમાણે સર્વાનુમય પંચમાંગ શ્રી વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (ભગવતી સૂત્ર, બૃહત્કલ્પ. લોકપ્રકાશ. કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, શતકચૂર્ણિ, ધર્મસંગ્રહ, તત્ત્વાર્થ, યોગશાસ્ત્ર, ષડ્દર્શનસમુચ્ચય આદિ અનેક ગ્રંથોના આધારે મોક્ષ માર્ગમાં મુખ્ય એવા સમ્યગ્દર્શનનું ટુંકામાં સ્વરૂપ જણાવ્યું. નવપદના આરાધન પ્રસંગે છટ્ઠે દહાડે આ બીના જરૂર વિચારવી અને દર્શનગુણ, ને દૃઢ કરવો તથા નિર્મલ બનાવવો.

ભવ્ય જીવો શ્રેણિક, સુલસા શ્રાવિકા જેવો દૃઢ શ્રદ્ધાગુણ રાખી નિર્મલ જ્ઞાન ચારિત્ર ને આરાધી, હૃદયમાં પ્રગટેલા ભાવકરૂણાના ધોધના બળે સ્વપર તારક બની, સંપૂર્ણ સ્થિર સુખમય, દેહાદિ પરભાવ રહિત, સ્વભાવરમણતાના પ્રમોદથી ભરેલા એવા મુક્તિપદને પામે એજ હાર્દિક ભાવના!

---

# ॥૭॥ શ્રી જ્ઞાનપદ પૂજા ॥

(દૂહા)

કર આગમ નોઆગમે, જ્ઞાનપદ પ્રણિધાન;
જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહપર જાણ ॥ ૧ ॥

અર્થ:—હે ભવ્ય જીવ! તું આગમ ભાવનિક્ષેપે અને નોઆગમ ભાવનિક્ષેપે સાતમા જ્ઞાન પદનું પ્રણિધાન એટલે ધ્યાન કરજે. એમાં જે જીવ જ્ઞાનપદના અર્થનો જ્ઞાતા (જાણકાર) હોય અને જો તે જ્ઞાનપદના અર્થની વિચારણા કરવામાં ઉપયોગ વાળો હોય, તો તેવા ઉપયોગી જ્ઞાતાને (જાણકારને) આગમથી ભાવજ્ઞાન તરીકે જાણવો, અને એજ જ્ઞાતા જો ઉપયોગ સહિત જ્ઞાનપદની ક્રિયા કરવામાં ઉજમાલ હોય, તો તેને નોઆગમથી ભાવજ્ઞાન તરીકે ગણવો. ॥ ૧ ॥

નામાદિક નિક્ષેપથી, ચઉહા નાણ વિમાસ;
દ્રવ્યનાણ સમયાદિ જે, ભાવનાણ પણ ભાસ ॥ ૨ ॥

અર્થ:—તથા નામ સ્થાપના દ્રવ્ય ને ભાવ એ ચાર નિક્ષેપથી પણ જ્ઞાન ચાર પ્રકારનું જાણવું. તેમાં કોઇનું "જ્ઞાન" એવું બે અક્ષરવાળું નામ પાડીએ તે નામ નિક્ષેપના વિચારે કરીને 'નામજ્ઞાન' કહેવાય. અને જ્ઞાન (જ્ઞાની)ની સ્થાપના-પ્રતિમા તે [1]સ્થાપના જ્ઞાન. કહેવાય.

૧- અહીં યાદ રાખવું. આત્માનો જ્ઞાન ગુણ અરૂપી છે. માટે તેની સ્થાપના હોઇ શકેજ નહિ. તેથી જ્ઞાનીની સ્થાપનાને સ્થાપનાજ્ઞાન તરીકે ગણવી. એમ અભેદનયના અભિપ્રાયે કહી શકાય, કારણકે જ્ઞાન ગુણવાલા જીવથી જ્ઞાન અભિન્ન પણ (જૂદું નથી એમ પણ)છે. અને આજ હેતુથી જાતિસ્મરણાદિની પણ બીના ઘટે છે (સંગત; ઉચિત; વ્યાજબી ગણાય છે.)

એ બે પ્રસિદ્ધ છે. અને અક્ષરરૂપ સિદ્ધાન્ત વિગેરે જે જ્ઞાનના (સ્વરૂપને જણાવનારા) ગ્રંથો તે દ્રવ્યજ્ઞાન કહેવાય. તથા (૧) મતિજ્ઞાન (૨) શ્રતજ્ઞાન (૩) અવધિજ્ઞાન (૪) મનઃપર્યવ-જ્ઞાન (૫) કેવલજ્ઞાન આદિ પાંચ પ્રકારનાં જ્ઞાન અથવા ઔપચારિકનયના અભિપ્રાયે જ્ઞાનાવરણનો ક્ષયોપશમભાવ અથવા ક્ષાયિક ભાવ તે પણ ભાવજ્ઞાન કહેવાય. અહીં જ્ઞાનના આ બંને ભાવ કારણ છે. અને કારણને વિષે કાર્યનો ઉપચાર કરીને ભાવજ્ઞાનની બીજી વ્યાખ્યા જણાવી છે.

**પ્રશ્ન**—અત્યાર સુધીમાં દરેક પદના વર્ણનમાં નામ વિગેરે ચાર નિક્ષેપા ઘટાવ્યા, અને આગળ પણ બે પદના વર્ણનમાં તે ઘટાવવાના છે, તો કૃપા કરીને એ ચારે નિક્ષેપા-ની ટુંકી વ્યાખ્યા સમજાવો?

**ઉત્તર**—જેનો અસલી ચીજના પર્યાયો (સરખા અર્થ-વાળા શબ્દો)થી વ્યવહાર થઈ શકે નહિ, અને જે મૂળ શબ્દના અર્થથી બીજા અર્થમાં રહેલ હોય, અને એજ કારણથી જે મૂલઅર્થ નિરપેક્ષ હોય, એટલે મૂલ (મુખ્ય) અર્થની સાથે જેને સંબંધ ન હોય, તથા ઘણું કરીને જ્યાં સુધી (નામવાળું; અથવા જેનું નામ પાડીએ તે) દ્રવ્ય રહે ત્યાં સુધી જે રહે, એવું મરજી પ્રમાણે જે સ્થાપીએ, તે નામ કહેવાય. આ બાબતમાં શ્રી વિશેષાવશ્યકનો પુરાવો આ પ્રમાણે છેઃ—

**पज्जायाणभिधेयं-ठिअमण्णत्थे तयत्थणिरविक्खं ॥**
**जाइच्छियं च णामं, जाव दव्वं च पायणं ॥ १ ॥**

**સ્પષ્ટાર્થ**—જેમ કોઇનું જ્ઞાન (વિગેરે) એવું નામ પાડીએ, તે નામ જ્ઞાન કહેવાય, એમ જેનું ઇંદ્ર નામ હોય, તે નામેન્દ્ર કહેવાય. આ નામ જ્ઞાન અથવા નામ ઇંદ્ર તેના પર્યાય વાચક શબ્દોથી કહી શકાતો નથી. ખરી વસ્તુ સ્થિતિ એ છે કે તે તે નામવાળી વ્યક્તિમાં રહેલા ધર્મોનો તે તે ઇંદ્રાદિ નામમાં ઉપચાર કરવામાં આવે છે. આ મુદ્દાથી જેનું જે જે નામ પાડયું હોય, તેને તે તે સાંકેતિક (સંકેતવાળા) શબ્દથી જ બોલાવવામાં આવે છે. એટલે કાર્ય પ્રસંગે બોલાવાય, પણ તેના પર્યાય વાચક શબ્દોદ્વારા ન બોલાવાય. જ્ઞાનપદના સરખા અર્થવાળા (પર્યાય વાચક) શબ્દો બોધ, જ્ઞપ્તિ, પ્રકાશ વિગેરે અને ઇંદ્રપદના શક્ર-હરિ-પુરંદર વિગેરે જાણવા. આ પ્રમાણે નામ એ પર્યાયવડે અનભિધેય કઇ રીતે કહેવાય? આનો સ્પષ્ટ ખુલાસો કરી દીધો. હવે "स्थितमन्यार्थे" એટલે મૂલ શબ્દના અર્થથી બીજા અર્થમાં નામ રહે. આનો સ્પષ્ટ અર્થ જાણવો જોઇએ, તે આ પ્રમાણે-જેમાં ઉત્કૃષ્ટ ઐશ્વર્ય વિગેરે ગુણો રહે, તે ઇંદ્ર કહેવાય. ઈંદ્ર પદનો આ ખરો અર્થ જે તમામ દેવોનો સત્તાધીશ ઉપરી હોય તેમાંજ ઘટે છે. એમ બાલક વિગેરેમાં તે અર્થ નજ ઘટે. કારણ કે ત્યાં તો તેનો સંકેતજ કરેલો છે. આટલા વિવેચન ઉપરથી સમજવાનું રહસ્ય એ મળે છે, કે જે અમુક વ્યક્તિનું અમુક નામ પાડવામાં આવે છે, તેમાં કેવલ તેની ઓળખાણ પડે એજ મુદ્દો છે. પણ નામનો જે અર્થ થતો હોય, તે તેમાં ન ઘટે. આથી બરોબર સમજાવી દીધું કે જેમાં મૂલ (મુખ્ય) અર્થ સિવાયનો બીજો અર્થ રહે, એ નામ કહેવાય. એ પ્રમાણે

'તદર્થનિરપેક્ષ' આનો ભાવાર્થ પણ સમજવો સ્હેલ છે. કારણ કે પહેલાં જે કહ્યું કે નામ એ મુખ્યાર્થથી જૂદા અર્થમાં રહે, એટલે મુખ્યાર્થમાં ન રહે. જે નામ મુખ્યાર્થમાં ન રહેતું હોય, તે તેનાથી (મુખ્યાર્થથી) નિરપેક્ષ (સંબંધ ન રાખે એવું) હોય, એમાં નવાઈ શી? આ પ્રસંગે "જે જેના ખરા અર્થમાં ન રહે, તે તેનાથી નિરપેક્ષ હોય" આ વાત (ન્યાય) જરૂર યાદ રાખવી. એ પ્રમાણે 'તદર્થનિરપેક્ષં નામ' આનો સ્પષ્ટાર્થ જણાવીને નામની બાબતમાં છેવટે જાણવા જેવી બીના એ છે કે ઇચ્છાનુસાર (મરજીમાં આવે તેમ) તે નામ પાડવામાં (રાખવામાં) આવે છે. એટલે જેમ પયાર્યથી અનભિધેય, અને અન્યાર્થમાં રહેલ તથા તદર્થનિરેપેક્ષ જે હોય તે નામ કહેવાય, તેમ ઈચ્છાનુસાર અર્થની તરફ ધ્યાન રાખ્યા સિવાય કોઇનું ડિત્થ, ડવિત્થ વગેરે નામ પાડીએ, તે પણ નામ કહેવાય. ઘણું કરીને જ્યાં નામના આધારભૂત દ્રવ્ય રહે ત્યાં સુધી તે નામ હોય છે (રહે છે.)

**પ્રશ્ન**—(ઘણું કરીને) આમ કહેવાનું શું કારણ?

**ઉત્તર**—દેવદત્ત વિગેરે નામથી જે વ્યક્તિ (માણસ)ને બોલાવીએ છીએ, તે કાયમ એજ નામથી બોલાવાશે, એવો નિયમ રહેતો નથી. એમ પણ ઘણે સ્થલે દેખાય છે કે જે વ્યક્તિ હાલ અમુક નામથી ઓળખાતી હોય, તે કેટલોક ટાઈમ વીત્યાબાદ અથવા ભૂતકાલમાં બીજા નામથી ઓળખાય, અથવા ઓળખાતી હતી, તેવી રીતે અનુભવ સિદ્ધ એમ પણ કહી શકાય કે હાલ પણ એક જણના અનેક નામો પાડયા

હોય છે. દુકાન વિગેરે સ્થલે તેનું નામ જૂદું ચાલે અને પોતાના ઘેર વિગેરે સ્થલે માબાપ વિગેરે તેને જૂદા નામથી બોલાવે. આ મુદ્દાથી (ઘણું કરીને) એમ કહ્યું છે. કહેવાનું રહસ્ય એ કે મેરૂ વિગેરે શાશ્વતા પદાર્થોના જે નામ શાસ્ત્રમાં આવે છે તે યાવદર્થિક કહેવાય. એટલે નામવાળી વસ્તુ રહે ત્યાં સુધી નામ રહે. એમ પ્રતિનિયત દેશ વિગેરેની અપેક્ષાએ પણ નામ યાવત્કથિક કહી શકાય. આ બાબતમાં દાખલો એ કે જેઓ ઉત્તર કુરૂ નામના યુગલિયાના ક્ષેત્રોમાંજ જન્મ્યા હોય, તેઓ (ઉત્તર કુરૂઓ) (આ) એમ કહેવાય, અને ભરત ક્ષેત્રમાં જન્મેલા જીવો ભારતવર્ષીય આ નામથી ઓળખાય. તથા પુસ્તકમાં અથવા કાગળ વિગેરેમાં "ઇંદ્ર, જ્ઞાન" આમ અક્ષરો ગોઠવીએ, એ નામ કહેવાય, એમ પણ બીજા ગ્રંથોમાં કહ્યું છે. એમ નામનું સ્વરૂપ જણાવી દીધું. હવે સ્થાપનાનું સ્વરૂપ જાણવું જોઇએ, તે આ પ્રમાણે:–

**પ્રશ્ન**—સ્થાપના નિક્ષેપમાં રહેલ સ્થાપના શબ્દનો સ્પષ્ટ અર્થ સમજાવો ?

**ઉત્તર**—શબ્દના મુખ્ય અર્થ જેમાં ન રહે, અને મૂલ વસ્તુ તરફ ખ્યાલ રાખીને જે સ્થપાય એટલે આકૃતિ રૂપે કરાય, તે સ્થાપના કહેવાય. એમ કૃત્રિમ સ્થાપનાનું લક્ષણ કહી શકાય. આ લક્ષણ શાશ્વતી પ્રતિમા વિગેરે શાશ્વત સ્થાપનામાં ન ઘટી શકે. છતાં એ પણ સ્થાપના તો કહેવાયજ.

**પ્રશ્ન**—શાશ્વતી સ્થાપનાનું લક્ષણ શું ?

**ઉત્તર**—અરહિંત વિગેરે સ્વરૂપે જે કાયમ રહે તે

સ્થાપના કહેવાય. આ લક્ષણ તમામ શાશ્વતા પદાર્થોની સ્થાપનામાં ઘટી શકે છે. અહીં સ્થપાય તે સ્થાપના એમ ન કહી શકાય. કારણ કે આવી શાશ્વતી ચીજોની સ્થાપના કોઇ હોયજ નહિ. સ્થાપનાના બે ભેદ આ પ્રમાણે જાણવા (૧) જે મૂલ પદાર્થની સાથે બરોબર મલતી આવે, તે સદ્‌ભાવ સ્થાપના કહેવાય. જેમ અત્યારે કેમેરાથી સામા માણસનો ફોટો લેવાય, તે બરોબર મલતોજ આવે, તે સદ્‌ભાવ સ્થાપના કહેવાય. (૨) અને જેનો મૂલ પદાર્થની સામે મેળ ન ખાય, એટલે અંદાજથી જે આકૃતિ બનાવાય તે અસદ્‌ભાવ સ્થાપના કહેવાય. આ બાબતમાં દૃષ્ટાંત એ દઇ શકાય કે–અક્ષ વિગેરેની સ્થાપનાને સ્થાપનાચાર્ય તરીકે થાપીએ, આમાં મૂલ પદાર્થ (સ્થાપેલા જે આચાર્ય ભગવંત તે)ની સાથે સ્થાપેલી સ્થાપના સરખાવીએ તો સરખામણી થઇ શકતી નથી. માટે તે અસદ્‌ભાવ સ્થાપના કહેવાય. આને શ્રી અનુયોગદ્વાર સૂત્રની મલધારી શ્રી હેમચંદ્ર સૂરીશ્વરજીએ બનાવેલ ટીકામાં અનાકાર સ્થાપના તરીકે ઓળખાવી છે. આ ઉપરથી એ પણ સમજવાનું મલે છે કે સદ્‌ભાવ સ્થાપનાને બીજી રીતે (સાકાર સ્થાપના) એમ પણ કહી શકાય. આવી જે સ્થાપના થોડા કાળને માટે સ્થપાય, તે અક્ષ વિગેરેની સ્થાપના ઇત્વરકાલિક (થોડા સમય વાળી) કહેવાય. અને જે કાયમ રહે તે યાવત્કથિક સ્થાપના કહેવાય. અને તેવી સ્થાપના તરીકે શ્રી નંદીશ્વર દ્વીપના ચૈત્ય, પ્રતિમા વિગેરેને ધ્યાનમાં રાખવા. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ શ્રી વિશેષાવશ્યકનો—" **जं पुण तयत्थसुण्णं–तयभिप्पाएण तारिसागारं ॥ कीरइ व निरागारं–इत्तर-**

मियरं व सा ठवणा ॥ २६ ॥ यत्न तदर्थवियुक्तं–तदभिप्रायेण यच्च तत्करणि ॥ लेप्यादिकर्म तत्स्थापनेति क्रियतेऽल्पकालं च ॥ १ ॥

**પ્રશ્ન**—નામમાં અને સ્થાપનામાં ફરક શો? આમ પૂછનાર ભવ્ય જીવનો આશય (મુદ્દો) એ છે કે–" ભાવ શૂન્ય દ્રવ્ય માત્રમાં જેમ નામનો વ્યવહાર કરાય છે તેમ સ્થાપનાનો પણ વ્યવહાર તેજ પ્રમાણે થાય છે. આ પ્રમાણે જો નામ અને સ્થાપનામાં કોઇ પણ જાતનો તફાવત ન હોય, તો બંનેને અલગ અલગ શા માટે માનવા? અને અલગ અલગ તે બે કહેલ છે. તેથી ભેદ તો હોવોજ જોઈએ. તે તે પ્રશ્નકાર જાણતો નથી, માટે એમ પૂછે છે કે બંનેને કયા કારણથી અલગ અલગ ગણ્યા છે?

**ઉત્તર**—કાલની અપેક્ષાએ બંનેમાં સ્પષ્ટ રીતે ફરક માલુમ પડે છે. તે આ પ્રમાણે–જે દ્રવ્યનું (આવશ્યક વિગેરેનુ) જે નામ પાડીએ, તે દ્રવ્ય તે (નામનો) આધાર ગણાય. ગોવાળના છોકરો (તેનો દેહ વિગેરે) અથવા શિલાનો જત્થો વિગેરે જ્યાં સુધી કાયમ રહે, ત્યાં સુધી આવશ્યક, મેરૂ, જંબૂદ્વીપ, કલિંગ, મગધ, સોરઠ વિગેરે નામ રહે છે. માટે નામ એ યાવત્કથિકજ (દ્રવ્ય રહે ત્યાં સુધી રહેનાર) હોય અને સ્થાપના તો બંને રીતે સંભવી શકે છે. એટલે તે થોડા કાલને માટે (જરૂર હોય, ત્યાં સુધી) પણ સ્થપાય અને કાયમ રહે એવી પણ હોય છે. થોડો ટાઇમ રહે, એવી સ્થાપનાનું દૃષ્ટાંત આ પ્રમાણે–હાલ જે અક્ષાદિ પદાર્થને આવશ્યક તરીકે સ્થાપ્યો હોય, તે અમુક ટાઇમ અથવા ક્રિયા વીત્યાબાદ ખાસ

કારણુસર ઇંદ્ર તરીકે કે રાજા વિગેરેના સ્વરૂપે સ્થાપવામાં આવે છે. અને કાયમ રહે એવી સ્થાપનાનું સ્વરૂપ સમજવા માટે શાશ્વતી પ્રતિમા વિગેરેનું દૃષ્ટાંત સમજવું. શાશ્વતી સ્થાપનાને કરનાર કોઇ હોયજ નહિ, કારણ કે જો તેમ માનીએ તો શાશ્વતપણું કહી શકાય નહિ, ત્યારે સ્થાપના નિક્ષેપની બીજી રીત હોવી જ જોઇએ. તે મેં પૂર્વે જણાવી દીધી છે. આટલા વિવેચન ઉપરથી ભવ્ય જીવો હવે તો જરૂર સ્પષ્ટ સમજી શકશે કે ભલેને નામ અને સ્થાપનાનો આધાર ભાવશૂન્ય દ્રવ્ય હોય તો પણ (ટાઇમ) કાલની અપેક્ષાએ બંનેને અલગ માનવા જોઇએજ.

**પ્રશ્ન**—જેમ સ્થાપના થોડા ટાઇમવાળી હોય છે, તેમ નામ પણ તેવુંજ સંભવી શકે છે. કારણ કે એ તો સ્પષ્ટ દેખાય છે કે-એકજ વ્યક્તિ (ગોવાળનો બાલક વિગેરે) ને હાલ જે નામથી ઓળખવાય, તેનેજ અમુક ટાઇમે મૂલ નામ ફેરવીને અનેક નામથી ઓળખાવાય છે. તો પછી એમ કઇ રીતે કહી શકાય કે નામ એ યાવત્કથિકજ હોય?

**ઉત્તર:**—ઘણું કરીને નામ એ યાવત્કથિક હોય એમ સમજવું. અને એકજ વ્યક્તિ હયાત હોય છતાં તેને અનેક નામથી બોલાવાય એમ કોઇક વ્યક્તિ વિશેષમાંજ તેવું બને છે, બધાની બાબતમાં તેવું થતું નથી. આ અભિપ્રાયે તેવી બાબતની અહીં વિવક્ષા કરી નથી, એટલે આવી બીનાને એક બાજુ રાખીને નામને યાવત્કથિક કહીએ તોપણ શાસ્ત્રીય દૃષ્ટિએ લગાર પણ ગેરવ્યાજબી નથી. જેમ કાલથી તફાવત

જણાવી દીધો, એ પ્રમાણે આકાર, ભાવ અને પ્રવૃત્તિ વિગેરે હેતુથી પણ બંનેને જરૂર અલગ માનવા જોઇએ. તે આ પ્રમાણે-(૧) જેમ ઇંદ્ર વિગેરેની પ્રતિમાને ઘરેણાં વિગેરે પ્હેરાવાય. પડખેના ભાગમાં ઇંદ્રાણી હોય અને હાથમાં વજ્ર હોય. આવું જેમ પ્રતિમારૂપ સ્થાપનામાં જણાય છે, તેવું નામમાં હોતું નથી. એટલે નામેન્દ્ર વિગેરેમાં તેવી સ્થિતિ દેખાતી નથી. (૨) ઇંદ્ર વિગેરેની પ્રતિમા વિગેરે સ્થાપનાને જોઇને જે ભાવ જાગે છે, તેમ નામ શ્રવણથી થતું નથી (૩) ઇંદ્રની મૂર્ત્તિ વિગેરે ની પાસે લોકો ભેટ મૂકે, તેની માનતા માને, પૂજા કરે, ઇષ્ટ કાર્ય સાધે વિગેરે દેખાય છે, આવું નામેન્દ્ર વિગેરેની બાબતમાં દેખાતું નથી. એ પ્રમાણે સ્થાપનાનું સ્વરૂપ જણાવી દીધું. હવે દ્રવ્યનું સ્વરૂપ જાણવું જોઇએ. તે આ પ્રમાણે—જે દ્રવ્યની સાથે રહે, તે ગુણ કહેવાય, અને ક્રમસર બદલાય, તે પર્યાય કહેવાય. થઇ ગયેલી પર્યાયોનું અને ભવિષ્યમાં થનાર પર્યાયોનું જે કારણ હોય. તે દ્રવ્ય કહેવાય. તે દ્રવ્ય બે પ્રકારે જાણવું. (૧) જીવવાળું દ્રવ્ય પુરૂષ વિગેરે કહેવાય- (૨) અને જીવવિનાનું દ્રવ્ય (લાકડું વિગેરે). જે જીવ ભૂતકાલમાં (પ્હેલાં) સ્વર્ગ વિગેરે સ્થલે ઇંદ્રાદિ રૂપે હતો, ત્યાંનું આયુષ્ય પૂરૂં કરીને અહીં મનુષ્યાદિ સ્વરૂપે ઉપજે તો તે જીવ અહીં (મનુષ્યાદિ ભવમાં) પણ દ્રવ્ય ઇંદ્ર વિગેરે કહી શકાય, કારણ કે પ્હેલાં તેણે ઇંદ્રસ્વરૂપ વિગેરે ભોગવ્યું છે. જેમ પ્રધાન પદથી ઉતરેલ જીવ પણ પ્રધાન કહેવાય, તેમ અહીં પણ સમજવું. તથા હાલ જે મનુષ્યે ઇંદ્રનું આયુષ્ય બાંધ્યું હોય, તે પણ થનારી ઇંદ્રપદવીનું કારણ

છે, માટે દ્રવ્ય ઈંદ્ર કહેવાય. જેમ યુવરાજને રાજા કહી શકાય, તેમ અહીં પણ સમજવું. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ—

भूतस्य भाविनो वा, भावस्य हि कारणं तु यल्लोके ॥
तद् द्रव्यं तत्त्वज्ञैः, सचेतनाचेतनं कथितम् ॥ १ ॥

હવે ભાવ (નિક્ષેપ)નું સ્વરૂપ જાણવું જોઈએ, તે આ પ્રમાણે-તે તે વિવક્ષિત ક્રિયાનો અનુભવ કરવો, એ ભાવ કહેવાય, એટલે જે શબ્દનો જે મુખ્ય અર્થ થતો હોય, તે અર્થવાળી વ્યક્તિમાં તે અર્થ જ્યારે દેખાય ત્યારે તે ભાવ કહેવાય. આ બાબતમાં દાખલો એ કે-ઈંદ્ર પદનો જે પરમ ઐશ્વર્ય વિગેરે ગુણોને ધારણ કરે, તે ઇંદ્ર કહેવાય. આ અર્થ જ્યારે દેવલોકમાં તે સાક્ષાત્ ઈંદ્રપણે હોય, ત્યારે તેમાં ઘટે. એટલે સ્વર્ગમાં રહેલ ઈંદ્ર એ ભાવેન્દ્ર કહેવાય. કારણકે ઇંદ્ર-પદનો અર્થ તે વખતે તેમાં ઘટે છે. જુઓ આ બાબતમાં સાક્ષિપાઠ—

॥ आर्या ॥

भावो विवक्षित क्रियाऽनुभूतियुक्तो हि वै समाख्यातः ॥
सर्वज्ञैरिन्द्रादिव, दिहेन्दनादि क्रियानुभवात् ॥ १ ॥

વિશેષ બીના શ્રી અનુયોગદ્વાર સૂત્રથી તથા શ્રી વિશેષા-વશ્યકસૂત્રથી જાણવી.

**આદ્યકર્મ ક્ષય ઉપશમે, આવિર્ભાવે જેહ;**
**ઉભય પ્રકાશક સંપજે, નાણ દીવ નમ તેહ ॥ ૩ ॥**

અર્થ:—પહેલા જ્ઞાનાવરણીય કર્મના ક્ષાયિકભાવ અને ક્ષાયોપશિક ભાવવડે (તથા કેવળજ્ઞાન ક્ષયભાવ વડે) જેનો

આવિર્ભાવ (પ્રગટતા) થાય છે. એટલે જે પ્રકટ થાય છે. તથા જે જ્ઞાન પોતાનું અને બીજા પદાર્થોનું પણ સ્વરૂપ જણાવે છે, એવા દીવાની જેવા તે જ્ઞાનને હે ભવ્ય જીવ! નમસ્કાર કરજે. [અહિં ૪ જ્ઞાન સ્વપ્રકાશક છે, અને શ્રુતજ્ઞાન એકજ ઉભય (સ્વપર) પ્રકાશક છે એમ સમજવું.]. ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

[ક્ષણ ક્ષણ સાંભરે શાંતિ સલૂણા—એ રાગ]

**જય જય જ્ઞાન સદા તુંહિ જગમાં અક્ષય સોહત**
**ત્રણ પદમાં—જય૦**
**જાણત જાસ બલે દ્રવ્યભાવા, તે જ્ઞાન અન્વય અર્થ**
**સમયમાં—જય૦ ૧**

**અર્થ**:—હે જ્ઞાનપદ! જગતમાં તું સદા જયવંત છે, ત્હારા **ૐ નમો નાણસ્સ** આ ત્રણ પદમાં બધા અક્ષય-નિધિ (અખૂટ ભંડાર) એટલે કેવળજ્ઞાનાદિ લક્ષ્મી રૂપ જે અભ્યન્તર નિધિ અને પાંડુક નૈસર્પ વિગેરે નવ પ્રકારના જે બાહ્યનિધિ તે ક્ષય ન પામી શકે એવા] શોભે છે. તથા જેના પ્રતાપે દ્રવ્ય અને ભાવ (પદાર્થ અને તેના ગુણપર્યાય) જણાય—સમજાય તે **જ્ઞાન** કહેવાય. કહ્યું છે કે —“**ज्ञायते तत्त्वमनेनेति ज्ञानमित्यादि**” એ પ્રમાણે સિદ્ધાન્તમાં જ્ઞાન શબ્દનો અન્વયાર્થ (શબ્દને અનુસરતો અર્થ) થાય છે. ॥ ૧ ॥

**વિણયમૂલો જિનધર્મ કહાવે, તે વિણ જ્ઞાન કહો**
**કિમ પાવે–જય૦**
**જે જીવ આદિક તત્વ પિછાણે, તે કરૂણા નિત પાલે**
**પલાવે–જય૦ ૨**

**અર્થ:**—શ્રી જૈન ધર્મ વિનય મૂળ છે એટલે જૈનધર્મનું મૂળ વિનય છે. કહ્યું છે કે-"**विणओ धम्मस्स मूलं**" અથવા "**विणयमूलो धम्मो**" તે વિનયગુણ જ્ઞાન વિના કેવી રીતે મલી શકે? અર્થાત્ નજ મલી શકે. માટે ધર્મનું મૂળ વિનય છે, અને વિનયની પ્રાપ્તિ જ્ઞાનથી થાય છે. તથા જે ભવ્ય જીવો જીવ અજીવ વિગેરે નવ તત્ત્વોનું સ્વરૂપ જાણે તેજ જીવ દયાધર્મને હંમેશાં પાળી શકે છે, અને બીજા ભવ્ય જીવોને પળાવી શકે છે. આ બાબતમાં શ્રી દશવૈકાલિકમાં કહ્યું છે કે– **पढमं नाणं तओ दया—एवं चिट्ठइ सव्वसंजए। अण्णाणी किं काही, किं वा नाहिइ छेयपावगं॥१॥** માટે જ્ઞાનપદ સદા જયવંત છે. ॥ ૨ ॥

**સંયમ સાધનજ્ઞાન સહાયે, દશવૈકાલિક સૂત્ર જણાવે–જય૦**
**કરત ક્રિયા જેહ ઉજ્વલનાણી, તસ આરાધન ફલ**
**સમ નાવે–જય૦ ૩**

**અર્થ:**—પ્હેલાં કહ્યું તે પ્રમાણે યાદ રાખવું કે જ્ઞાનની સહાયથીજ સંયમ સાધી શકાય છે, એમ દશ વૈકાલિક સૂત્રના પાઠથી સાબીત થાય છે. તથા ઉજવળ એવા જ્ઞાન વડે જ્ઞાની પુરૂષ જે નિર્મલ ક્રિયા કરે, તે ક્રિયાની સરખામણીમાં બીજી

કોઈ પણ ક્રિયા ( આરાધના એટલે અજ્ઞાનીની ઘણી ઉત્કૃષ્ટ ક્રિયા પણ) આવતી નથી. કારણ કે જ્ઞાનપૂર્વક કરેલી ક્રિયા ઉત્તમ ફલને આપે છે. તેવું ફલ બીજી ક્રિયાથી મલતું નથી. માટેજ કહ્યું છે કે "જ્ઞાની શ્વાસોચ્છ્વાસમાં કઠિન કર્મ કરે નાશ, પૂર્વ ક્રોડ વરસો લગે, અજ્ઞાની કરે જેહ ॥ ૧ ॥ ॥ ૩ ॥

**સાકાર ઉપયોગ નિશ્ચલ ભાવી, લબ્ધિનિકેતન હોત સુરંગે–જય૦**

**ગુણ ગણ ભૂરૂહ મૂલ નિભાલી, આદર ભક્તિ અવિતથ ઉમંગે–જય૦ ૪**

**અર્થ**:—વળી ઉજવલ અને સ્થિર પરિણામવાળા એવા જે ભવ્ય જીવો ઘણાં આનંદભેર [ જ્ઞાનાદિકના વા ચારિત્રના રંગથી ] સર્વ લબ્ધિઓને રહેવાનું ઘર બને છે અથવા સિદ્ધ થાય છે, તે બધું સાકાર ઉપયોગ એટલે જ્ઞાનોપયોગના પ્રભાવેજ થાય છે. એટલે જ્ઞાનોપયોગમાં વર્ત્તતા જીવોજ ઉત્તમ લબ્ધિઓને પામી શકે છે. આ બાબતમાં જુઓ પુરાવો આ પ્રમાણે છે–"**सव्वाओ लद्धीओ सागारोवओगोवउत्तस्स, नो अणागारोवओगोवउत्तस्स**" જે ટાઈમે દર્શન ગુણનો ઉપયોગ ચાલુ હોય, ત્યારે લબ્ધિઓ પ્રકટેજ નહિ. આથી સાબીત થાય છે કે જ્ઞાન એ અલૌકિક પદાર્થ છે. છદ્મસ્થ જીવોને શરૂઆતમાં દર્શનોપયોગ હોય, ત્યારબાદ જ્ઞાનોપયોગ એમ દરેક અંતર્મુહૂર્ત્તે ઉપયોગની ફેરફારી થાય. આમાં જીવનો સ્વભાવજ કારણ તરીકે સમજવાનો છે, એ રીતે જે જ્ઞાન ગુણ

છે તે સર્વ આત્મગુણોના સમુદાય રૂપ ઉત્તમ ઝાડનું મૂળ છે. [ ગુણપ્રાપ્તિનો હેતુ છે ] એમ વિચારીને હે ભવ્ય જીવ ! તું ખરા ઉલ્લાસથી સાતમા દિવસે જરૂર શ્રી જ્ઞાનપદની ભક્તિ કરજે. ॥ ૪ ॥

**ઇષ્ટ અનિષ્ટ વિવેચનવંતા, અન્નાણતિમિર દિણેશ**
**લહંતા—જય૦**
**નેમિસૂરીશ્વર પદ્મ ભણંતા, જ્ઞાન ભલે હોય પૂજ્ય**
**મહંતા—જય૦ ૫**

**અર્થઃ**—તથા આ વસ્તુ ઇષ્ટ છે અને આ વસ્તુ અનિષ્ટ છે એટલે જીવને આ હિતકર છે અને આ અહિતકર છે એમ જ્ઞાનથી સમજીને ઇષ્ટનો આદર અને અનિષ્ટનો ત્યાગ કરનારા જીવો એટલે એ રીતે ઇષ્ટાનિષ્ટનું વિવેચન ( વિવેક ) કરનારા ભવ્ય જીવો જે બને છે, તે બધું અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનાર એવા જળહળતા જ્ઞાનરૂપી સૂર્યના પ્રતાપેજ જાણવું. આ પ્રસંગે શ્રી વિજયનેમિસૂરીશ્વર ગુરૂના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે એવા ઉત્તમ જ્ઞાનના પ્રતાપે [ શ્રુતજ્ઞાન આદિ ઉત્તમ જ્ઞાન વડે ] જીવો જગતમાં પૂજનિક થાય છે, તેમજ મહંત—મોટા મહિમાવાળા થાય છે, અથવા મહા પ્રભાવશાલી શ્રુતજ્ઞાનની મહંતા એટલે પૂજ—પૂજાભક્તિ કરનારા જીવો પોતે પણ પૂજ્ય થાય છે. ॥ ૫ ॥

---

**॥ દૂહા ॥**

**જ્ઞાન રજ્જુ મન થિર કરે, ક્રિયા મૂલ શ્રદ્ધાન;**
**જ્ઞાન મૂલ તસ આદરો, અભિનવ ભાનુ સમાન. ૧**

અર્થ:—જ્ઞાન રૂપી દોરડી મનને મજબૂત કરે છે, [ચિત્તને દૃઢ કરે છે], આ બાબતમાં એક કવિએ કહ્યું છે કે- "કુંભે બાંધ્યું જલ રહે, જલ વિણુ કુંભ ન હોય; જ્ઞાને બાંધ્યું મન રહે, ગુરૂ વિણુ જ્ઞાન ન હોય. ॥૧॥ અને તેવી મનની સ્થિરતાએ કરેલી ક્રિયાજ સફળ થાય છે, પરન્તુ તે સત્ક્રિયાનું મૂળ શ્રદ્ધા-સમ્યક્ત્વ છે, અને તે શ્રદ્ધાનું મૂળ જ્ઞાન છે, માટે હે ભવ્ય જીવો! [જ્ઞાનવાળી ક્રિયા અને જ્ઞાનવાળી શ્રદ્ધા સુંદર ફળદાયી હોવાથી] નવા સૂરજની જેવા જ્ઞાનપદની ભક્તિ કરવામાં જરૂર આદરભાવ રાખજો. એટલે પૂરેપૂરી અંતરંગ લાગણીથી (હૃદયના ખરા ઉમળકાથી) જ્ઞાનપદની જરૂર ભક્તિ કરજો. ॥ ૧ ॥

॥ ઢાલ ૨ જી ॥

[એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે એ વ્રત જગમાં દીવો—એ રાગ]

**સપ્તમ જ્ઞાનપદ પૂજો, જ્ઞાનરસિયા, સપ્તમ જ્ઞાનપદ પૂજો.**

**॥ એ ટેક ॥**

**સર્વજ્ઞ ભાષિત આગમ દાખ્યા, જીવાદય નવ તત્તા,**
**તસ બોધ સત્ય તે જ્ઞાન સ્મરીજે, પણ ભાવે નિજ સત્તા—જ્ઞાન૦ ૧**

અર્થ:—હે જ્ઞાનના રસિક જનો! નવપદમાં સાતમા જ્ઞાનપદની પૂજા-ભક્તિ કરો, કારણ કે શ્રી સર્વજ્ઞોએ પ્રરૂપેલાં [1]શ્રી સ્થાનાંગ સૂત્રાદિ આગમોમાં (સિદ્ધાન્તોમાં) જે જીવ

૧–પ્રાચીન કાલમાં અંગ સૂત્રો ૧૨ હતા, માટેજ "દ્વાદશાંગી" આવું નામ સુપ્રસિદ્ધ (જગજાહેર છે) પ્રભુ શ્રી મહાવીરદેવના નિર્વાણ સમયથી માંડીને હજાર વર્ષ સુધી એટલે વિ. સં. ૫૩૦ની સાલ સુધી બારમું અંગ શ્રી દૃષ્ટિવાદ હયાત હતું. ત્યાર પછી તે વિચ્છેદ પામ્યું.

વિગેરે નવ તત્ત્વો (૧) જીવ (૨) અજીવ (૩) પુણ્ય (૪)

એમ ઇતિહાસના ગ્રંથો જણાવે છે. આ અંગસૂત્રોમાં શ્રી સ્થાનાંગ સૂત્રનો ત્રીજો નંબર છે. પ્રાચીન કાલમાં પદની અપેક્ષાએ તે સૂત્રકૃતાંગ સૂત્રથી બમણું હતું એટલે ૭૨ હજાર પદો હતા. તેમાં દશ અધ્યયનો કહ્યા છે. પહેલા અધ્યયનમાં એકેક પદાર્થનું અને બીજા અધ્યયનમાં બે બે પદાર્થોનું વર્ણન કર્યું છે. આજ ક્રમે છેવટે દશમા અધ્યયનમાં દશ દશ પદાર્થોનું બહુજ સારૂં વર્ણન કર્યું છે. જે સાંભળતાં ઘણોજ આનંદ થાય. જીવ અજીવ વિગેરેની તથા નદી પર્વત વિગેરેની અને સ્વસમય પરસમય વિગેરેની બીના જાણવા માટે શ્રી સ્થાનાંગ સૂત્ર અપૂર્વ સાધન છે. અહીં દ્રવ્યાનુયોગ અને ચરણકરણાનુયોગની બીના વધારે જણાવી. આ સૂત્રના યોગોદ્વહન કરીને અભ્યાસ કરનારા મુનિવરો સંયમના સાધનોને સારી રીતે સમજીને નિર્મલ સંયમ સાધન કરી શકે છે. એ પ્રમાણે ચોથા અધ્યયનમાં (૧) માતાપિતાની જેવા શ્રાવક (૨) ભાઇ જેવા (૩) મિત્ર જેવા અને (૪) શોકની જેવા શ્રાવકોની તથા (૧) ચાટલાની જેવા (૨) સ્થાણું (ઝાડનું ઠુંઠું)ની જેવા (૩) ખરંટ જેવા અને (૪) ધજાની જેવા શ્રાવકોની બીના બે રીતે ચઉભંગી (ચાર ભાંગા) જણાવીને સમજાવી છે. એમ પાંચમા અધ્યયનમાં પાંચ અણુવ્રત–સમિતિ વિગેરેનું પણ વર્ણન આવે છે આગળ જતાં નવમા અધ્યયનમાં પ્રભુ શ્રી મહાવીર દેવનું શાસન (ધર્મ) એવું અલૌકિક છે કે જેની પરમ ઉલ્લાસથી નવ ભવ્ય જીવો આરાધના કરીને આવતી ચોવીશીમાં જરૂર તીર્થંકર થશે. આ નવે જણાંના નામો મૂલ સૂત્રમાં જણાવ્યા છે. ટીકાકાર શ્રી અભયદેવસૂરીશ્વરજી મહારાજે તેઓનું સંક્ષિપ્ત જીવન જણાવ્યું છે અને આ બીનાને 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિકના 'શ્રી તીર્થંકર નામકર્મ' આ લેખમાં પણ મેં વિસ્તારથી જણાવી છે. એમ બીજી પણ ઘણી બીના માનવ જીવનને નિર્મલ બનાવનારી આ સૂત્રમાં જણાવી છે.

પાપ (૫) આશ્રવ (૬) સંવર (૭) નિર્જરા (૮) બંધ (૯)-મોક્ષ એ ૯ તત્વો કહ્યાં છે, તે નવ તત્ત્વોનો જે યથાર્થ બોધ ( ખરી સમજણ તેજ જ્ઞાન કહેવાય, અને તેની સત્તા ( હયાતી ) પાંચ ભાવે એટલે પાંચે ભેદે કહેલી છે. તે આ પ્રમાણે—]. ॥ ૧ ॥

**મઇ સુય ઓહિ મણપજ્જવ અંતે, કેવલ ઇમ મૂલ ભેદે;**
**અડવીસ ચઉદસ છ દુ ઇગ તેના, ભેદ ઉત્તર બુધ વેદે–જ્ઞાન૦ ૨**

અર્થઃ-(૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન(૪) મનઃ-પર્યવજ્ઞાન. અને છેવટે (૫) કેવળજ્ઞાન. એમ જ્ઞાનના પાંચ મૂળ ( મુખ્ય ) ભેદ છે, અને તે દરેકના ઉત્તરભેદો પંડિતજનો અનુક્રમે ૨૮-૧૪ ( અથવા ૨૦ )-૬-૨-૧ એ પ્રમાણે જાણે છે-કહે છે [ એટલે મતિજ્ઞાન ૨૮ પ્રકારનું છે, શ્રુતજ્ઞાન ૧૪ પ્રકારનું, અવધિ ૬ પ્રકારનું, અને મનઃપર્યવ ૨ પ્રકારનું જાણવું, તેમજ કેવળજ્ઞાન ૧ પ્રકારનું છે ] ॥ ૨ ॥

**દ્વિવિધ પ્રત્યક્ષ પરોક્ષ સ્વભાવે, પ્રત્યક્ષ સ્વાધીન જાણે;**
**અક્ષનિમિત્ત પરોક્ષ કહાવે, તિગ દુગ ક્રમિક વખાણે –જ્ઞાન૦ ૩**

અર્થ:—તથા પ્રત્યક્ષ જ્ઞાન અને પરોક્ષ જ્ઞાન એમ બે પ્રકારનું જ્ઞાન છે, તેમાં ઇન્દ્રિય અને મન રૂપ નિમિત્ત વિના (તેની મદદ વિના) જીવને સ્વાધીનપણે જે જ્ઞાન થાય, એટલે આત્માને જે સાક્ષાત્ ( ઇન્દ્રિયાદિની મદદ વિના ) જ્ઞાન થાય તે પ્રત્યક્ષજ્ઞાન કહેવાય, અને ઇન્દ્રિય તથા મન રૂપ નિમિત્તથી

જે જ્ઞાન થાય, તે પરોક્ષ જ્ઞાન કહેવાય. અહીં પ્રત્યક્ષ અને પરોક્ષની વ્યાખ્યા આ પ્રમાણે જાણવી–અક્ષ–આત્માને પ્રતિ–સન્મુખ તે પ્રત્યક્ષ જ્ઞાન કહેવાય, અને અક્ષ–આત્માથી પર–એટલે જેમાં બીજા નિમિત્તની જરૂર પડે આવું જે જ્ઞાન તે પરોક્ષ જ્ઞાન કહેવાય તેમાં (૧) અવધિજ્ઞાન (૨) મનઃપર્યવ અને (૩) કેવળજ્ઞાન એ ૩ જ્ઞાન પ્રત્યક્ષજ્ઞાન તરીકે ઓળખાય છે, અને (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન એ બે જ્ઞાન પરોક્ષ જ્ઞાન તરીકે પ્રસિદ્ધ છે. એ પ્રમાણે અનુક્રમે પાંચ જ્ઞાનમાં પ્રત્યક્ષ અને પરોક્ષ એમ બે ભેદ જાણવા. ॥ ૩ ॥

**ચઉ ઉપકારી નહીં જગમાંહી, શ્રુત નિજ પર ઉપકારી;**
**પ્રત્યક્ષ જ્ઞાની વચન શ્રુતરૂપે, બોધક તસુ બલિહારી**
**–જ્ઞાન૦**

અર્થઃ—શ્રુતજ્ઞાન સિવાયનાં ૪ જ્ઞાન તે તે અવધિ જ્ઞાનાદિવાળા જ્ઞાનીને પોતાનેજ ઉપકારી છે, અને શ્રુતજ્ઞાન તો શ્રુતજ્ઞાનીને પોતાને અને બીજા જીવોને પણ ઉપકારી છે કારણકે જગતના પદાર્થો વચન રૂપે રહેલ શ્રુતજ્ઞાનથી જણાય છે. તેમ તે પોતાનું અને બીજા ચાર જ્ઞાનનું પણ સ્વરૂપ જણાવે છે તેથી સ્વપર ઉપકારી છે. તથા પ્રત્યક્ષ જ્ઞાનીઓ (અવધિજ્ઞાની આદિ જ્ઞાનીઓ) બીજા જીવોને બોધ કરે (સન્માર્ગ દેખાડે) છે, તે કાર્ય વચન રૂપ શ્રુતજ્ઞાનથીજ કરી શકે છે માટે તે શ્રુતજ્ઞાનની બલિહારી છે (તેને ધન્ય છે, કારણકે તે ઘણું કામ કરી શકે છે.) ॥ ૪ ॥

**કૃત્યાકૃત્ય સમયગત ભાવા, નયનિક્ષેપ વિભાગે;**
**વિધિ પ્રતિષેધ તદા જન જાણે, જબ જ્ઞાનદીપ હિય**
**જાગે–જ્ઞાન૦ ૫**

**અર્થ:**—સિદ્ધાન્તમાં કહેલાં કરવા યોગ્ય અને નહિ કરવા યોગ્ય કાર્યો, તથા નયના અનેક ભેદ અને નિક્ષેપના ભેદ, તથા નય નિક્ષેપના વિભાગ પૂર્વક કહેલા વિધિમાર્ગનાં વચનો અને નિષેધમાર્ગનાં વચનો, એ બધું ભવ્ય જીવો ત્યારેજ જાણી (સમજી) શકે છે કે જ્યારે તેઓના હૃદયમાં જ્ઞાનરૂપ દીપકની જ્યોતિ પ્રગટ થાય, એટલે જ્ઞાનથી કૃત્યા-કૃત્યનું અને નયાદિનું તથા વિધિમાર્ગ વિગેરે પદાર્થોનું જ્ઞાન થાય છે, એમ સમજીને હે ભવ્ય જીવો! સાતમા જ્ઞાનપદની પરમ ઉલ્લાસથી પૂજા-ભક્તિ કરો. ॥૫॥

**મિથ્યાજ્ઞાન અહિતકર જાણી, જિનશ્રુત જ્ઞાન ધરીજે;**
**આર્યરક્ષિત આગમધર હોવે, તો નિજ જનની રીઝે**

**—જ્ઞાન૦ ૬**

**અર્થ:**—મિથ્યાજ્ઞાન અહિતકર છે એમ જાણીને આત્માને હિતકર યથાર્થ જ્ઞાનજ ગ્રહણ કરવું, જેમ મિથ્યાજ્ઞાનને ભણેલા આર્ય રક્ષિતને જોઇને તેની માતા પ્હેલાં તો રાજી ન થઈ કારણ કે પુત્રવેદ આદિ ભણી આવ્યો તેમાં આત્મકલ્યાણ શું થવાનું? એમ જાણી માતા રાજી ન થઈ, પરન્તુ માતાનાં હિત વચનોથી જ્યારે શ્રી તોસલીપુત્ર આચાર્ય પાસે જઈને દીક્ષા લઈ આગમો ભણી આગમધર (જૈનાગમોના પારગામી) થયા ત્યારેજ માતા અત્યંત રાજી થઇ, માટે હિતકર એવું શ્રુતજ્ઞાનજ ગ્રહણ કરવા યોગ્ય છે. (ભણવામાં ઉદ્યમ કરવો જોઇએ.) શ્રી આર્યરક્ષિત સૂરિજીની બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી. ॥૬॥

# ॥ શ્રી આર્યરક્ષિત સૂરિજીની કથા ॥

અર્થ:—દશપુર નામના નગરમાં સોમદેવ નામે એક બ્રાહ્મણ રહેતા હતા. તેમને સોમા નામની પત્ની હતી. તે શ્રી જૈન ધર્મને શ્રદ્ધાપૂર્વક પાળતી હતી. તેમને આર્યરક્ષિત અને ફલ્ગુરક્ષિત નામે બે પુત્રો હતા. આ બેમાંના વડીલ પુત્ર આર્યરક્ષિતજી પાટલીપુર નામના નગરમાં જઇને સાંગોપાંગ વેદ, મીમાંસા, બૌદ્ધ વિગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરીને પોતાના દશપુર નગરની બ્હારના ભાગમાં આવ્યા. આ અવસરે અહીંના રાજાએ ધામધૂમ સહિત તેને હાથી ઉપર બેસાડીને નગર પ્રવેશ કરાવ્યો, અને ઇનામ વિગેરે આપીને સારામાં સારૂં સન્માન કર્યું. ત્યારબાદ તે માતાને વંદન કરવા ઘેર ગયો, ત્યારે તેને જોઇને માતા 'હે પુત્ર! તું સારો છે?' (એટલે તારી તબીયત સારી છે ને?) એમ કહીને મૌન રહી. આવા આનંદના પ્રસંગે પણ મારી માતા ઉદાસ કેમ છે? આ વિચારને લઇને પંડિત આર્યરક્ષિતજીએ માતાને પૂછયું કે હે માતાજી! હું તમામ શાસ્ત્રોને ભણીને તમને નમસ્કાર કરવા આવ્યો, તેથી તમારે રાજી થવું જોઇએ, તેને બદલે ઉદાસ કેમ થયા? માતા શુદ્ધ સમકીતધારી અને ધર્મના રંગથી રંગાયા હતા, તેથી યોગ્ય વિચાર કરીને તેમણે જવાબમાં જણાવ્યું કે–"હે પુત્ર! અત્યાર સુધીમાં તું જે જે શાસ્ત્રોને ભણ્યો એ બધા શાસ્ત્રો અધર્મમય હિંસાને ધર્મ તરીકે જણાવે છે માટેજ તે શાસ્ત્રો પોતાને અને પરને

અવળે રસ્તે દોરીને ભણનારને દુર્ગતિમાં લઇ જાય, એમાં નવાઇ શી? તારી પણ તે સ્થિતિ થશે. એમ જૈન દર્શનના પ્રભાવે જાણતાં છતાં હું તને જોઇને કઈ રીતે રાજી થાઉં? જો તું દૃષ્ટિવાદને ભણે તો હું જરૂર રાજી થઇશ." પૂજ્ય માતાજીના આવા વેણ સાંભળીને આર્યરક્ષિતે માતાને પૂછયું કે-હે માતાજી! જે ભણવાથી તમને આનંદ થાય, તે હું જરૂર ભણીશ. પણ કૃપા કરીને કહો કે મારે કોની પાસે તે શાસ્ત્રનો અભ્યાસ કરવો? જવાબમાં માતાએ જણાવ્યું કે પરમપૂજ્ય આચાર્ય મહારાજશ્રી તોસલી પુત્ર મહારાજની પાસે તું જા. તે તને દૃષ્ટિવાદ જરૂર ભણાવશે. માતાના આ વચન સાંભળીને સવારે માતાને વંદન કરીને તેની રજા લઇ આર્યરક્ષિત શ્રી દૃષ્ટિવાદ ભણવાને ઘેરથી ચાલ્યા.

આમાંથી સમજવાનું એ મલે છે કે જેમ આર્યરક્ષિતજી જ્ઞાની છતાં માતાને વંદન કરે, ઉપકાર ગણીને આજ્ઞા માગે એમ હાલના આર્ય બાલકોએ પણ સવારમાં ઉઠીને માબાપને જરૂર વંદન કરવું જોઇએ. કારણ કે આપણી ઉપર માતા પિતાએ હદપાર ઉપકાર કર્યા છે. જો તેમને ધર્મસાધનામાં આપણે પૂરે પૂરી અનુકૂલતા દઇએ તોજ તેમનો બદલો વળી શકે. એમ શ્રીસ્થાનાંગ સૂત્રના ત્રીજા અધ્યયનમાં કહ્યું છે. આપણા શાસન નાયક પ્રભુદેવ મહાવીરે પણ માતાના ગર્ભમાં નિશ્ચલ રહીને જગતના જીવોએ "માતાની અપૂર્વ ભક્તિ કરવી જોઇએ, ઠાર્યા એવા ઠરશો, અને બાળ્યા એવા બળશો" આ કહેવતને યાદ રાખીને માતાને દુઃખ

થાય એવું કાર્ય પણ કરવું જ ન જોઈએ. એમ કરીએ તો આ ભવમાં અને પર ભવમાં સુખી થઈએ" આવો બોધ પાઠ (શિખામણ) આપ્યો છે. તે વાત આર્યરક્ષિતજી જેવા વિનયવંત પુત્ર કેમ ભૂલે?

ઘેરથી નીકળતાં પિતાશ્રી સોમદેવના ભાઈબંધ એક બ્રાહ્મણ તેમને સામા મળ્યા. તેના હાથમાં સેલડીના સાડાનવ (૯ાા) સાંઠાં હતા, તે આર્યરક્ષિતને મલવા આવતો હતો. બ્રાહ્મણે આર્યરક્ષિતજીના ખૂશી ખબર પૂછીને સેલડીના સાંઠાં આપવા માંડયા, ત્યારે તેણે કહ્યું કે આ સાંઠા મારી માતાને આપજો. કારણ કે હાલ હું કારણસર બહાર જઉં છું આ સાંભળીને બ્રાહ્મણે તેના કહ્યા મુજબ કર્યું. અને આર્યરક્ષિતની સાથે જે વાતચીત થઈ તે પણ જણાવી. આ સાડાનવ સાંઠા જોઈને માતાએ વિચાર્યું કે મારો પુત્ર સાડાનવ [1]પૂર્વ ભણશે.

૧—દૃષ્ટિવાદ એ બારમું અંગ છે. તેના પાંચ ભેદ છે. તે આ પ્રમાણે ૧ પરિકર્મ (૨) સૂત્ર (૩) પૂર્વાનુયોગ (૪) પૂર્વગત (૫) ચૂલિકા. આમાં પૂર્વગત નામના વિભાગમાં ચૌદ પૂર્વો ગણવા. તે દરેકમાં શું શું બીના આવે છે? તથા દરેક પૂર્વના પદો કેટલા? આ બીના ટુંકામાં આ પ્રમાણે જાણવી. ૧—ઉત્પાદ પૂર્વ—અહીં જીવાદિ દ્રવ્યના ઉત્પાદ—વ્યય—ધ્રૌવ્ય વિગેરે ધર્મોનું સ્વરૂપ જણાવ્યું છે. આના એક ક્રોડ પદ જાણવા. ૨—અગ્રાયણીય પૂર્વ—આમાં તમામ જાતના બીજની કુલ સંખ્યા વિગેરે બીના વર્ણવી હતી. પદ—૯૬ લાખ હતા. ૩—વીર્ય પ્રવાદ આમાં વીર્ય (બલ, પ્રયત્ન) અને તેવા વીર્યને ધારણ કરનાર જીવોનું સ્વરૂપ હતું. પદ—૭૦ લાખ. ૪—અસ્તિ નાસ્તિ પ્રવાદ—સમ-

એમ આ શેલડીના શુકનથી જાણી શકાય છે.

અનુક્રમે આર્યરક્ષિતજી જ્યાં શ્રી તોસલી પુત્ર આચાર્ય મહારાજ બીરાજે છે, તે ઉપાશ્રયની પાસે આવ્યા. અહીં પોતે વિચાર કરે છે કે-"કઇ રીતે ગુરૂવંદન કરવું? તે હું જાણતો નથી" એટલામાં દઢરથ નામનો શ્રાવક આવ્યો. તેને હકીકત જણાવીને આર્યરક્ષિતજી તેની સાથે શ્રી ગુરૂમહારાજની પાસે

ભંગી ગર્ભિત સ્યાદ્વાદ દર્શનનું સ્વરૂપ હતું. આના પદ-૬૦ લાખ જાણવા. ૫-જ્ઞાનપ્રવાદ-પાંચ જ્ઞાનનું સ્વરૂપ હતું. પદ-એક ઓછા ક્રોડ પ્રમાણ જાણવા. શ્રી નંદીસૂત્ર વિગેરેની રચનાનું મૂલ સાધન આ જ્ઞાનપ્રવાદ પૂર્વ જાણવું. ૬-સત્યપ્રવાદ-આમાં તમામ ભાષાનું વિસ્તારથી વર્ણન અને ભાષ્યભાષકભાવનું સ્વરૂપ હતું. તથા પદની ગણત્રી ૧ ક્રોડ અને ૭ પદ પ્રમાણ જાણવી. ૭-આત્મપ્રવાદ-આત્માના "કર્તાપણું, ભોક્તાપણું, વ્યાપકપણું, નિત્યાનિત્યપણું" વિગેરે ધર્મોની બીના જણાવે છે. પદપ્રમાણ ૨૬ ક્રોડ. ૮-કર્મપ્રવાદ-આમાં તમામ કર્મોના બંધાદિ ભેદ વિગેરેનું બહુજ વિસ્તારથી વર્ણન હતું, પદ-૧ ક્રોડ ૮૦ લાખ. આમાંથી ઉદ્ધારરૂપે શ્રી પંચસંગ્રહાદિ થયા. ૯-પ્રત્યાખ્યાન પ્રવાદ-આમાં પ્રત્યાખ્યાન વિગેરેનું સ્વરૂપ હતું. પદ ૮૪ લાખ. ૧૦ વિદ્યાપ્રવાદ-ગુરૂ લઘુ વિગેરે ૭૦૦ વિદ્યાઓનું અને રોહિણી વિગેરે ૫૦૦ મહા વિદ્યાઓની બીના હતી. પદ ૧ ક્રોડ દસ લાખ. ૧૧-કલ્યાણપ્રવાદ-જ્યોતિષની, તથા શલાકા પુરૂષ, દેવ અને પુણ્યના ફલની બીના હતી. પદ ૨૬ ક્રોડ. ૧૨. પ્રાણાવાય-આમાં ચિકિત્સા-વાયુ મહાભૂતની બીના હતી. પદ ૧૩ ક્રોડ. ૧૩-ક્રિયા વિશાલ-આમાં છંદ, શબ્દશાસ્ત્ર, વ્યાકરણ, શિલ્પકલા વિગેરે બીના. પદ-૯ ક્રોડ. ૧૪-લોક બિંદુસાર-આમાં ૭ આરા વિગેરેની બીના અને પદ ૧૨ાા ક્રોડ.

આવ્યા, અને વંદન કરી યોગ્ય સ્થાને બેઠા. અવસરે દઢરથ શ્રાવકે આર્યરક્ષિતની જાતિ, કુલ વિગેરે જણાવીને છેવટે શ્રી ગુરૂમહારાજને કહ્યું કે–' આ આર્યરક્ષિત ચૌદ વિદ્યાના જાણુકાર છે. રાજાએ ગઈ કાલે તેને ધામધૂમથી પુર પ્રવેશ કરાવ્યો છે." આ પ્રસંગે આર્યરક્ષિતજીએ શ્રી ગુરૂમહારાજને વિનંતિ કરી કે–હું દૃષ્ટિવાદનો અભ્યાસ કરવા માટે આપની પાસે આવ્યો છું. તે કૃપા કરીને ભણાવો. આ સાંભળીને ગુરૂએ કહ્યું કે–"જો તમે પવિત્ર સર્વવિરતિ ચારિત્રને સ્વીકારો, તો અનુક્રમે અવસરે અમે દૃષ્ટિવાદ સૂત્ર ભણાવી શકીએ." શ્રી ગુરૂમહારાજના આ વચનો સાંભળીને તેમણે તે વાત કબૂલ કરી અને પરમ ઉલ્લાસથી ચારિત્રધર્મ (દીક્ષા) ગ્રહણ કર્યો. ત્યાર બાદ ઐતિહાસિક ગ્રંથોના અવલોકન દ્વારા જાણી શકાય કે વી. સં. ૫૨૨ માં જન્મેલા શ્રી આર્યરક્ષિતની દીક્ષા શ્રી વીરનિર્વાણ સંવત ૫૪૪ માં થઈ એટલે ૨૨ વર્ષની ઉંમરે સંયમી બન્યા. શ્રી ગુરૂ મહારાજને કહ્યું કે જો હું અહીં રહીશ તો રાગને લઇને સ્વજન વિગેરે વિવિધ ઉપદ્રવ કરીને મને સંયમથી ભ્રષ્ટ કરશે" માટે આપણે અહીં રહેવું એ વ્યાજબી નથી. શિષ્યના આ વચનો સાંભળીને મુનિશ્રી આર્યરક્ષિતજી વિગેરે પરીવારને સાથે લઈને શ્રી ગુરૂમહારાજે બીજા સ્થલે વિહાર કર્યો. શ્રી ગુરૂમહારાજે પોતાની પાસે જેટલું શાસ્ત્રીય જ્ઞાન વિગેરે હતું, તે બધું મુનિશ્રી આર્યરક્ષિતજી મહારાજને ભણાવ્યું. આથી વધારે પૂર્વોનું જ્ઞાન મેળવવા માટે શ્રી ગુરૂમહારાજે કહ્યું કે મારી આજ્ઞા છે કે તમે શ્રીવજ્રસ્વામીજીની પાસે ભણવા જાઓ આ આજ્ઞા પ્રમાણે આર્યરક્ષિતજી મહારાજ

ગુરૂની પાસેથી [1]શ્રી વજ્રસ્વામિજીની પાસે જવા નીકળ્યા. અનુક્રમે શ્રી આર્યરક્ષિતજી મહારાજ ઉજ્જયિની નગરીમાં આવ્યા. અહીં એમને ખબર પડી કે પૂજ્યશ્રી ભદ્રગુપ્તસૂરિજી મહારાજ આ નગરીમાં છે. ત્યાં જઈને વંદના કરી. સૂરિજી મહારાજ આર્યરક્ષિતજીને જોઇને ઘણાં રાજી થયા. કેટલીએક વાતચીત થયા બાદ સૂરિજી મહારાજે આર્યરક્ષિતજીને કહ્યું કે–હે વત્સ! મારૂં આઉખું થોડું છે, તેથી હું અનશન કરવા ચાહું છું, માટે તું મારો નિર્યામક (નિઝામણા; અંતિમ આરાધના કરાવનાર) થા. એમ હું યાચના કરૂં છું. શ્રી આર્યરક્ષિતજીએ તેમ કરવા કબૂલ રક્યું. અનશનને અંગીકાર કર્યા (લીધા) બાદ શ્રી ભદ્રગુપ્તસૂરિ મહારાજે આર્યરક્ષિતજીને કહ્યું કે–હે વત્સ! જો કે તું વજ્રસ્વામીની પાસે અભ્યાસ કરવા (ભણવા) જાય છે, તે બહુજ સારૂં છે, પણ રહેવાની બાબતમાં એટલું તો તારે જરૂર યાદ રાખવું કે તેની સાથે તારે એક ઉપાશ્રયમાં રહેવું નહિ.

---

૧—આ શ્રી વજ્રસ્વામિનો જન્મ વી. સં. ૪૯૬માં અને ધનગિરિની દીક્ષા પણ તેજ સાલમાં થઇ. અને ૫૦૪માં દીક્ષા, ૫૧૬માં આચાર્ય પદવી, તથા ૫૪૮માં યુગપ્રધાન પદવી. અને ૫૭૮માં શ્રી શત્રુંજયનો ઉપદ્રવ દુર કર્યો, તેમજ જાવડશાની પાસે ઉદ્ધાર કરાવ્યો. અને વી. સં. ૫૮૪માં રથાવર્તગિરિ ઉપર અનશન કરી સ્વર્ગે ગયા. યાદ રાખવું કે વીર સં.માં અને વિક્રમ સં.માં ૪૭૦ વર્ષનો, અને ઇસ્વી સન અને વી. સં.માં ૫૬ વર્ષનો ફરક છે.

૨. સંભવ છે કે આ પ્રસંગ વી. સં. ૫૪૮ અને ૫૭૦ ના વચગાળે બન્યો હોય.

**પ્રશ્ન**—તેનું શું કારણ? એમ આર્યરક્ષિતજીએ પૂછ્યું.

**ઉત્તર**—જવાબ દેતાં સૂરિજી મહારાજે કહ્યું કે—"જે સોપક્રમ[1] આયુષ્ય જીવ વજ્રસ્વામીની સાથે એક રાત પણ રહે, તે તેમની સાથે મૃત્યુ પામે" આ કારણથી તારે જૂદા ઉપાશ્રયમાં રહીને ભણવું. શ્રી આર્યરક્ષિતજીએ આ હિતશિક્ષા રાજી થઇને સ્વીકારી. સૂરિજીને નિર્યામણા પણ બહુજ સારી રીતે કરાવી. અંતે તે કાલધર્મ (મૃત્યુ) પામ્યા બાદ શ્રી આર્યરક્ષિતજી ઉજ્જયિની નગરીથી વિહાર કરીને જ્યાં શ્રી વજ્રસ્વામીજી રહ્યા છે, તે સ્થલ (ગામ)ની બ્હારના ભાગમાં રાતે પાછલે પ્હોરે રહ્યા. આ રાતે શ્રી વજ્રસ્વામિજીને એવું સ્વપ્ન આવ્યું કે કોઇ અતિથિ (પરોણા સાધુ) મારા પાત્રમાં રહેલું બધું દૂધ પી ગયો. સવારે શ્રી આર્યરક્ષિતજી મહારાજ પૂજ્યશ્રી વજ્રસ્વામિની પાસે આવ્યા, ને પરમ ઉલ્લાસથી વંદન કરીને વિનય પૂર્વક યોગ્ય સ્થાને બેઠા.

સૂરિજી—કેમ શરીરે સુખશાતા વર્ત્તે છો?

આર્યર૦—આપશ્રીજીના પસાયથી સર્વ પ્રકારે સુખશાતા વર્ત્તે છે.

સૂરિજી—તમે ક્યાં ઉતર્યા છે.

આર્યરક્ષિત—હું ગામની બ્હાર રહ્યો છું.

૧—જેટલું આઉખું બાંધ્યું હોય, તેટલુંજ ભોગવાય તે નિરૂપક્રમ આઉખું કહેવાય, આનાથી ઉલટું એટલે જે પ્હેલાં કરતાં ઓછું થાય, તે સોપક્રમ કહેવાય. વધારે બીના શ્રી સંવેગમાલા અને શ્રી શ્રાવક ધર્મજાગરિકામાં જણાવી છે.

સૂરિજી—બ્હાર રહીને તમે શી રીતે ભણી શકશો?

આર્યરક્ષિત—પૂજ્યશ્રી ભદ્રગુપ્ત સૂરિજીના કહ્યા મુજબ મેં તે પ્રમાણે અલગ નિવાસ કર્યો છે.

જ્ઞાનનો ઉપયોગ દેતાં સૂરિએ આ વાતનો મુદ્દો જાણી લીધો, અને કહ્યું કે તેમના કહ્યા પ્રમાણે તમે વ્યાજબી કર્યું છે. યોગ્ય અવસરે શ્રી આર્યરક્ષિતજી મહારાજે સૂરિજીની પાસે પૂર્વોનો અભ્યાસ કરવા (ભણવા) માંડયો. અનુક્રમે તીવ્ર બુદ્ધિબલને લઈને થોડાજ ટાઈમમાં તેઓએ પૂરેપૂરા નવ પૂર્વોનો અભ્યાસ કરી લીધો. દશમા પૂર્વની શરૂઆત કરી ત્યારે શ્રી વજ્રસ્વામિજીએ આર્યરક્ષિતજીને કહ્યું કે–હે મહાનુભાવ! તમે આ દશમા પૂર્વના યમકને જલ્દી ભણો. શ્રી આર્યરક્ષિતજીએ શ્રી ગુરૂમહારાજના કહ્યા પ્રમાણે કર્યું. શ્રી આર્યરક્ષિતના વિયોગથી દુ:ખી થયેલા માતાપિતાએ તેમને બોલાવવા માટે નાના ભાઈ ફલ્ગુરક્ષિતને મોકલ્યો, તેણે અહીં આવીને શ્રી આર્યરક્ષિતજીને કહ્યું કે-"હે ભાઇ! આપ મારી સાથે આપણા કુટુંબને પ્રતિબોધ કરવા પધારો અને મારે પણ દીક્ષા લેવાની ઇચ્છા છે." નાના ભાઇના આ વચન સાંભળીને શ્રી આર્યરક્ષિતજીએ સમજાવીને ફલ્ગુરક્ષિતને દીક્ષા આપી. ત્યાર બાદ તેમણે શ્રી વજ્રસ્વામિ મહારાજને વીનંતિ કરી કે–"હે પ્રભો! આપશ્રીજી ફરમાવો તો હું મારા માતાપિતા વિગેરેને પ્રતિબોધ કરવા જઉં." જવાબમાં ગુરૂ મહારાજે કહ્યું કે–હે મહાનુભાવ! હાલ તમે અભ્યાસ કરો. ભણવાના ટાઈમમાં બીજો વિચાર કરવો નહિ. શ્રી આર્યરક્ષિતજી યમકનો અભ્યાસ કરતાં

થાકી ગયા હતા, તેથી ફરી તેમણે ગુરૂમહારાજને પૂછ્યું કે–મારે ભણવાનું કેટલું બાકી રહ્યું છે? જવાબમાં શ્રી ગુરૂમહારાજે જણાવ્યું કે–હે મહાનુભાવ! અત્યાર સુધીમાં તમે બિંદુ (પાણીના ટીપાં) જેટલું ભણ્યાં, અને સમુદ્ર જેટલું ભણવાનું બાકી રહ્યું છે. પણ તમે ભણવામાં તીવ્ર ઉત્સાહ ધરાવો (રાખો) છો અને બુદ્ધિશાલી છો, તેથી જલ્દી ભણી રહેશો. આ પ્રમાણે શ્રી ગુરૂમહારાજે તેમને વારંવાર ભણવામાં ઉત્સાહ પમાડ્યો, તો તે નાનાભાઈ મુનિ ફલ્ગુરક્ષિતજીની સાથે વીનંતિ કરવા લાગ્યા કે–"હે પ્રભો! આ મારો નાનો ભાઇ મને બોલાવવા આવ્યો છે, માટે આપ કૃપા કરીને આજ્ઞા આપો, તો હું તેને સાથે લઇને કુટુંબને પ્રતિબોધ કરવા (ધર્મ પમાડવા) જઉં" આ અવસરે જ્ઞાનનો ઉપયોગ દેતાં શ્રી ગુરૂમહારાજે જાણ્યું કે–"અહીંથી ગયા પછી આ આર્યરક્ષિતજી પાછા આવશે નહિ, અને મારૂં આઉખું પણ થોડુંજ બાકી રહ્યું છે. આ દશમું પૂર્વ તો મારામાંજ રહેવાનું છે. હવે પછી કોઈ તે ભણશે નહિ." આ પ્રમાણે ભાવી વસ્તુસ્થિતિ જાણીને ગુરૂએ જવાની રજા આપી. અહીંથી વિહાર કરીને શ્રી આર્યરક્ષિતજી દશપુર નગરે પધાર્યા, અને ઉત્તમ ધર્મનું સ્વરૂપ સમજાવીને બધા કુટુંબને જૈનધર્મી બનાવ્યું, અને રાજાને શ્રદ્ધાલુ બનાવ્યો.

એક વખત [1]સૌધર્મેન્દ્રે મહાવિદેહ ક્ષેત્રમાં શ્રી સીમંધર

૧–યાદ રાખવું કે દેવલોકમાં બધા ઇંદ્રો ભવ્ય અને સમ્યગ્દૃષ્ટિજ હોય બીજા દેવોમાં કેટલાએક સમ્યગ્દૃષ્ટિ હોય અને કેટલાએક મિથ્યા દૃષ્ટિ પણ હોય. અભવ્ય જીવ ઇંદ્રપણું ન પામે.

પ્રભુને વાંદીને નિગોદ સ્વરૂપ પૂછ્યું. પ્રભુદેવે તે નિગોદની યથાર્થ બીના જણાવી. આ સાંભળીને ઈંદ્રે પૂછ્યું કે—ભરતક્ષેત્રમાં આવું કહી શકે એવા કોઇ છે? પ્રભુએ કહ્યું કે તેવા આર્યરક્ષિત છે. ઈંદ્રે અહીં આવીને શ્રી આર્યરક્ષિતને નિગોદની બીના પૂછી, ત્યારે તેમણે યથાર્થ બીના જણાવી. આ સાંભળીને સૌધર્મેન્દ્ર રાજી થઇને દેવલોકમાં ગયા. અતિહાસિક ઘટનાઓ વિચારતાં એમ લાગે છે—વીર સં૦ ૫૮૪ માં (ઇસ્વીસન ૬૯ માં) શ્રી આર્યરક્ષિત સૂરિજી મહારાજે ચાર અનુયોગ જૂદા કર્યા એમ સંભવે છે. બાર દુકાળી (બાર વર્ષનો દુકાળનો ટાઇમ) પૂરી થઇ, અને શ્રી નાગેન્દ્ર, ચંદ્ર અને નિવૃત્તિ તથા વિદ્યાધરની દીક્ષા થયા બાદ વીર સં૦ ૫૯૭ માં (વિ૦ સં૦ ૧૨૭ માં અને ઇસ્વીસન ૭૧ માં) શ્રી આર્યરક્ષિત સૂરિજી મહારાજ છેવટે અનશન કરી સ્વર્ગે પધાર્યા.

## ॥ સારાંશ ॥

ઉપરની બીના જાણીને ભવ્ય જીવોએ યાદ રાખવું કે આત્માનું હિત કરનાર સમ્યગ્જ્ઞાન છે તેથી તેની આરાધના કરીએ તો જરૂર સમ્યગ્ચારિત્ર પામીએ, અને તેને આરાધીને મોક્ષના સુખ જરૂર પામીએ.

**આચાર પાલન આત્મ ઉદ્દેશી, બોધ અધ્માતમ સાચો;**
**ઉદ્યત યોગી જનો જેહ સાધે, ક્ષણ ક્ષણ એહિજ યાચો—જ્ઞાન૦ ૭**

અર્થ—આત્મકલ્યાણુનાજ ઉદ્દેશથી જ્ઞાનાચાર વિગેરે પાંચે આચારનું ( ધર્માનુષ્ઠાનોનું ) પાલન કરવું એજ સાચું અધ્યાત્મજ્ઞાન છે. કહ્યું છે કે–" આત્માનમધિકૃત્ય–પંચાચાર આરિમા " માટેજ મોક્ષમાર્ગને સાધવામાં ઉદ્યમવાળા યોગીઓ પણ ( ચારિત્રધારી મુનિ મહાત્માઓ) જે સાચા અધ્યાત્મજ્ઞાનને દરરોજ સાધે છે, તેજ અધ્યાત્મજ્ઞાનની હે ભવ્ય જીવો ! તમે ક્ષણે ક્ષણે યાચના (માગણી) કરો એટલે એવા સાચા અધ્યાત્મજ્ઞાનને મેળવવા જરૂર ઉદ્યમ કરો ॥૭॥

**ઇણ ભવિયા પઢતા નિસુણંતા, મયગમ અંકુસ માની;**
**નેમિ સૂરીશ્વર પદ્મ ભણંતા, જે વિરતા તે જ્ઞાની–જ્ઞાન૦ ૮**

અર્થ—હે ભવ્ય જીવો ! તે અધ્યાત્મજ્ઞાન મદ એટલે અભિમાન રૂપ હસ્તિને વશ કરવામાં અંકુશ સરખું છે, એમ જાણીને તેવા અધ્યાત્મજ્ઞાનને અથવા તેના કારણ રૂપ શ્રુતજ્ઞાનને ભણતાં ભણતાં અથવા સાંભળતાં સાંભળતાં વિરાગી થઇ સંસારથી વિરક્ત થયા તેજ ભવ્યજીવો યથાર્થજ્ઞાની કહેવાય. (વા અધ્યાત્મજ્ઞાની કહેવાય) કારણ કે જ્ઞાન (ભણ્યા)નું ફલ વિરતિજ છે. આ બાબતમાં અન્યૂન દશ પૂર્વધર પરમ પૂજ્ય શ્રી ઉમાસ્વાતિવાચક મહારાજે કહ્યું છે કે—

विनयफलं शुश्रूषा–गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ॥
" ज्ञानस्य फलं विरति "–विरतिफलं चाश्रवनिरोधः ॥१॥
संवरफलं तपोबलमथ तपसो निर्जरा फलं दृष्टम् ॥
तस्मात्क्रियानिवृत्तिः–क्रियानिवृत्तेरयोगित्वम् ॥ ७२ ॥
योगनिरोधाद्भवसंततिक्षयः संततिक्षयान्मोक्षः ॥
तस्मात्कल्याणानां सर्वेषां भाजनं विनयः ॥ ७३ ॥

જેઓ ભણેલા હોય, છતાં ધાર્મિક પવિત્ર અનુષ્ઠાનની આરાધના કરવા તરફ અરૂચિ ધરાવતા હોય, અને એમ કહે કે ક્રિયાની શી જરૂર છે? આવા જીવોને એક કવિએ મશાલચી જેવા કહ્યા છે. તે આ પ્રમાણે-દુહો-" પંડિત ભયે મશાલચી, વાતો કરે બડાઇ ॥ ઓરનકું અજવાલા કરે, આપ અંધેરે જાઈ ॥૧॥" આમ કહેવું એ અક્ષરસર વ્યાજબીજ છે. કારણકે ક્રિયાની અરૂચિવાળા જીવો જ્ઞાનગુણને લઇને બીજાને કદાચ રસ્તે ચઢાવે, પણ પોતે તો કંઇ પણ પોતાનું હિત કરી શકતા નથી. મશાલચી (મશાલ ધરનાર) મશાલને પકડીને આગલ ચાલે, ત્યાં આગળના ભાગમાં તે બીજાને અજવાશનો લાભ આપે છે, પરંતુ તેમને પોતાની બાજુ તો અંધારૂંજ હોય છે. એમ ક્રિયા વિના એટલે ચારિત્રની આરાધના કર્યા સિવાય એકલા જ્ઞાનથી કોઇ દિવસ આત્માને નિર્મલ બનાવી શકાયજ નહિ. આ બાબતમાં ઉંડા ઉતરીને વિચાર કરીશું તો આપણને જરૂર સમજાશે કે-એક માણસને અમુક ઇષ્ટ નગરે જવાની ઇચ્છા છે, તેણે એક જણને પૂછીને તે ઇષ્ટ નગરે જવાનો રસ્તો જાણી લીધો. આવો માણસ જ્યાં સુધી તે જાણીતા રસ્તે ચાલવાની ક્રિયા ન કરે, ત્યાં સુધી શું ઇષ્ટ નગરે પહોંચશે ખરો? ક્રિયા તરફ અરૂચિ ધરાવનાર જીવો ઉપરના પ્રશ્નનો શું જવાબ આપશે? જો તે સમજુ કે વિચારશક્તિ ધરાવતો હશે, તો તે સરલતાથી એમ કહેશે કે જ્યારે વ્યાવહારિક કાર્યમાં ક્રિયાની જરૂર પડે છે, તો તે પછી ક્રિયા વિના એટલે નિર્મલ ચારિત્રની આરાધના વિના મોક્ષ કઇ રીતે મલી શકે? એટલે નજ મલી શકે. વાસણને કાટ લાગ્યો હોય, તો તેને સાફ કરતાં અને મેલા લૂગડાંને

ધોતાં તથા ભૂખ લાગી હોય તો તેને શાંત કરવા પણ ક્રિયા ( થાળીમાંથી કોળીઓ ઉપાડી મોંઢામાં મૂકવો, ચાવવું વિગેરે)ની જરૂર પડે છે. દીર્ઘ દ્રષ્ટિ વાપરીને વિચારીશું તો જરૂર માલમ પડશે કે જ્ઞાનની સફલતા ક્રિયાને લઇનેજ છે એટલે જ્ઞાન અને ક્રિયાની સાધના કરવાથી મુક્તિપદ મલી શકે. આજ ઇરાદાથી આ ચાલુ પૂજાની છેવટમાં જણાવ્યું કે–ખરો જ્ઞાની કોણ ? ઉત્તર—હે જીવ ? જેમ મશાણીયા લાડવામાં કે લસણમાં એલચીનો સ્વાદ હોયજ નહિ, તેમ આ સંસાર પણ સ્વાદ વિનાનો અને દુઃખ રૂપ છે સર્વ વિરતિ ચારિત્રધર્મને અહીં સાધવાનો આ અપૂર્વ અવસર મળ્યો છે. કરોડો રત્નો દેતાં પણ ગયેલો સમય પાછો મેળવી શકાય નહિ. ઉભે પગે નીકળવામાંજ બ્હાદુરી છે. આવું વિચારીને જેઓ સિંહ પેઠે શૂરવીર બનીને સંયમની નિર્મલ સાધના કરે, તેઓજ ખરા જ્ઞાની ( સમજુ ) કહી શકાય, બીજા નહિ. ॥ ૮ ॥

॥ ઇતિશ્રી જ્ઞાનપદ પૂજા સમાપ્તા ॥

---

# ॥ સમ્યગ્જ્ઞાનનું રહસ્ય ॥

**नाणं पयासगं सोहओ तवो संजमो अ गुत्तिघरो ॥**
**तिण्हंपि समाओगे-मोक्खो जिणसासणे भणिओ ॥ १ ॥**

શ્રી જૈનેંદ્ર શાસન એ મન વચન કાયાના ત્રિવિધ તાપને શમાવે છે. અને તે ઉત્તમ જ્ઞાન સહિત ક્રિયાની આરાધના કરવાથી જે આનંદ થાય તેના ધોધપ્રવાહથી ભરેલું છે. આવા ભાવ સંપત્તિને દેનારા શ્રી જૈનેન્દ્ર શાસનમાં ઉત્તમ જ્ઞાન અને ક્રિયાની યથાર્થ (ખરી, નિર્મલ) આરાધના કરીએ તો મોક્ષના સુખ પામીએ, એમ ટુંકામાં કહી શકાય. અને આ વચનનેજ વિસ્તારીને ઉત્તમ દર્શન, જ્ઞાન, અને ચારિત્ર એ ત્રણની સાધના કરવાથી મુક્તિપદ મળે, એમ કહી શકાય. આ બાબતમાં અનુક્રમે પુરાવા આ પ્રમાણે જાણવા-કરેમિભંતે (શ્રી સામયિકસૂત્ર) ના વિવરણરૂપ શ્રી વિશેષાવશ્યક સૂત્રમાં કહ્યું છે કે-" ज्ञानक्रियाभ्यां मोक्षः " અને શ્રી તત્ત્વાર્થ સૂત્રમાં કહ્યું છે કે " सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः "

**પ્રશ્નઃ**—ઉપરના સૂત્રોમાં ક્રિયાની પ્હેલાં જ્ઞાન કહ્યું, તેનું શું કારણ ?

**ઉત્તરઃ**—જ્ઞાન હોય તોજ ક્રિયાની નિર્દોષ આરાધના થઇ શકે, આ ઈરાદાથી સૂત્રકારે ક્રિયાની પ્હેલાં જ્ઞાન કહ્યું છે. જેમ ત્રિફળાં (હરડાં, બેડાં, આમળા) પાણીને સાફ કરે છે, એમ આત્મામાં રહેલો જૂનાં કર્મો રૂપી કચરો સાફ કરવાને

સમર્થ હોય, તો તે એક નિયાણારહિત, વિધિને જાણીને તે પ્રમાણે કરેલી તપશ્ચર્યાજ છે. અને જે નવાં કર્મો આવે, તે કર્મોને સંયમ રોકી શકે છે. આ સંયમ અને તપની સાધનાનો વિધિ જ્ઞાન દ્વારા સમજી શકાય છે. માટે શરૂઆતમાં જ્ઞાન એ પ્રકાશક છે એમ કહ્યું. આ ત્રણેની સાધનાથી મુક્તિપદ પામી શકાય. અહીં જેમ જ્ઞાનને પ્હેલું કહ્યું એમ છએ જીવનિકાયનું સ્વરૂપ, સંયમની દુર્લભતા વિગેરે ઉત્તમ આ- ચારને જણાવનાર શ્રી દશવૈકાલિક સૂત્રના ચોથા ષડ્જીવનિકા નામના અધ્યયનમાં પરમ પૂજ્ય આચાર્ય મહારાજશ્રી[1] શય્યંભવ સૂરિમહારાજે પણ જ્ઞાનને 'પ્હેલું' કહ્યું છે. તેનો મુદ્દો એ છે કે—"શ્રી જૈન ધર્મનું મૂલ (પાયો) દયા છે, જીવ અજીવ વિગેરેની સમજણ હોય તોજ જીવને બચાવી શકાય, નહિ તો એવું બને કે અજીવને બચાવે અને જીવને હણે. તેમજ જ્ઞાન હોય, તોજ મારૂં કલ્યાણ શાથી થશે? કયા કયા પાપના કારણો મારે છોડવા જોઈએ? આ બધું જીવ જાણી શકે છે." તે પાઠ આ પ્રમાણે જાણવો—

**पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ॥**
**अण्णाणी किं काही, किं वा नाहीइ छेयपावगं ॥ १ ॥**

---

૧ આ સૂરિજી મહારાજનો જન્મ વી૦સં૦૩૬ માં, અને સં. ૬૪ માં ૨૮ વર્ષની ઉંમરે દીક્ષા, તથા વી૦ સં૦–૭૫ માં યુગ પ્રધાન થયા. સંભવ છે કે તેમણે વી૦ સં૦ ૮૪ અને ૯૪ની વચ્ચેના કાલમાં દશ વૈકાલિક બનાવ્યું હોય. અને મનક મુનિનો સ્વર્ગવાસ પણ તેજ અરસામાં સંભવે છે. તથા વીર સં૦–૯૮માં સ્વર્ગવાસ થયો.

આવી જ્ઞાનની જરૂરિયાતને ધ્યાનમાં લઈને બીજા અનેક ગ્રંથોમાં કહ્યું છે કે (૧) જ્ઞાન એ ત્રીજી આંખની જેવું છે. કારણ કે તે દ્વારા અતીન્દ્રિય પદાર્થોની પણ બીના આપણે સ્પષ્ટ જાણી શકીએ છીએ. તથા (૨) અલૌકિક સૂરજ જેવું જ્ઞાન છે. કારણ કે જે અભ્યંતર અજ્ઞાન આપણને સંસાર ચક્રમાં રખડાવી રહ્યું છે, તેને જ્ઞાનથીજ દૂર કરી શકાય છે. (૩) આશ્ચર્યકારી ઘરેણાં જેવું જ્ઞાન છે. કારણ કે અજ્ઞાની માણસ દેખાતાં સોના રૂપાનાં ઘરેણાં ભલે પ્હેરે, પણ જેવી શોભા જ્ઞાની માણસ જ્ઞાનના પ્રતાપે અહીં અને પરદેશમાં પામે છે તેવી શોભા ઘરેણાંને ધારણ કરનાર અજ્ઞાની પામી શકતો નથી. (૪) હોંશિયાર ચોર પણ ન ચોરી શકે તેવા દિવ્ય ધનની જેવું જ્ઞાન છે. કારણ કે દુનિયામાં દેખાતું સોનું વિગેરે ધન ચોર ચોરી શકે, પણ જ્ઞાનની ચોરી થઈ શકેજ નહિ. ઉલ્ટું કથાનકોમાં એમ સંભળાય છે કે **'संमीलने नयनयोर्न हि किंचिदस्ति'** આ સમસ્યા પૂરનાર ગુનેગાર ચોરને રાજાએ મુક્ત કર્યો. અને ઉન્માર્ગેજ જતા જીવોને ચોરી વિગેરે પાપના રસ્તેથી હઠાવી સન્માર્ગમાં પણ જ્ઞાન જ લાવી શકે છે. તથા હિંસા ધનની મૂર્છા વિષય વિગેરેને ન સેવવા જોઇએ અને વૈરાગ્ય સંજમ તપ દયાની સેવના કરવી જોઈએ, વિગેરે બાબતની સમજણ પણ જ્ઞાનથી થઇ શકે છે. કષાયમોહનીય વિગેરે કર્મ રૂપી પર્વતને ભેદવાને વજ્ર જેવું જ્ઞાન છે, તે મનને નિર્મલ બનાવે છે. આવા આવા અનેક વિશાલ મુદ્દાઓને ધ્યાનમાં લઈને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે " **पीयूषमसमुद्रोत्थमित्यादि** વચનો દ્વારા સાફ

જણાવ્યું છે કે-"જ્ઞાનના સંસ્કારવાલી ક્રિયા સોનાના ઘડા જેવી જાણવી." તથા જેમ દેડકાનું કલેવર બળીને રાખ થયું હોય, તો તેમાંથી નવાં દેડકાં ઉપજેજ (થાય) નહિ, તેમ જ્ઞાન પૂર્વક ક્રિયાની આરાધના કરતાં જે કર્મ ખપે, તે ફરી ન બંધાય. તથા જ્ઞાનવાળી ક્રિયા સૂર્યના પ્રકાશ જેવી, અને જ્ઞાન વિનાની ક્રિયા આગીયા જીવડાના પ્રકાશ જેવી કહી છે. તથા અનેક ગ્રંથોમાં આવા જ્ઞાન ગુણને ધારણ કરનાર સંયમધારી શ્રી મુનિરાજ વગેરેની ઉર્ધ્વગતિ થાય, એમ કહ્યું છે. આવી અનેક અપેક્ષાઓને લક્ષ્યમાં લઇને શ્રી ન્યાયાચાર્ય વગેરે અનેક પ્રામાણિક મહાપુરૂષોએ જ્ઞાનના ઉત્કર્ષને ચારિત્ર જણાવ્યું છે. તે સર્વાંશે ઘટિતજ છે. એમાં પણ ખરૂં રહસ્ય એ સમજવાનું છે કે—જે જીવને જ્ઞાનની પરિપાકદશા (ઉત્કૃષ્ટપણું) હોય, તે જીવને જરૂર ચારિત્ર હોય. આજ ઇરાદાથી પ્રશમરતિ આદિ અનેક શાસ્ત્રોમાં કહ્યું છે કે જ્ઞાનનું એટલે ભણ્યાનું ફલ એ કે 'વિરતિ ગુણને મેળવવા' જ્યારે મોહવાસનાનું તોફાન શાંત થાય, ત્યારે સમજવું કે હવે આપણે જ્ઞાનનું ફલ પામ્યા છીએ.

વળી એ પણ જરૂર યાદ રાખવા જેવી બીના છે કે—ખરી આત્મિક શાંતિ મોહરાજાને હરાવીએ તો પામીએ. કાચાપોચા માણસો મોહને ન હરાવી શકે. એ તો શૂરવીરનું કામ છે. જ્ઞાનની સહાયથી આત્મા જરૂર શૂરવીર બને છે. જેથી આત્મિક શાંતિને સાધવામાં જરૂર વિજય પામે. એમાં નવાઇ શી? શ્રી જ્ઞાનસારમાં ગ્રંથકાર મહારાજે મુનિરાજને ઇંદ્રની

સાથે સરખાવ્યા છે. તે આ પ્રમાણે:-ઇંદ્ર જેમ વજ્ર રાખે છે તેમ મુનિ નિર્મલ જ્ઞાનરૂપી વજ્રને ધારણ કરીને સહજાનંદ (નિજ ગુણ રમણતા) રૂપી નંદન વનમાં ક્રીડા કરે છે. (મોઝમાં વિચરે છે) આવા જ્ઞાનરૂપી ખજાનાના પ્રતાપેજ અશાતાવેદનીય વિગેરે કર્મોના ઉદયકાલે પણ સમજુ ભવ્ય જીવોને લગાર પણ કલેશ કે ખેદ થતો નથી એમ તો ગીતા પણ કબુલ કરેજ છે. ત્યાં (ગીતામાં) કહ્યું છે કે—

ज्ञानिनोऽज्ञानिनोश्चात्र, समे प्रारब्धकर्मणी ॥
न क्लेशो ज्ञानिनो धैर्यात्-क्लिश्यत्यज्ञोऽधैर्यतः ॥ १ ॥

અને તેવા જ્ઞાનવંત ભવ્ય જીવોને કૃતાર્થ કહ્યા છે. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ—

ते धण्णा सुकयत्था, जेसिं नियतत्तबोहरूई जाया ॥
जे तत्तबोहभोई, ते पुज्जा सव्वभव्वाणं ॥ १ ॥

તથા એકાંત મતને માનનારાઓ પણ પોતપોતાની માન્યતા (વિચાર) પ્રમાણે જ્ઞાનને [1]પરમપદના કારણરૂપે તો માનેજ છે. કહ્યું છે કે—

"ऋते ज्ञानान्न मुक्तिः"

"जटी मुंडी शिखी चापि, यत्र तत्राश्रमे रतः ॥
पंचविंशति तत्वज्ञो, मुच्यते नात्र संशयः ॥ १ ॥
"ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात्कुरुतेऽर्जुन ! ॥"

---

૧ તેઓ પરમપદની વ્યાખ્યા આ પ્રમાણે જણાવે છે.

यत्र दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ॥
अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥ १ ॥

તેમ છતાં તેઓ અપેક્ષા જ્ઞાનના અભાવે એકલા જ્ઞાનથીજ મુક્તિ માને છે. એટલે ક્રિયાને સ્વીકારતા નથી. આ બાબતમાં મહોદયશાલી શ્રી જૈનેન્દ્ર દર્શન જ્ઞાન સહિત ક્રિયાની આરાધના કરવાથી મુક્તિપદ મળે એમ કહે છે. એટલે અલગ અલગ જ્ઞાનમાં અને ક્રિયામાં પરમપદને દેવામાં દેશથી સામર્થ્ય છે, અને સંપૂર્ણ સામર્થ્ય બંનેમાં રહ્યું છે. આ બાબતમાં દૃષ્ટાંત આ છે-જેમ ગાડાને ચલાવવાનું સામર્થ્ય દરેક પૈડામાં અમુક અંશે અને બંને પૈડામાં સર્વાંશે રહેલું છે, તેમ જ્ઞાન અને ક્રિયાની બાબતમાં પણ સમજવું. તથા જ્ઞાન વગરની ક્રિયા આંધળા જેવી અને ક્રિયા વગરનું જ્ઞાન પાંગળા જેવું જાણવું. તથા જેમ જંગલમાં દાવાનલ સળગી ઊઠ્યો હોય, આ પ્રસંગે આંધળામાં ભલેને ચાલવાની શક્તિ હોય, પણ તે જ્યાં સુધી પાંગળાને પોતાના ખભાની ઉપર ન બેસાડે, અને પાંગળો જે રસ્તો બતાવે, તે રસ્તે આંધળો ન ચાલે, ત્યાં સુધી દાવાનલના દુઃખથી ન બચે, તેવીજ રીતે જ્ઞાન અને ક્રિયાનું (બંનેનું) આરાધન ન કરે, તો આપણો આત્મા (હરકોઈ જીવ) સંસાર રૂપી દાવાનલથી શું બચે ખરો કે? એટલે નજ બચે.

સર્વાનુયોગમય (ચારે અનુયોગની બીનાથી ભરેલું) પંચમાંગ શ્રી [1]ભગવતીસૂત્ર તથા શ્રી દેવવાચકે બનાવેલ શ્રી

૧ આ સૂત્રમાં જીવાજીવ લોક અલોક સ્વ સમય પરસમય વિગેરેનું વિવિધ પ્રકારે સ્વરૂપ જણાવ્યું છે, તથા બીજા સૂત્રો કરતાં આમાં વિશિષ્ટપણું એ છે કે-જ્યારે શ્રી આચારાંગ વિગેરેમાં એકેક અનુયોગનું વર્ણન કર્યું છે, ત્યારે આ સૂત્રમાં દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ,

[2]નંદીસૂત્ર અને શ્રી આવશ્યક[3] તેમજ વિશેષાવશ્યક વગેરે ઘણાંએ આગમગ્રંથોમાં આવું ઉત્તમ જ્ઞાન પાંચ પ્રકારનું કહ્યું છે.

તે આ પ્રમાણે (૧) મતિજ્ઞાન (૨) શ્રુતજ્ઞાન (૩) અવધિજ્ઞાન-(૪) મનઃપર્યવજ્ઞાન-(૫) કેવલજ્ઞાન. આ બાબતમાં યુક્તિ પણ એમજ સ્પષ્ટ જાહેર કરે છે કે જેમ દુનિયાના પ્રકાશક (૧) સૂર્ય, (૨) ચંદ્ર, (૩) ગ્રહ, (૪) નક્ષત્ર, (૫) તારા એમ પાંચ પદાર્થો છે, તેમ જ્ઞાન પણ પાંચ કહ્યાં છે. કારણકે શ્રુતજ્ઞાનના દૃષ્ટાંતે પણ જ્ઞાન પ્રકાશકજ છે. અને પ્રકાશ અને જ્ઞાન આ બે શબ્દોમાં અર્થની અપેક્ષાએ તલભાર જૂદાશ છેજ નહિ. એમ અહીં શરૂઆતમાં કહેલી "**नाणं पयासयं सोहओ तवो संजमो अ गुत्तिकरो**" (ઇત્યાદિ) વિગેરે ગાથાજ જણાવે છે. આ પાંચે જ્ઞાનનું સ્વરૂપ, ટૂંકામાં ક્રમ સર આ પ્રમાણે જાણવું. ૧ મતિજ્ઞાન-"**बुधि मनि च् ज्ञाने**" જાણવું આ અર્થમાં 'મન્' ધાતુ વર્ત્તો છે. તેથી અર્થ એમ કરવો કે "વિચારવું એનું નામ મતિ કહેવાય. અથવા જેનાથી પાંચ

કરણાનુયોગ, ધર્મકથાનુયોગ એમ ચારે અનુયોગની બીના કહી છે. શ્રી ગૌતમ મહારાજા વિગેરે ગણધરોની બીના, શ્રી અતિમુક્ત મુનિરાજ વિગેરેનું નિર્મલ જીવન બહુજ વૈરાગ્ય રંગ વધારે એ રીતે જણાવવા ઉપરાંત શ્રી તુંગિકાનગરીના શ્રાવકોનું અને જયંતી શ્રાવિકા વિગેરેનું વર્ણન અપૂર્વ બોધ આપે એવું છે.

૨ આમાં પાંચ જ્ઞાનની બીના વધારે પ્રમાણમાં જણાવી છે.

૩ સામાયિક-ચતુર્વિંશતિસ્તવ-વંદનક-પ્રતિક્રમણ કાયોત્સર્ગ-પ્રત્યાખ્યાનનું વિસ્તારથી વર્ણન કર્યું છે.

ઇંદ્રિયો અને મનની મદદ લઈ નિયત પદાર્થો સમજાય તે મતિજ્ઞાન કહેવાય. આમ કહેવાનું રહસ્ય એ છે કે જેમાં શબ્દ અને અર્થની વિચારણાને અનુસરવાનું હોય, તે તો શ્રુતજ્ઞાન કહેવાય છે. આનાથી મતિજ્ઞાનને જુદું પાડવાની ખાતર એમ કહેવું જોઇએ કે શબ્દાર્થની વિચારણાવાળા જ્ઞાન સિવાયની ઇંદ્રિય અને મનથી જે યોગ્ય દેશમાં રહેલા પદાર્થોની બીના જાણવી, તે મતિજ્ઞાન કહેવાય. પૂજ્યશ્રી અનુયોગ દ્વાર સૂત્ર તથા નંદીસૂત્રમાં આ જ્ઞાનને "આભિનિબોધિકજ્ઞાન" એમ કહીને ઓળખાવ્યું છે. જુઓ આ રહ્યો તે પાઠ—

**नाणं पंचविहं पण्णत्तं, तं जहा–आभिणिबोहियनाणं सुय· नाणं ओहिनाणं मणपज्जवनाणं केवलनाणं"**

**પ્રશ્ન**—આભિનિબોધિક શબ્દનો કયો અર્થ સમજવો?

**ઉત્તર**—અભિ એટલે સન્મુખપણું. તાત્પર્ય એ કે જેમાં જાણવા લાયક પદાર્થ યોગ્ય દેશ રહેવો જોઇએ. આવી અપેક્ષા છે. તથા નિ એટલે નિયતપણું. આનું રહસ્ય એ છે કે-જે (જ્ઞાન) માં ઇંદ્રિય વિગેરેની મદદ લેવી પડે છે આવો જે પોત પોતાના સ્પર્શ વિગેરે વિષયને અનુસરતો બોધ તે અભિનિબોધ કહેવાય. અને તેજ આભિનિબોધકજ્ઞાન કહેવાય. અહીં અભિનિબોધ શબ્દથી 'ઇકણ્' પ્રત્યય જોડાઇને આભિનિબોધિક શબ્દ બન્યો. મતિજ્ઞાનના અને આભિનિબોધિક જ્ઞાનના અર્થમાં લગાર પણ ફેર છેજ નહિ. આગળ જે શ્રુતજ્ઞાન કહેવાશે, તેમાં પણ પહેલાં જે શબ્દ સંભળાય, ત્યાર બાદ "**घटपद वाच्यो घटः**" એટલે ઘટ શબ્દથી ઘટ રૂપ અર્થ જાણવો,

અને ઘટ રૂપ અર્થને જણાવનારો ઘટ શબ્દ છે. આ પ્રમાણે જે વાચ્ય વાચકભાવ નામના સંબંધને યાદ કરવું. આ બંનેને ( શબ્દ શ્રવણ અને સંબંધ સ્મરણ ) મતિજ્ઞાન સ્વરૂપે જાણવા. શ્રી તત્ત્વાર્થમાં આને સાંવ્યવહારિક પ્રત્યક્ષજ્ઞાન તરીકે જણાવ્યું છે. આ જ્ઞાન સમ્યગ્દૃષ્ટિ જીવને હોય છે.

૨. શ્રુતજ્ઞાન--શબ્દાર્થની વિચારણા કરતાં કરતાં ઈંદ્રિય અને મન દ્વારા જે બોધ થાય, તે શ્રુતજ્ઞાન કહેવાય. અહીં દૃષ્ટાંત એ છે કે-કોઇ એમ બોલે કે " ઘટ " આ શબ્દને સામા ઉભેલા માણસે સાંભળ્યો. ત્યાર બાદ સાંભળનાર એમ શબ્દાર્થનો સંબંધ યાદ કરે છે કે-ઘટ શબ્દ કંબુગ્રીવાદિ આકારવાળા પદાર્થને જણાવે છે. અહીં સુધીનું જ્ઞાન તે મતિજ્ઞાન સ્વરૂપ છે. શબ્દાર્થનો સંબંધ યાદ કર્યા બાદ જે ઘટ રૂપ અર્થનો બોધ થયો તે શ્રુતજ્ઞાન કહેવાય. આમાંથી સમજવાનું એ મલે છે કે મતિજ્ઞાન શ્રુતજ્ઞાનનું કારણ છે. આ શ્રુતજ્ઞાનના બે ભેદ છે (૧) દ્રવ્યશ્રુત (૨) ભાવશ્રુત. (૧) છાપેલા અક્ષરો તથા જે શબ્દ બોલાય તે દ્રવ્ય શ્રુત કહેવાય. (૨) શબ્દને સાંભળનાર જીવો શબ્દદ્વારા અર્થને જાણે એ ભાવ-શ્રુત કહેવાય. આમાં એમ કીધું કે ભાવશ્રુતનું કારણ દ્રવ્યશ્રુત છે. તથા જે અર્થની બાજુ લક્ષ્ય રાખીને શબ્દ બોલાય, આ અપેક્ષાએ ભાવશ્રુતનું કાર્ય દ્રવ્યશ્રુત કહી શકાય. મતિજ્ઞાનની માફક આ શ્રુતજ્ઞાન પણ સમ્યગ્દૃષ્ટિ જીવોને હોય છે. શ્રુતજ્ઞા-નાવરણીય કર્મના ક્ષયોપશમથી જે થાય, તે શ્રુતજ્ઞાન કહેવાય. આવું શ્રુતજ્ઞાન મન વિનાના એકેન્દ્રિયાદિ જીવોને

હોય છે. કારણ કે તેમને પણ આહારસંજ્ઞા વિગેરે ચારે સંજ્ઞા હોય છે. અને આહાર ગ્રહણ વિગેરેને અનુકૂલ જે અસ્પષ્ટ અધ્યવસાય તે સંજ્ઞા કહેવાય. આ સંજ્ઞા શ્રુતજ્ઞાન માન્યા સિવાય ન ઘટે. કર્મગ્રંથાદિ શાસ્ત્રોમાં આ આશયથી એકેન્દ્રિયાદિને શ્રુતજ્ઞાન કહ્યું છે.

૩. અવધિજ્ઞાન—ઈંદ્રિય મનની મદદ વિના જે સાક્ષાત્ રૂપી પદાર્થોનું જ્ઞાન થાય, તે અવધિજ્ઞાન કહેવાય. માટેજ શ્રી નંદી સૂત્ર વિગેરેમાં અવધિજ્ઞાનાદિ ત્રણે જ્ઞાનોને પ્રત્યક્ષજ્ઞાન તરીકે ઓળખાવ્યા છે.

૪. મનઃપર્યવજ્ઞાન—જેનાથી મનના ભાવ જાણી શકાય તે મનઃપર્યવજ્ઞાન કહેવાય. આમાં મનઃ અને પર્યવ આ બે શબ્દનો અર્થ ખાસ સમજવો જોઈએ. મનના બે ભેદ છે. (૧) દ્રવ્યમન (૨) ભાવમન. તેમાં સંજ્ઞી પંચેન્દ્રિય જીવો કાય યોગની મદદથી વિચાર કરવામાં ઉપયોગી એવા મનોવર્ગણાના દ્રવ્યો (એક જાતના સૂક્ષ્મ સ્કંધો)ને ગ્રહણ કરે ત્યારબાદ વિચાર (કરવા) લાયક પદાર્થનો વિચાર કરવામાં જોડાએલા મનો યોગની મદદથી તે ગ્રહણ કરેલા દ્રવ્યોને મનરૂપે પરિણામ પમાડે. પછી તેના આધારે વિચાર શ્રેણી પ્રવર્તે. અહીં સમજવાનું એ કે વિચાર કરવામાં મદદગાર પુદ્ગલો દ્રવ્યમન કહેવાય. અને તેના વિચારને અનુસરતા જે પરિણામ તે પર્યવ કહેવાય. આવા મનના પર્યવોનું જ્ઞાન જેથી થાય, તે મનઃપર્યવજ્ઞાન કહેવાય. જીવ જેવો વિચાર કરે, તેવો આકાર તે પુદ્ગલો (દ્રવ્ય મન)માં પડે છે. મનઃ-

પર્યવજ્ઞાની મનના પરિણામને સાક્ષાત્ભાવે જાણે. અને આ ભવ્ય જીવે "આવો (અમુક) વિચાર કર્યો" આ વાત અનુમાનથી જાણે. મનોવર્ગણાના પુદ્ગલોમાં જે આકાર પડયો હોય, તે ઉપરથી એમ વિચારે કે. આ (ઘટાદિના) આકાર ઉપરથી સાબીત થાય છે કે આણે આજ પદાર્થ ચિંતવ્યો. આ બાબતમાં દૃષ્ટાંત એ છે કે-ગ્રંથને વાંચનાર માણસ તેના લેખ ઉપરથી ગ્રંથકારનો આશય સમજી જાય. તેમ અહીં પણ સમજવું. એટલે મનોવર્ગણા સિવાયના ઘટાદિ પદાર્થોને આ ચોથા જ્ઞાનથી ન જાણે, પણ અનુમાનથી જાણે. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ—**जाणइ बज्झेऽणुमाणाओ (बाह्या-ननुमानात् जानाति** )

૫. કેવળજ્ઞાન—બધા જ્ઞાનોમાં આ જ્ઞાન શ્રેષ્ઠ ગણાય છે. કારણ કે આનાથી દ્રવ્યાદિની બધી બીના જાણી શકાય છે.

**પ્રશ્ન**—( કેવલજ્ઞાન ) અહીં કેવલ શબ્દનો અર્થ શો ?

**ઉત્તર**—કેવલ શબ્દના ૬ અર્થો થાય છે. તેમાં પહેલો અર્થ-"કેવલ એટલે એક" એમ કરવો કારણ કે જ્યારે તેરમા ગુણઠાણે કેવલજ્ઞાન પ્રકટ થાય, ત્યારે બાકીના ચાર જ્ઞાનો હોતા નથી એમ આવશ્યક નિર્યુક્તિના '**नट्ठम्मि उ छाउमत्थिए नाणे**' આ વચનથી કહી શકાય છે.

**પ્રશ્ન**—પોતપોતાના આવરણના ક્ષયોપશમે મતિજ્ઞાન વિગેરે ચારે પ્રકટે છે. હવે ક્ષયોપશમ કરતાં ચઢીયાતો ક્ષય થાય, ત્યારે તો તેમની નિર્મલ સ્વરૂપે હયાતી હોવીજ જોઇએ. જેમ ક્ષયોપશમ ભાવનું ચારિત્ર જ્યારે ચારિત્ર મોહનો ક્ષય

થાય ત્યારે નાશ ન પામે પણ પ્હેલાં કરતાં વધારે નિર્મલ બને. એમ અહીં કેવલજ્ઞાન થાય, ત્યારે તે ચારે જ્ઞાન કેમ ન હોય ? કહ્યું છે કે—

आवरणदेसविगमे-जाइं विज्जंति मइसुयाईणि ॥
आवरणसव्वविगमे-कह ताइं न हुंति जीवस्स ॥ १ ॥

**ઉત્તર:**—વાદળામાં ઢંકાયેલા સૂર્યની આડે સાદડી રહી હોય, અને તેની પાછળ ઘટ વિગેરે પદાર્થો રહ્યા હોય. અહીં એવું બને છે કે સૂર્યના કિરણો વાદળામાંથી નીકળી સાદડી વિગેરે જે આડા ( વચમાં ) રહ્યા છે, તેના બાકામાં પેસીને ઘટાદિ પદાર્થોને પ્રકાશે છે. આ દૃષ્ટાંત ચાલુ વાતમાં આ પ્રમાણે ઉતારવું. સૂર્યની જગ્યાએ કેવલજ્ઞાન સમજવું, તથા મેઘના જેવું કેવલજ્ઞાનાવરણીય કર્મ અને સાદડી વિગેરેના બાકા જેવો મતિ જ્ઞાનાવરણીયાદિ કર્મોનો ક્ષયોપશમ સમજવો. એટલે કેવલજ્ઞાનાવરણીય કર્મથી ઢંકાયેલા કેવલજ્ઞાનનો પ્રકાશ વચમાં રહેલા મતિજ્ઞાનાવરણીયાદિના ક્ષયોપશમરૂપ બાકામાંથી નીકળીને જીવાદિ પદાર્થોને પ્રકાશે છે. આ પ્રમાણે ક્ષયોપશમજન્ય પ્રકાશને અનુસારે મતિજ્ઞાન વિગેરે નામ પાડ્યા છે. આ હેતુથી જેમ વાદળાં વિગેરે આવરણો ( આડાશ ) દૂર થયા બાદ સૂર્યનો પ્હેલાંની જેવો અસ્પષ્ટ પ્રકાશ હોતો નથી. પણ તેથી વિલક્ષણ બીજોજ સ્પષ્ટ પ્રકાશજ હોય છે. એમ જ્યારે કેવલજ્ઞાનાવરણીય તથા મતિજ્ઞાનાવરણીયાદિ ખસે એટલે નાશ પામે, ત્યારે પ્હેલાંનો મતિજ્ઞાનાદિ નામને ધારણ કરનારો પ્રકાશ નજ હોય. પરંતુ બધી રીતે સ્પષ્ટ એવો

જૂદોજ પ્રકાશ હોય છે. કે જેથી સર્વ પદાર્થોની સંપૂર્ણ બીના જણાય. આ બાબતમાં જુઓ સાક્ષિપાઠ આ પ્રમાણે છે—

**कटविवरागयकिरणा-मेहंतरियस्स जह दिणेसस्स ॥**
**ते कडमेहावगमे-न हुंति जह तह इमाइंपि ॥ १ ॥**

( આનો સ્પષ્ટ અર્થ ઉપર જણાવી દીધો છે. )

આ બાબતમાં બીજા પૂજ્ય આચાર્ય ભગવંતો એમ કહે છે કે-જ્યારે સૂર્ય ઊગે, ત્યારે તેના વધુ પ્રકાશમાં નક્ષત્ર વિગેરેનું તેજ સમાઇ જાય. આથી જેમ સૂર્યોદય કાલે તેઓ હોય છતાં બીનજરૂરી ગણાય, એમ કેવલજ્ઞાનના ટાઇમે બાકીના જ્ઞાનો હોય ખરા, પણ તે બધા કેવલજ્ઞાનથી ઉતરતા દરજ્જાના છે. કારણ એ બધા જ્ઞાનનું કામ કેવલજ્ઞાન સારી રીતે બજાવી શકે છે. આ આશયથી તે વખતે મતિજ્ઞાનાદિ ૪ જ્ઞાન હોય ખરા, પણ કંઇપણ લાભદાયી ન હોવાથી તે ગણત્રીમાં ગણાતા નથી. કહ્યું છે કે—

**अण्णे आभिणिबोहिय, नाणाईणि वि जिणस्स विज्जंति ।**
**अफलाणि य सूरुदए-जहेव नक्खत्तमाईणि ॥ १ ॥**

(૨) કેવલ શબ્દનો બીજો અર્થ '**શુદ્ધ**' થાય છે. આમ કહેવાનું રહસ્ય એ છે કે-કેવલજ્ઞાનાવરણીયનો નિર્મલ ક્ષય થાય ત્યારે કેવલજ્ઞાન થાય. એમ આવરણનો મેલ લગાર પણ રહેતો નથી. માટે તદ્દન ચોખ્ખું એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. (૩) કેવલ શબ્દનો ત્રીજો અર્થ 'પૂરેપૂરૂં' થાય છે. બીજા જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપ-

શમ થાય, ત્યારે શરૂઆતમાં ઓછા વધતા પ્રમાણમાં થાય છે આવું કેવલજ્ઞાનમાં હોતું નથી. કારણકે જ્યારે કેવલજ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણ ક્ષય ત્યારે શરૂઆતમાંજ પૂરેપૂરૂં પ્રકટ થાય છે. આ કારણથી કેવલજ્ઞાનનો એમ પણ અર્થ થઈ શકે કે પૂરેપૂરૂં જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય.

(૪) અસાધારણ એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. કારણકે આના જેવું બીજું એક પણ જ્ઞાન નથી એમ ચોથો અર્થ થઈ શકે છે.

૫—અનંત એવું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. કારણકે આનાથી બધા પદાર્થોની અનંતી બીના જણાય છે અને તે સાદિ અનન્ત કાલસુધી રહે છે. એમ પાંચમો અર્થ જાણવો.

૬—વ્યાઘાત વિનાનું જે જ્ઞાન તે કેવલજ્ઞાન કહેવાય. ભીંત વિગેરેની પાછળ પદાર્થો રહ્યા હોય, અથવા ઘણે છેટે લોકમાં કે અલોકમાં પદાર્થો રહ્યા હોય, તો પણ તે બીના આ જ્ઞાનથી જણાય છે. પદાર્થોનું ઘણે છેટે રહેવું, અથવા ભીંત વિગેરેની આડે ( પાછળ, આંતરે ) રહેવું, એ વ્યાઘાત કહેવાય.

**પ્રશ્ન**—પાંચ જ્ઞાનમાં પ્હેલું મતિજ્ઞાન પછી શ્રુતજ્ઞાન વિગેરે જ્ઞાન કહ્યા. આવો ક્રમ કયા મુદ્દાથી રાખ્યો છે ?

**ઉત્તર**—મતિજ્ઞાન વિગેરેમાં મતિ અને શ્રુતજ્ઞાન આ બે એક સાથે કહેવા જોઈએ. કારણકે પાંચ બીના બંનેમાં સરખી રીતે ઘટે છે. તે આ પ્રમાણે—

૧. જે મતિજ્ઞાનનો સ્વામી હોય, તેજ શ્રુતજ્ઞાનનો પણ હોય. અને શ્રુતજ્ઞાનનો સ્વામી હોય તે મતિજ્ઞાનનો પણ હોય છે. એમ બંનેના સ્વામી સરખા છે. એમ નંદી-સૂત્રના **जत्थ मइनाण मित्यादि** વચનથી કહી શકાય.

૨. મતિજ્ઞાનની જેટલી સ્થિતિ કહી છે, તેટલી શ્રતજ્ઞા-નની પણ કહી છે. તેમાં પ્રવાહની અપેક્ષાએ બંનેનો ટાઇમ સર્વ કાલ જાણવો. અને અપતિત એક જીવની અપેક્ષાએ કાંઇક વધારે છાસઠ સાગરોપમ જેટલો કાલ (ટાઈમ) જાણવો. આ બાબતમાં શ્રી વિશેષાવશ્યકનો જુઓ સાક્ષિપાઠ—

दो वारे विजयाइसु-गयस्स तिण्णाऽच्चुए अहव ताइं ॥
अइरेगं नरभवियं-नाना जीवाण सव्वद्धा ॥ १ ॥

એમ બંનેનો ટાઇમ સરખો છે.

૩. જેમ ઇંદ્રિયોદ્વારા મતિજ્ઞાન થાય છે. એમ શ્રુતજ્ઞાન પણ ઇન્દ્રિયોદ્વારા થાય છે. આ પ્રમાણે બંનેના કારણો પણ એક સરખા છે.

૪. જેમ મતિજ્ઞાનથી આદેશે કરીને સર્વ દ્રવ્યાદિ જણાય, એમ શ્રુતજ્ઞાનથી પણ બધા દ્રવ્ય વિગેરે જણાય. આ પ્રમાણે બંનેનો વિષય સરખો છે

૫. મતિજ્ઞાન જેમ પરોક્ષ છે, એમ શ્રુતજ્ઞાન પણ તેવુંજ. આ પ્રમાણે બંનેમાં પરોક્ષપણું રહે છે.

**પ્રશ્ન**—અવધિજ્ઞાન વિગેરે ત્રણ પ્રત્યક્ષ જ્ઞાનની પ્હેલાં મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન કેમ કહ્યા ?

ઉત્તર—જે જીવને મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય, તેનેજ તે પછીના અવધિ વિગેરે જ્ઞાન હોય. આ મુદ્દાથી ત્રણ પ્રત્યક્ષ જ્ઞાનની પ્હેલાં બે પરોક્ષજ્ઞાન કહ્યા છે. એમ વિશેષાવશ્યકની ૮૫ મી ગાથા જણાવે છે.

**પ્રશ્ન**—મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનમાં પ્હેલું મતિજ્ઞાન શાથી કહ્યું ?

ઉત્તર—મતિજ્ઞાન પૂર્વક શ્રુતજ્ઞાન થાય છે તે આ પ્રમાણે:-પ્હેલાં અવગ્રહાદિરૂપ મતિજ્ઞાન થાય, ને તે પછી શ્રુતજ્ઞાન થાય. એમ વિશેષા૦ માં ૧૦૫ મી ગાથામાં અને શ્રી નંદીસૂત્રની ચૂર્ણિમાં પણ કહ્યું છે.

**પ્રશ્ન**—આ બંને જ્ઞાનના સ્વામી વિગેરે એક સરખા છે, તેથી મતિજ્ઞાન અને શ્રતજ્ઞાનમાંથી એકને માનવામાં વાંધો શો ?

ઉત્તર—જેમ બંનેનું એકપણું જણાવ્યું. એવી રીતે સાત કારણોને લઇને મતિજ્ઞાનમાં અને શ્રુતજ્ઞાનમાં જૂદાશ જણાય છે. માટે બેમાંથી એકને માનવાથી બંનેનું કામ સરે નહિ. સાતે કારણોની બીના ટૂંકામાં આ પ્રમાણે જાણવી.

૧. બંનેના લક્ષણ જૂદા જૂદા છે. જુઓ—

" मन्यते योग्योऽर्थोऽनयेति मतिः "

એટલે જેનાથી યોગ્ય અર્થ જણાય, તે મતિજ્ઞાન કહેવાય. અને સાંભળવું એ શ્રતજ્ઞાન કહેવાય. વિગેરે.

૨. બંનેમાંથી એક કારણ અને બીજું કાર્ય છે.

શ્રુતજ્ઞાનનું કારણ મતિજ્ઞાન છે. જેમ ઘટનું કારણ માટીનો પિંડો છે. તેમ મતિજ્ઞાનદ્વારા શ્રુતજ્ઞાન થાય છે. શાસ્ત્રો ભલેને ઘણાં સાંભળ્યા હોય, પણ જે શાસ્ત્ર વારંવાર સંભારીએ તે બાબતમાં વધારે વિચારણાતર્ક જો કરીએ; તો તે શાસ્ત્રના વિચારો હૃદયમાં વધારે સ્પષ્ટ રીતે ઠસે છે. આથી સમજવાનું એ કે શ્રુતજ્ઞાનનો પાયો મતિજ્ઞાન છે. મતિજ્ઞાન જેટલા પ્રમાણમાં વધે ઘટે, તે પ્રમાણે શ્રુતજ્ઞાનમાં પણ ફેરફાર જરૂર થાય. એમ સાબીત થયું કે મતિજ્ઞાન એ કારણ અને શ્રુતજ્ઞાન કાર્ય છે.

૩. બંનેના ભેદોની સંખ્યા અલગ અલગ કહી છે. મતિજ્ઞાનના ૨૮ વિગેરે અને શ્રુતજ્ઞાનના ૧૪ વિગેરે ભેદ છે.

૪. બંનેમાં કારણ તરીકે ઇંદ્રિઓ જૂદી જૂદી જણાવી છે. શ્રોત્રેન્દ્રિયદ્વારા જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન, અને બાકીનું મતિજ્ઞાન કહેવાય. એમ વિશેષાવશ્યકની ૧૧૭મી ગાથામાં કહ્યું છે.

૫. જેમ છાલનું દોરડું બને એમ મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન થાય માટે મતિજ્ઞાન છાલ જેવું અને શ્રુતજ્ઞાન દોરડા જેવું કહેવાય.

૬. મતિજ્ઞાન અક્ષરવાળું અને અક્ષર વિનાનું પણ હોય છે. કારણ કે નિર્વિકલ્પ એવું અવગ્રહજ્ઞાન અનક્ષર કહેવાય. અને ઈહાદિનું જ્ઞાન તે અક્ષરવાળું છે માટે સાક્ષર કહેવાય. અને શ્રુતજ્ઞાન સાક્ષર (અક્ષરવાળું) જ છે. કારણકે અક્ષર વિના શબ્દાર્થની વિચારણા કઇ રીતે થઈ શકે? એટલે નજ થઇ શકે.

૭. મતિજ્ઞાન મૂંગા માણુસની જેવું છે, કારણુકે તે પોતાનું સ્વરૂપ બીજાને જણુાવી શકતું નથી. અને શ્રતજ્ઞાન એ મુંગા જેવું ન કહેવાય. કારણુકે તે પોતાનું અને બીજા જ્ઞાનોનું સ્વરૂપ જણુાવી શકે છે. એમ વિશેષાવશ્યકની ૯૭ મી ગાથામાં કહ્યું છે.

**પ્રશ્ન**—શ્રુતજ્ઞાનની પછી અવધિજ્ઞાન કહેવાનું શું કારણુ ?

ઉત્તર—ચાર કારણોથી મતિ શ્રુતની પછી અવધિજ્ઞાન કહ્યું છે. તે બીના ટૂંકામાં આ પ્રમાણે જાણુવી:—

૧ સમ્યકત્વ ગુણુથી નહિ પડેલા તે તે જ્ઞાનવંત એક જીવની અપેક્ષાએ મતિ શ્રુતની સ્થિતિની જેમ અવધિજ્ઞાનનો પણુ સાધિક ૬૬ સાગરોપમ કાલ કહ્યો છે. એમ સ્થિતિ સરખી જણુાવી.

૨ જ્યારે મિથ્યાત્વનો ઉદય થાય ત્યારે જેમ મતિજ્ઞાન મતિઅજ્ઞાન થઈ જાય અને શ્રુતજ્ઞાન શ્રુતઅજ્ઞાનરૂપે ફરી જાય. એમ અવધિજ્ઞાન વિભંગજ્ઞાનરૂપે પલટાય છે. એમ વિપર્યયની સરખામણુી જણુાવી.

૩ જે પહેલાં બે જ્ઞાનનો સ્વામી હોય, તેજ જીવ અવધિજ્ઞાનનો પણુ સ્વામી હોય છે.

૪ વિભંગજ્ઞાની દેવ વિગેરે જ્યારે સમ્યગ્દર્શન ગુણુને પામે ત્યારે તેજ ટાઈમે મતિ જ્ઞાન વિગેરે ત્રણુ જ્ઞાન તે સમ્યગ્દષ્ટિ દેવાદિને પ્રકટ થાય. એમ લાભની સરખામણુી જણુાવી.

**પ્રશ્ન**—અવધિજ્ઞાનની પછી મન:પર્યવજ્ઞાન કહ્યું એમાં શું કારણ?

**ઉત્તર**—ચાર કારણથી અવધિજ્ઞાનની પછી મન:પર્યવજ્ઞાન કહ્યું છે. તે આ પ્રમાણે:—

૧ બંનેનો સ્વામી છદ્મસ્થ જીવ છે. જેમ અવધિજ્ઞાન છદ્મસ્થને થાય તેમ મનઃપર્યવ જ્ઞાન પણ તેને થાય છે.

૨ બંનેમાં વિષયનું પણ સરખાપણું જણાય છે. અવધિજ્ઞાનથી રૂપી દ્રવ્યોની બીના જણાય, એમ મન:પર્યવજ્ઞાનથી પણ રૂપી (મનોવર્ગણાના) દ્રવ્યોની બીના જણાય છે.

૩ બંનેમાં ભાવની સરખામણી દેખાય છે. તે આ પ્રમાણે:-જેમ અવધિજ્ઞાન ક્ષાયોપશમિક ભાવમાં વર્તે છે, તેમ મન:પર્યવજ્ઞાન પણ ક્ષાયોપશમિક ભાવમાં વર્તે છે.

૪ બંનેમાં પ્રત્યક્ષપણું રહ્યું છે, તે આ પ્રમાણે-જેમ અવધિજ્ઞાન પ્રત્યક્ષજ્ઞાન કહેવાય છે. તેમ મનઃપર્યવજ્ઞાન પણ તેવુંજ છે. એમ વિશેષા૦ની ૮૭મી ગાથામાં કહ્યું છે.

**પ્રશ્ન**—મનઃપર્યવજ્ઞાનની પછી કેવલજ્ઞાન કહ્યું, તેનું શું કારણ?

**ઉત્તર**—ત્રણ કારણથી મન:પર્યવજ્ઞાનની પછી કેવલજ્ઞાન કહ્યું છે. તે આ પ્રમાણે:—

૧ મતિજ્ઞાન વિગેરે ચારે જ્ઞાન પદાર્થોની બીના અધૂરી જણાવે છે અને કેવલજ્ઞાન તો પૂરેપૂરી બીના જણાવે માટે

સર્વોત્તમ કહેવાય તેથી છેવટે બધા જ્ઞાનમાં મુકુટ જેવું કેવલજ્ઞાન કહ્યું.

૨ અપ્રમત્ત યતિને[1] જેમ મનઃપર્યવજ્ઞાન ઉપજે, એમ કેવલજ્ઞાન પણ અપ્રમત્ત જીવોને જ થાય. એમ બંનેમાં અપ્રમત્તપણું રહ્યું છે.

૩ જે ભવ્ય જીવ બધા જ્ઞાનોને પામવાનો હોય તે છેવટે જરૂર કેવલજ્ઞાન પામે જ. આ ઇરાદાથી મનઃપર્યવજ્ઞાનની પછી કેવલજ્ઞાન કહ્યું. વધારે બીના શ્રી નંદીસૂત્ર વિગેરે શાસ્ત્રોમાંથી જાણવી. ॥

સમ્યગ્જ્ઞાન રહસ્યં સમાપ્તમ્ ॥

---

૧ સાધ્વીને મનઃપર્યવજ્ઞાન ન થાય એમ જણાવવા માટે 'યતિ' શબ્દનું ગ્રહણ કર્યું છે.

# ॥ ૮ ॥ ચારિત્ર પદ પૂજા ॥

(દૂહા)

**કર આગમ નોઆગમે, ચરણ પદ પ્રણિધાન;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ ॥ ૧ ॥**

**અર્થ**—આગમ ભાવનિક્ષેપે અને નોઆગમ ભાવનિક્ષેપે આઠમા ચારિત્ર પદનું ધ્યાન કરવું જોઇએ. ત્યાં ચારિત્રપદનો જ્ઞાતા અને તેના અર્થની વિચારણા કરવામાં ઉપયોગવાળો જીવ હોય. તે પ્હેલો આગમ ભાવ નિક્ષેપે ચારિત્ર કહેવાય. અને તે જીવ જો ક્રિયા સહિત હોય તો બીજા નોઆગમ ભાવનિક્ષેપે ચારિત્ર કહેવાય. ॥ ૧ ॥

**નામાદિક ચઉહા ક્રમે, કિરિયા વિણુ ઉપયોગ;**
**દ્રવ્ય ચરણ કારણ મુણો, ભાવે સહ ઉપયોગ ॥ ૨ ॥**

**અર્થ**—તથા નામ સ્થાપના વિગેરે ચાર પ્રકારના નિક્ષેપથી ચારિત્ર પદ ચાર પ્રકારનું જાણવું. તેમાં કોઇનું "ચારિત્ર" એવું નામ પાડીએ તે નામ ચારિત્ર કહેવાય અને ચારિત્રવાળા સાધુની પ્રતિમા તે સ્થાપના ચારિત્ર કહેવાય, તથા ચારિત્રનાં સાધનો–કારણો અને ઉપયોગ વિનાની જે સંયમક્રિયા તે દ્રવ્ય ચારિત્ર કહેવાય, અને ઉપયોગ સહિત ચારિત્રક્રિયા તે ભાવ-ચારિત્ર જાણવું. ॥ ૨ ॥

**આચ્છાદિત નિજ શક્તિને, દેખે જાસ પ્રતાપ;**
**વંદો નિત તે ચરણને, રિક્ત કરે ચિતપાપ ॥ ૩ ॥**

**અર્થ**:—જેના પ્રભાવથી પોતાની ઢંકાઇ ગયેલી ચારિ-

ત્રશક્તિને ( સ્વરૂપ રમણુતા ) ને જીવ દેખે-પ્રગટ કરે છે તેવા એ આઠમા ચારિત્રપદને નિત્ય નમસ્કાર કરો, ચારિત્ર-પદનો નિરૂક્ત અર્થ આ પ્રમાણે જાણવો-ચિત એટલે બાંધેલાં પાપકર્મોને રિક્ત ખાલી કરે-નાશ પમાડે તે ચારિત્ર કહેવાય. એવા ચારિત્રને નિત્ય નમસ્કાર થાઓ. ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

[ સોના રૂપા કે સોગઠે સૈયાં ખેલત બાજી-એ રાગ ]

**ચરણ નમો પદ આઠમે, જ્ઞાન સાધ્ય વિમાસી;**
**ભાવકુસુમ ઉદ્યાનમાં, રમો વિરતિ વિલાસી ॥ ચ૦ ॥૧॥**

**અર્થ**—જ્ઞાનનું ફળ ચારિત્રજ છે એમ વિચારીને હે ભવ્ય જીવો ! આઠમે પદે ચારિત્રને નમસ્કાર કરો. અને વિરતિના વિલાસી થઇને [ ચારિત્રની સાધના કરવામાં જ અત્યંત પ્રેમ-વાળા થઇને] એ પાંચ મહાવ્રતો રૂપી ભાવ પુષ્પના બગીચામાં ( સંયમ ગુણમાં ) રમણ કરો [ અહિં નવપદ રૂપી કલ્પવૃક્ષનું મોક્ષ ફળ છે ને ચારિત્ર ભાવ પુષ્પ છે એમ જાણવું] ॥ ૧ ॥

**નિરૂપાધિક આનંદને, લહે વિરતિ પ્રતાપે;**
**ચક્રી નરેન્દ્ર વિચારતા, મોહ બંધન કાપે ॥ ચ૦ ॥૨॥**

**અર્થ**—નિર્મલ ચારિત્રના પ્રતાપે ભવ્ય જીવો નિરૂપાધિક આનંદને [ આત્માના સ્વાભાવિક અપૌદ્ગલિક આનંદને ] પામે છે. અનુભવે છે, અને તે ચારિત્રના અલૌકિક નિરૂપાધિક સુખનો વિચાર કરતાં ચક્રવર્તીઓ અને મોટા રાજાઓ પણ

પોતાની ઋદ્ધિ વિગેરેનાં મોહ બંધનોને કાપી દૂર ફેંકે છે, એવા ચારિત્રને આઠમે પદે નમસ્કાર થાઓ ॥ ૨ ॥

**લક્ષ્મી મમત્વ કુટુંબને, તજી શ્રવણ હુવંતા;**
**સસ્યાનંદિત તે સમે, સ્થિર ઉપયોગવંતા ॥ ચ૦ ॥૩॥**

**અર્થ**—પૂર્વ ગાથામાં કહ્યા પ્રમાણે ચક્રવર્તીઓ અને નરેન્દ્રો મોહબંધનોને ફેંકી દેતાં સર્વ લક્ષ્મી-રાજ્ય ઋદ્ધિનો તેની મમતાનો અને સ્ત્રી રત્ન આદિ કુટુંબી જનોનો ત્યાગ કરી શ્રમણ-સાધુ થાય છે. અને જ્યારે સાધુ થાય છે ત્યારે જ ( તે વખતે ) પ્રશંસનીય આનંદવાળા [ આત્મિક આનંદવાળા ] અને સ્થિર ઉપયોગવાળા થાય છે. કારણ કે તે પહેલાં રાજ્ય ઋદ્ધિની ખટપટમાં બહુ ચપલ ઉપયોગવાલા હોય છે. ॥ ૩ ॥

**શારદ જલધર આયુને, દ્રવ્ય ચંચલ જાણી;**
**સ્વપ્ન સમા વિષયો સદા, વહે રતિ કયું અનાણી ॥ચ૦॥૪॥**

**અર્થ**:—આયુષ્યને શરદ ઋતુના મેઘ સરખું (વાદળીઓ) સરખું ક્ષણ વિનાશી જાણીને અને દ્રવ્યને-ધન ઋદ્ધિને પણ તેવી ચંચલ જાણીને, તથા પાંચ ઇન્દ્રિયના વિષય ભોગોને સ્વપ્ન સરખા [ કાલ્પનિક સુખવાળા ] જાણીને હે અજ્ઞાન જીવ ! તું એ સર્વમાં કેમ આનંદ માની રહ્યો છે ? અર્થાત્ એમાંનું કંઇ પણ આનંદ આપનારૂં નથી માટે સર્વનો ત્યાગ કરી આત્મિક આનંદવાળા ચારિત્રની આરાધના કર ॥ ૪ ॥

**મુહૂર્ત્ત પર્યાય આરાધકા, વૈમાનિક દેવા;**
**મુક્ત બને શુભ ભાવસું, જેમ શ્રી મરૂદેવા ॥ ચ૦ ॥૫॥**

**અર્થ**:—એક મુહૂર્ત્ત માત્રના આરાધક [ ૧ મુહૂર્ત્ત સુધીના જઘન્ય ચારિત્ર પર્યાયવાળા ] જીવો પણ જેના પ્રતાપે વૈમાનિક દેવગતિ પામે છે, અને એ પ્રમાણે ઉત્કૃષ્ટ શુભ ભાવનાવાળા ભવ્ય જીવો શ્રી મરૂદેવા માતાની માફક મુક્તિપદ પણ પામે છે, એવા મહા પ્રભાવવાળા આઠમા ચારિત્રપદને દરરોજ નમસ્કાર થાઓ ॥ ૫ ॥

**અનન્તર કારણ મોક્ષનું, સંયમ શ્રુત ભાષે;**
**નેમિસૂરીશ્વર પદ્મને, નવ્ય સુરતરૂ ભાસે ॥ ચ૦ ॥ ૬ ॥**

**અર્થ**:—શાસ્ત્રમાં ચારિત્રનેજ મોક્ષનું અનન્તર કારણ [ અને દર્શન જ્ઞાનને પરંપર કારણ ] કહેલ છે. તેથીજ **सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** ॥ એ શ્રી તત્વાર્થ સૂત્રના પ્રથમ સૂત્રમાં ચારિત્રપદને પર્યન્તે કહ્યું છે. તથા મુક્તિ-પદ મેળવવાના પ્રથમ સમયની પૂર્વે અયોગીના ચરમ સમયે સર્વ સંવરરૂપ ચારિત્ર હોય છે. આ મુદ્દાથી મુક્તિનું અનન્તર કારણ ચારિત્ર કહ્યું છે. એમ ગુરૂ મહારાજ શ્રી વિજયનેમિ-સૂરીશ્વરજીના શિષ્ય વિજય પદ્મસૂરિને તો આ ચારિત્ર કોઇ નવા કલ્પતરૂ સરખુંજ લાગે છે. કારણ કે તે ચારિત્રરૂપી કલ્પવૃક્ષ સર્વ વાંછિત પૂરે છે. હે ભવ્ય જીવો! આવા ચારિત્રપદને દરરોજ નમસ્કાર કરો. ॥ ૬ ॥

---

( દૂહા )

**જે સ્થિતિ દર્શન કાલમાં, પલ્લપુહુત્ત વિહીન;**
**દેશવિરતિ તબ સંપજે, સંખ્યેય વાધિ વિહીન ॥૧॥**

**અર્થ**:—સમ્યગ્દર્શનના કાળમાં (સમ્યક્ત્વ પામતી વખતે ) જ્ઞાનાવરણીયાદિ સાત કર્મોની જે સ્થિતિસત્તા [ અન્તઃ કો૦ કો૦ સા૦ ] પ્રમાણે હોય છે તે સ્થિતિમાંથી જ્યારે પલ્યોપમ પૃથક્ત્વ ( બેથી નવ પલ્યોપમ ) જેટલી સ્થિતિ ઓછી થાય, ત્યારે ભવ્ય જીવ દેશવિરતિ ગુણને પામે છે, અને તેમાંથી પણ જ્યારે સંખ્યાતા સાગરોપમ જેટલી સ્થિતિ ઓછી થાય ॥ ૧ ॥

**તે ક્ષણ સર્વ વિરતિ લહે, શમક્ષય તાત ક્રમ તેહ;**
**વાર અસંખ વ્રત દેસસુ, અડ ભવ ગુરૂવ્રત એહ ॥૨॥**

**અર્થ**:—તેજ સમયે જીવ સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત કરે (પામે) છે, અને એજ અનુક્રમથી ઉપશમશ્રેણી તથા ક્ષપકશ્રેણી પ્રાપ્ત કરે છે [ અર્થાત્ સર્વવિરતિ વખતે સાત કર્મની જે અંતઃ કો૦ કો૦ સા૦ સ્થિતિ છે તેમાંથી સંખ્યાતા સાગરોપમ પ્રમાણ સ્થિતિનો ક્ષય થતાં ઉપશમ શ્રેણિ પામે અને ઉપશમ શ્રેણીગત સ્થિતિ સત્તામાંથી ફરી સંખ્યાતા સાગરોપમ પ્રમાણનો સ્થિતિ ક્ષય થાય, ત્યારે ક્ષપકશ્રેણી પામે છે.] તથા જીવ સમગ્ર સંસાર ચક્રમાં દેશ વિરતિ અસંખ્યાતી-વાર ( અસંખ્ય ભવ) પામે છે અને સર્વ વિરતિ ગુણ મનુષ્ય ભવમાં આઠ વાર પામે છે ॥ ૨ ॥

॥ ઢાલ ૨ જી ॥

[ ગિરિવર દરિસણ વિરલા પાવે-એ રાગ ]

અબ મેરો ચેતન સંયમલીનો,
ચાહે ન અન્ય પીયૂષરસ પીનો ॥ અબ૦ ॥
દુર્લભ અમર પુરંદર ભાવે,
અવસર ભૂલત મૂઢ વિભાવે ॥ અબ૦ ॥ ૧ ॥

**અર્થ:**—હવે મારો ચેતન (આત્મા) નિર્મલ સંયમની સાધના કરવામાં લીન થયો છે, અને તેથી હવે તે બીજું કંઈ પણ ચાહતો નથી. જેમ અમૃત રસ પીધા પછી બીજા પદાર્થની ઈચ્છા ન થાય તેમ અહીં પણ સમજવું. જે પુરૂષ મૂઢ—મૂર્ખ હોય તેજ પરભાવની રમણતાને લઈને દેવપદ અને ઈન્દ્ર પદવીને દુર્લભ માને છે, અને આત્મકલ્યાણ કરનાર સંયમપદનો અવસર ગુમાવે છે. અથવા તે સંયમને સાધવાનો ખરો અવસર ભૂલી જાય છે ॥ ૧ ॥

અલગ કષાય તથા નોકષાયે,
ઉજ્વલ લેશ્યા સ્વભાવ ઠરાયે ॥ અબ૦ ॥
ચારિત્ર તેહજ આત્મ પિછાણો,
સંયમઠાણ અસંખ્ય પ્રમાણો ॥ અબ૦ ॥ ૨ ॥

**અર્થ:**—માટે સંયમનો અવસર નહિ ભૂલનારા સ્વભાવરમણી જીવો સંયમપદ પામીને અનંતાનુબંધિ આદિ ૧૬ કષાયોથી અને હાસ્યાદિ ૯ નોકષાયોથી અલગ થઈને ક્ષપકશ્રેણીમાં શુકલ લેશ્યાવંત થઈને કેવળજ્ઞાનાદિ પ્રાપ્ત કરી પોતાના

મૂળ સ્વભાવમાં (અનંત જ્ઞાનાદિ જીવ સ્વભાવમાં) અથવા સિદ્ધ દશામાં આવીને ઠરે છે, અહિં ગુણ અને અપેક્ષાએ ગુણ અને ગુણીનો અભેદ ભાવે વિચાર કરતાં ચારિત્ર એજ આત્મા કહી શકાય. એટલે ઉપર કહેલા સ્વરૂપવાળો આત્મા એ ચારિત્ર પણ કહેવાય એમ અભેદ નયનો વિચાર છે. તથા આઠમા પદે રહેલાં ચારિત્રનાં સંયમસ્થાનો [ એટલે સંયમના અધ્યવસાયો અથવા ચારિત્રના પરિણામો ] અસંખ્યાતા છે ( અસંખ્ય લોકાકાશના જેટલા આકાશ પ્રદેશો થાય તેટલા ( અસંખ્ય ) સંયમના અધ્યવસાયો છે. ) ॥૨॥

**બે ભેદ દેશ સમસ્ત પ્રકારે,**
**શ્રી જિન આગમવન્ત વિચારે ॥ અબ૦ ॥**
**દેશવિરતિ પંચમ ગુણ ઠાણે,**
**પ્રમત્ત ગુણસ્થાન ચરણ વખાણે ॥ અબ૦ ॥ ૩ ॥**

અર્થ:—શ્રી જિનેશ્વરો અને તેમના આગમધર-શ્રુતધર મહર્ષિઓ ચારિત્રને દેશથી અને સર્વથી એમ બે પ્રકારનું ( અર્થાત્ દેશવિરતિ અને સર્વવિરતિ એમ બે પ્રકારનું ) કહે છે. તેમાં પાંચમા ગુણસ્થાને સ્થૂલ બાર વ્રતવાળું દેશ વિરતિ ચારિત્ર છે, અને મોટા વ્રતોવાળું (વ્રતનું સર્વાંશે પરિપાલન કરવા રૂપ) સર્વ વિરતિ છઠ્ઠા પ્રમત્ત ગુણસ્થાનથી પ્રારંભીને ઉપરના સર્વ ગુણ સ્થાનોમાં હોય છે ॥ ૩ ॥

**ક્ષય ઉપશમ યુત અષ્ટકષાયે,**
**દેશવિરતિ પરિણામ નિપાયે ॥ અબ૦ ॥**

બાર કષાય સહિત યુગ ભાવે,
સર્વવિરતિ ગુણઠાણુ સુહાવે ॥ અબ૦ ॥ ૪ ॥

**અર્થ**:—અનંતાનુબંધી ૪ અને અપ્રત્યાખ્યાની ૪ એ ૮ કષાયના ક્ષય અને ઉપશમ એ બે સંયુક્ત ભાવ વડે એટલે ૮ના ક્ષયોપશમ ભાવ વડે ભવ્ય જીવો દેશવિરતિ ચારિત્રના સ્વરૂપને પામે છે, અને એ ૮ ઉપરાન્ત ૪ પ્રત્યાખ્યાનાવરણીય કષાય સહિત ૧૨ કષાયના સંયુક્ત ભાવ વડે એટલે ક્ષયોપશમ ભાવ વડે ભવ્ય જીવો સર્વ વિરતિ પામીને સર્વ વિરતિનાં પ્રમત્ત ગુણસ્થાનક વિગેરે ગુણસ્થાનોને શોભાવે છે ॥ ૪ ॥

સામાઇય પમુહા પણ ભેદે,
અધિકાધિક ફલ મુનિજન વેદે ॥ અબ૦ ॥
જિનવર લઇ આરાધે પ્રરૂપે,
પરજનને કરૂણાએ સમર્પે ॥ અબ૦ ॥ ૫ ॥

**અર્થ**:—સામાયિક ચારિત્ર, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મ સંપરાય, ને યથાખ્યાત એ પાંચ પ્રકારનું ચારિત્ર છે, તેમાં વર્તતા મુનિવરો એક બીજાથી અધિક અધિક ફળને અનુભવે છે [ અર્થાત્ એ પાંચ ચારિત્ર અનુક્રમે અધિક અધિક ઉત્તમોત્તમ છે. ] શ્રી તીર્થંકર ભગવાન તેજ ભવમાં પોતાનો મોક્ષ અવશ્ય જાણે છે તો પણ ચારિત્ર અંગીકાર કરી તેનું રૂડી રીતે આરાધન કરે છે, અને બીજા જીવોને ચારિત્ર ગ્રહણ કરવાની પ્રરૂપણા કરે છે. અને સંયમરસિક થએલા બીજા જીવોને ભાવ દયા પૂર્વક ચારિત્ર અર્પણ કરે

છે ( દીક્ષા આપે છે ) એમ વિચારીને બીજા સામાન્ય ભવ્ય જીવોએ આ ચારિત્રની વિશેષે કરીને જલ્દી આરાધના કરવી જોઇએ ॥ ૫ ॥

**સમઇઅ છેય જયાઇઅ ચઉમેં,**
**તિમ પરિહાર યતાદિક દુગમેં ॥ અબ૦ ॥**
**તુર્ય ચરણ દસમે ગુણઠાણે,**
**ચઉ સેસ ઠાણ અહખ્ખાય જાણે ॥ અબ૦ ॥ ૬ ॥**

**અર્થ:**—એ પાંચ ચારિત્રને ગુણ સ્થાનકની અપેક્ષાએ વિચારીએ તો સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્ર પ્રમત્ત ગુણ સ્થાનક વિગેરે ચાર ગુણ સ્થાનકોમાં [ ૬–૭–૮–૯ માં ગુણ૦માં] હોય છે, તેમજ પરિહાર વિશુદ્ધિ પ્રમત્ત ગુણસ્થાનક અને અપ્રમત્ત ગુણસ્થાનક એમ બે ગુણસ્થાનમાં [ ૬–૭ મા ગુણ૦માં ] હોય છે, ચોથું સૂક્ષ્મ સંપરાય ચારિત્ર દશમા ગુણસ્થાનમાં હોય છે, અને શેષ ૧૧–૧૨–૧૩–૧૪ એ ચાર ગુણ સ્થાનકોમાં પાંચમું યથાખ્યાત ચારિત્ર હોય છે. ॥ ૬ ॥

**પૂજનિક વનિપક હોત ભુવનમેં,**
**તે સંયમ વસિયો મેરા મનમેં ॥ અબ૦ ॥**
**નિત્ય નમત દેવ દાનવ ઇંદા,**
**જસ આરાધન લીન મુણિંદા ॥ અબ૦ ॥ ૭ ॥**

**અર્થ:**—જે સંયમના પ્રભાવથી ભિક્ષુક–દીન દરિદ્રી જેવા જનો પણ જગતમાં પૂજનિક થાય છે, તે સંયમ મારા મનમાં વસ્યો છે [ અર્થાત્ તેવા સંયમથી જ મારૂં મન રાજી

થાય છે ] વળી જે સંયમને દેવો દાનવો અને ઇન્દ્રો પણ નિત્ય નમસ્કાર કરે છે [ વિરતિને પ્રણામ કરીને, ઇન્દ્ર સભામાં બેસે મેરે પ્યારે એ વ્રત જગતમાં દીવો-એમ શ્રી વીર વિજયજી મહારાજે પૂજામાં કહ્યું છે ] તથા જેનું આરાધન કરવામાં મોટા મુનીન્દ્રો-જિનેશ્વરો પણ લીન થાય છે, તેજ ચારિત્ર મારા મનમાં વસી રહ્યું છે ॥ ૭ ॥

પ્રથમપણે શ્રુત આદિ લહી જે,
પ્રાપ્ત સમાય આકર્ષ કહી જે ॥ અ૦ ॥
સહસ સયગ પુહુત્તા દેસ સગલે,
ઇગ ભવ આગરિસા વ્રત યુગલે ॥ અબ૦ ॥ ૮ ॥

અર્થઃ—શ્રુતસામાયિક આદિ ભાવોને સૌથી પહેલી વાર પામવા તે પણ આકર્ષ કહેવાય. અને પ્રથમ પ્રાપ્ત થયા બાદ તે ભાવ રહિત થઇને ફરી તે ભાવને પામે તે પણ આકર્ષ કહેવાય. એ રીતે દેશવિરતિ સર્વવિરતિના આકર્ષ ગણીએ તો એક ભવમાં દેશ વિરતિના સહસ્ર પૃથકત્વ [ વધારેમાં વધારે લગભગ ૯૦૦૦ સુધીના ] આકર્ષ છે, અને એક ભવમાં સર્વ વિરતિ ચારિત્રના આકર્ષ શત પૃથકત્વ ( ઉત્કૃષ્ટ ભાવે ૯૦૦ સુધીના ) છે, એ રીતે એ બે વ્રતના આકર્ષ કહ્યા. ॥ ૮ ॥

સગ દસ દસ ભેય સિદ્ધ સમયમેં,
અનંતગુણી સરણા ભવરનમેં ॥ અબ૦ ॥
પવયણ માય ક્ષમાદિક સેવા,
મૈત્રી પ્રમુખ અવિકલ સિવ મેવા ॥ અબ૦ ॥ ૯ ॥

**અર્થ**:—વળી એ ચારિત્રના ૧૭ પ્રકારનાં સંયમ રૂપ ૧૭ ભેદ પણ છે. અને ક્ષમા આર્જવ માર્દવ આદિ દશવિધ યતિધર્મ રૂપે ૧૦ ભેદ પણ સિદ્ધાન્તમાં પ્રસિદ્ધ છે, અને ભવરૂપ અરણ્યમાં ભૂલા પડેલા જીવને અનંત ગુણવાળું એ ચારિત્રજ શરણરૂપ છે, તથા એ ચારિત્ર તે આઠ પ્રવચનમાતા રૂપ [ઇર્યાસમિતિ આદિ પાંચ સમિતિ અને મનગુપ્તિ આદિ ત્રણ ગુપ્તિરૂપ ]છે, તથા ક્ષમા માર્દવ આદિ યતિધર્મોની સેવના રૂપ છે, અને મૈત્રી પ્રમોદ કારૂણ્યા ને મધ્યસ્થ એ ૪ ભાવના રૂપ છે, હે જીવ! યાદ રાખજે કે એ ચારિત્ર અવિકલ સર્વ પ્રકારના સંપૂર્ણ શિવમેવા–મુક્તિપદ રૂપ ફળને આપનારૂં છે ॥૯॥

**પ્રવૃત્તિ નિવૃત્તિ ચરણ સહચારી,**
**દરિસણ નાણ લહત ફલ ભારી ॥ અબ૦ ॥**
**"નેમિસૂરીશ્વર પદ્મ" ત્રિકાલે,**
**સહજાનંદ વિરતિ મન મ્હાલે ॥ અબ૦ ॥ ૧૦ ॥**

**અર્થ**:—શુભ માર્ગમાં પ્રવૃતિ કરવી અને અશુભ માર્ગથી પાછા હઠવું. આવા સ્વરૂપવાળું ચારિત્ર છે, અથવા અશુભ માર્ગની પ્રવૃત્તિથી નિવૃત્ત થવું તે ચારિત્ર, અને તેની સાથે રહે, તોજ સમ્યગ્દર્શન તથા સમ્યગ્જ્ઞાન સંપૂર્ણ અતિ ઉત્તમ ફળને આપી શકે છે, શ્રુતયોગ સંપત્સંપાદક પરમગુરૂ શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મહારાજના શિષ્ય વિજય-પદ્મસૂરિ ચારિત્રપદની આરાધના કરવામાંજ સહાજાનંદને (નિજગુણ રમણતા) દેખે છે, અને તેથીજ તેમનું મન સર્વ વિરતિને સાધતાં બહુજ રાજી થાય છે. ॥ ૧૦ ॥

---

# ॥ શ્રી સમ્યક્ચારિત્રપદ રહસ્ય ॥

**कर्माहिकीलनी मंत्रः, संवेगरसकूपिका ॥**
**निर्वाणभूमदास्थानी, तपस्या पारमेश्वरी ॥ १ ॥**

ભાવદયા સિંધુ શ્રી તીર્થંકર પ્રભુએ અમૃતના જેવી મીઠી દેશના દેતાં જણાવ્યું કે-હે ભવ્ય જીવો! આ સંસારમાં ધન વિષય વિગેરે પદાર્થો ભયંકર દુઃખને આપે છે એમ સમજીને તમારે તે તે પદાર્થોમાં આસક્તિ ભાવ રાખવોજ નહિ જે દુઃખને દેનાર છે, તે સુખદાયી માનવા, એ તો અજ્ઞાન અથવા બીન સમજણ છે. એ પ્રમાણે વૈરાગ્ય-તપ-અને સંયમ વિગેરે ઉત્તમ પદાર્થો ખરાં સુખને આપે છે, છતાં બીન સમજણને લઇને એમ લાગે છે કે વૈરાગ્ય વિગેરે દુઃખદાયી છે. જ્યાં સુધી આવી ગેરસમજણ હૃદયમાં વસી છે, ત્યાં સુધીજ આ સંસારી જીવો અવારનવાર અનેક પ્રસંગે જુદી જુદી જાતના દુઃખોને ભોગવે છે. જ્યારે તેઓ સમજણના ઘરમાં દાખલ થઇને એમ વિચારે કે વિષયાદિનું સેવન એ મહા દુઃખદાઇ છે, અને ધનાદિની તરફ નિરભિલાષભાવ રાખીએ, તો સંતોષમય જીવન બને, ઇચ્છાના તરંગો શાંત થાય, આકુળતા ટળી જાય, અને પરિણામે આત્મરમણતાનું સુખ વધતાં વધતાં સાત્ત્વિક આનંદનો અનુભવ થાય.

યાદ રાખજો કે આત્મિક સંપત્તિઓ કુલવંતી સ્ત્રીના જેવી છે. તે જેમ પાત્ર એટલે લાયક પુરૂષનેજ વરે. એમ ઉત્તમ જ્ઞાનાદિ સંપદાઓ પણ લાયક જીવનેજ વરે છે (મળે છે).

આવી લાયકાત મેળવવાની ચાહનાવાળા ભવ્ય જીવોએ જરૂર નિઃસ્પૃહી બનવુંજ જોઇએ. જો તેમ ન કરે અને સંસારની વિવિધ સંપદાઓને ચાહે તો તે જીવો પોતાની લાયકાત ગુમાવી બેસે છે, અને સંપત્તિઓ પણ તેવા જીવોને નાલાયક ગણીને તેમનાથી દૂર દૂર ખસતી જાય છે. આવું ઉત્તમ રહસ્ય મગજમાં ઠસાવીને "સાંસારિક પદાર્થો આત્માનું (મારૂં) ભલું કરશે" આવી આસ્થા બીલ્કુલ રાખવીજ નહિ. આ પ્રમાણેની હિતશિક્ષા જેઓ અમલમાં મૂકશે, તેઓ સ્વપ્ને પણ મનની અને શરીરની પીડા લગાર પણ પામતા નથી. સંસારી જીવો કેવલ આશાની ગુલામી બ્હોરીનેજ ચારે ગતિમાં રખડપટ્ટી કરે છે. આશાને ગુલામડી બનાવવામાં કેવી આનંદની લ્હેરો ઉછળે છે અને આશાના ગુલામ થવામાં કેવી કંગાલ સ્થિતિ થાય છે. આ બાબતમાં એક નાનકડું દૃષ્ટાંત જરૂર યાદ રાખવા જેવું છે. તે આ પ્રમાણે—એક નગરની બ્હારના ભાગમાં ભવ્ય બગીચો અનેક જાતના વૃક્ષ વિગેરેની શોભાથી લોકોને અપૂર્વ આનંદ આપે છે. અહીં એક મહાત્મા પુરૂષ ઝાડની નીચે ધ્યાનમાં બેઠા છે. આ નગરનો રાજા દિવાનની સાથે ફરતો ફરતો અહીં નજીકના ભાગમાં આવ્યો. ત્યાં દિવાનની નજર મહાત્માની ઉપર ગઇ. દિવાને વિચાર્યું કે–રાજાને સત્સમાગમ કરાવું આમ વિચારીને તેણે રાજાને કહ્યું કે—હે રાજન્! ચાલો આપણે આ ઝાડ નીચે બેઠેલા મહાત્માની પાસે જઇએ, અને તેમનો ઉપદેશ સાંભળીને પાવન થઇએ.

રાજા—એવા તો ધૂતારા ઘણાં રખડે છે.

દિવાન—હે રાજન્! આ મહાત્મા તેવા નથી.

દિવાનનું મન જાળવવાની ખાતર રાજા દિવાનની સાથે મહાત્માની પાસે ગયો. ધ્યાન પૂરૂં કરી મહાત્માએ રાજાને આ પ્રમાણે ઉપદેશ આપ્યો કે—હે રાજન્! જે આનંદ અને જે લ્હેઝત ત્યાગમાં અને ચારિત્રની આરાધનામાં છે તે કોઇ ભોગમાં છેજ નહિ. આ બાબતમાં એક રાજાએ એક મહાત્માની સાથે જે વાતચીત કરી, તે જરૂર જાણવા જેવી છે. તે ટૂંકામાં આ પ્રમાણે-એ મહાત્મા કંદોઇની (દુકાનની) ઘણી રખ્યાવાળી ઓસરીમાં રાતવાસો રહ્યા છે, સામે રાજમહેલ છે. અજવાળી રાતે રાજાની નજર ત્યાં ગઇ. તેણે વિચાર્યું કે અહો! આ મહાત્માને કેટલું દુઃખ હશે? સવારે કચેરીમાં બોલાવીને રાજાએ સમસ્યામાં પૂછ્યું કે-હે મહાત્મા! "કેસી વીતી" આનો ખરેખરો મુદ્દો સમજીને મહાત્માએ જવાબ દેતાં કહ્યું કે-હે રાજન્! "આધી તેરે જેગી, અને આધી તેરેસે અચ્છી." આમાં રાજાને કશી સમજણ ન પડી, તેથી તેણે મહાત્માને પૂછ્યું કે-આનો અર્થ શો? તેમણે જવાબમાં જણાવ્યું કે-હે રાજન્? જ્યાં સુધી હું જાગતો હતો, ત્યાં સુધી મારા આત્મસ્વરૂપની અને પરમાત્માના સ્વરૂપની વિચારણા કરવામાં હું લીન થયો હતો, તેથી મને એવો અપૂર્વ આનંદ થતો હતો કે જે હું કહેવાને પણ સમર્થ નથી. તમે જ્યાં સુધી જાગતા હશો, ત્યાં સુધી તમને દેશની, ખજાનાની, કુટુંબની અનેક ચિંતાઓ થતી હશે. મારે તેમાંનું કંઈ નહિ. કારણકે મારે તો "ચારે ખૂણે ગોકલઅષ્ટમી અને વચમાં એકાદશી" આના જેવું છે, એટલે મારે

કોઇ પણ જાતની ઉપાધિ નથી તો પછી તેની ચિંતા હોયજ શેની ? ઉંધ્યા પછી તો તમારી અને મારી સ્થિતિ સરખી છે, આ ઇરાદાથી મેં તમને પૂછ્યા પ્રમાણે જવાબ દીધો કે-હે રાજન્! અડધી રાત તમારા જેવી ગઇ અને અડધી રાત તમારાથી સારી ગઇ. હે રાજન્! તમારે તમારા આત્માને જરૂર પૂછવું જોઇએ કે હે જીવ! વાળ ધોળા થયા પણ હજુ બુદ્ધિ કેમ સફેદ થઇ નહિ. પ્હેલાના રાજાઓ એક વાળ ધોળો થાય કે તરત ચેતીને દીક્ષા અંગીકાર કરીને ત્યાગધર્મ પાલીને આત્મકલ્યાણ કરતા હતા, અને હજુ તમે સંસારમાં કેમ પડી રહ્યા છો. ધારિણી રાણી રાજા સોમચંદ્રના વાળ ઓળતી હતી, તેવામાં ધોળો વાળ જોઇને રાણીએ રાજાને કહ્યું કે દૂત આવ્યો. ચારે બાજુ જોતા પણ રાજાએ દૂત જોયો નહિ. તેથી રાણીને પૂછ્યું કે દૂત કયો ? ત્યારે રાણીએ ધોળો વાળ બતાવ્યો. આ જોઇને રાજા ઉદાસ થયા અને ચિંતાનું કારણ પૂછતાં રાજાએ રાણીને કહ્યું કે-હે રાણી ! અમારા પૂર્વજોએ તો ધોળો વાળ આવ્યા પ્હેલાં વ્રત લીધું હતું, અને હું કેવો નિર્ભાગી કે હજુ સુધી પણ વિષયરાગી થઇને વ્રતને ગ્રહણ કરતો નથી[1] ? આમ વિચારીને તરતજ રાજ્યનો ત્યાગ કરી સોમચંદ્રે તાપસી દીક્ષા ગ્રહણ કરી. અહીં અયોગ્ય તાપસી દીક્ષા તરફ જોવાનું નથી, પણ રાજાની વિવેકગર્ભિત ભાવના તરફ જોવાનું છે. આ સાંભળીને રાજા ઘણો રાજી થયો, અને તેણે મહાત્માની આગળ ૫૦૦ રૂપિયાની થેલી મૂકાવી, પણ

૧–જુઓ–પરિશિષ્ટ પર્વમાં–" अदृष्टे पलिते ह्यस्मत्पूर्वजै-राददे व्रतं ॥ अहं तु विषयासक्तः, प्रिये! पलितवानपि ॥ १ ॥

મહાત્માએ તો તેની સામું પણ જોયું નહિ. કારણકે તે સમજતા હતા કે–"સાધુ દુઃખી ધન સંઘરે" આ સ્થિતિ જોઇને રાજાએ એમ ધાર્યું કે મહાત્માને ૫૦૦ રૂપિયા ઓછા પડયા છે, તેથી નોકરને કહ્યું કે ૧૦૦૦ ની થેલી ધરો. તે છતાં મહાત્માએ તેની સામે ન જોયું, ત્યારે રાજાએ ક્રોધમાં આવીને કહ્યું કે લેતો હોય તો લેને, ભિખારી થઇને લાડ શું કરે છે? આવી હજારની થેલી દેનાર કોણ મલશે. આ બધું સાંભળતાં છતાં મહાત્મા લગાર પણ તપ્યા નહિ, પણ અવસરે તેમણે રાજાને કહ્યું કે હું તમારી સાથે ખાનગી વાત કરવા ચાહું છું, તે વાત દીવાનની સાંભળતાં ન થઇ શકે, માટે એક બાજુ ચાલો. બંને જણા એક બાજુ ગયા, ત્યાં મહાત્માએ રાજાને કહ્યું કે–હું કોણ છું? તે તું જાણે છે? રાજાએ કહ્યું, ના. મહાત્માએ કહ્યું કે "હું જયપુરના રાજાના ડીટેકટીવ છું, તે રાજાની જુવાન કુંવરી બહુજ સુંદર છે, તેને લાયક વર ગોતવા નીકળ્યો છું. મારા રીપોર્ટના આધારે રાજા કુંવરીનો વિવાહ કરશે" આ સાંભળીને રાજા કન્યાની લાલચમાં પડયો, ને કહેવા લાગ્યો કે આપ જેવા મહા પુરૂષો "આ સેવકના ગુના માફ જરૂર કરશે. (આમ કહેવાનું કારણ એ કે રાજાએ તેનું અપમાન કર્યું હતું) આપ મારા રાજ્યમાં પધારો ખજાનો વિગેરે તપાસીને આ સેવકની બાબતમાં યોગ્ય રીપોર્ટ મ્હેરબાની કરી આપશો, જેથી હું રાજકુંવરીને પરણી શકું.'

મહાત્મા—ઠીક ચાલો. હું મારી ચીજો લઇ લેઉં. એમ કહી બંને જણા જ્યાં રૂપિયાની થેલી હતી, ત્યાં આવ્યા મહાત્માએ રાજાને કહ્યું કે આ થેલી લઇ લ્યો. રાજાએ કહ્યુ

કે એ કેમ લેવાય. મેં ભિક્ષુકને દઇ દીધી એ લેવાય કેમ? કહેવત પણ એમ કહે છે કે-દીધા લ્યે પાછા જે દાન, આપતા ભવે મુસલમાન. હું આ લેવાને લાયક નથી. મહાત્માએ કહ્યું કે ખરો ભિખારી તું જ છે. અને આ થેલીને લેવા લાયક પણ તું છે. કારણ કે નથી જયપુરના રાજાની કુંવરી, છતાં મેં એક વાત કરી, તેમાં તું ગુલામ જેવો અને દીન બની ગયો, તો પછી તારા જેવો બીજો ભિખારી કોણ હોઈ શકે? મહાત્માના આ વચનો સાંભળીને રાજા ધર્મી બનીને સ્વસ્થાને ગયો. અને મહાત્મા બીજા સ્થાને ગયા. અહીં દૃષ્ટાંત પૂરૂં થયું. આમાંથી સમજવાનું એ મલે છે કે આશાની ગુલામી ઘણું દુઃખ આપે છે. અને આ જીવને કંગાલ જેવો બનાવે છે. ત્યાગ ધર્મની મઝા કોઈ જુદીજ છે કે જેથી મહાત્માએ થેલીની સામે પણ જોયું નહિ. પ્રભુ શ્રી તીર્થંકર જેવા મહા પુરૂષોએ પણ ત્યાગમય ચારિત્રની સાધના કરીને દુનિયાના જીવોને બોધ પાઠ શીખવ્યો કે તમે કેટલામા ભવે મુક્તિમાં જશો? તેની તમને ખબર નથી. તો અમારૂં વર્ત્તન જોઇને પણ તમારે ચારિત્રની આરાધના કરવામાં જરૂર સાવધાન થવું. કર્મ રૂપી સર્પના જુલ્મો અટકાવવાને મંત્રની જેવું દીક્ષા રૂપ ચારિત્ર છે, તથા સંવેગ રૂપ રસની ભરેલી કૂઇ જેવી દીક્ષા (ચારિત્ર) છે અને નિર્વાણ રૂપી રાજાની કચેરી જેવી દીક્ષા છે. (૧) ધર્મ રૂપી સૂથારે મનુષ્યજન્મ રૂપી પ્રાસાદ બનાવ્યો છે, તેની ઉપર ચારિત્ર રૂપી ધજા ચઢાવનારા ઉત્તમ પુરૂષોને ધન્ય છે. ૨ હલકા વંશમાં જન્મેલા માણસની પણ જે ઈંદ્રાદિ જેવા ભવ્ય જીવો પણ સેવા કરે, તે પ્રતાપ ચારિત્રનોજ

કહી શકાય. (૩) ચારિત્ર અપવિત્રને પવિત્ર બનાવે છે, અને દાસ જેવાને પણ જગતનો માલીક બનાવે છે. જુઓ રાજા સંપ્રતિ પાછલા ભવમાં ભિખારી હતા ત્યારે સંયમની સાધના કરી, તેથી આવતા ભવમાં ત્રણ ખંડના સ્વામી રાજા થયા. (૪) જેનું મન ચારિત્રમાં અખંડ લીન છે, તેની પાસે અનિચ્છાએ પણ સર્વ લબ્ધિ સિદ્ધિ આવે છે. (૫) ચારિત્રના પ્રભાવે આ ભવમાં મોટાઇ, ઋદ્ધિ વિગેરે અને પરભવમાં મુક્તિપદ જરૂર મળે. (૬) જેનું પરિણામ સારૂં હોય, તે દુઃખ કહેવાયજ નહિ. ચારિત્રમાં બાહ્ય દૃષ્ટિવાલા જીવોને ભલેને દુઃખ જણાય, પણ એની સાધના કરતાં ઘણાં ચીકણાં કર્મો ખપે છે. ફૂલનું વ્યવહારિક દૃષ્ટાંત પણ એમ સમજાવે છે કે-દોરાથી ફૂલ બાંધીને માલી ફૂલની માલા બનાવે છે, તે રાજાના મસ્તક ઉપર ચઢે છે. અહીં ફૂલોએ બંધાવવાનું દુઃખ સહન કર્યું તો રાજાના મસ્તકે ચઢયા. એ પ્રમાણે લોચાદિક કષ્ટને સહન કરતાં રાજાના મસ્તક સમાન લોકાગ્રે રહેલી સિદ્ધ શિલામાં રહેવાનું મળે છે. કષ્ટ સહન કર્યા વિના કોઇ દિવસ કર્મ નષ્ટ થાયજ નહિ. (૭) ચારિત્રની આરાધના કરીએ તોજ માનવજીવનનો ખરો મુદ્દો જાળવ્યો, એમ કહેવાય. મહર્ષિ ભગવંતોએ ફરમાવ્યું છે કે સાધુપણામાં મોટા મોટા આઠ ગુણો છે. તે આ પ્રમાણે-૧ સાવદ્ય આરંભ સમારંભ કરવો પડે નહિ. ૨ ખરાબ સ્ત્રી પુત્ર શેઠ વિગેરેના તિરસ્કાર ભરેલા વેણુ સાંભળવાનું હોય નહિ. સંસારમાં તો સ્ત્રી આદિના કડવા વચન સહન કરવા પડે છે. ચારિત્રમાં એમ હોયજ નહિ. ૩ રાજાદિને નમસ્કાર ન કરવો પડે. ૪ ચારિત્ર લઇએ તો

ભોજન વસ્ત્ર ધન ઘર વિગેરે ચિંતા ટળી જાય. ૫ જ્ઞાનાદિ ગુણોનો લાભ. ૬ લોકમાં આદરસત્કારાદિ પૂજા થાય. ૭ પ્રશમ સુખનો આનંદ મળે. ૮ છેવટે મોક્ષના અથવા ઉત્તમ સ્વર્ગના સુખ મળે, એમ સમજીને હે સદ્‌બુદ્ધિવાળા ભવ્ય જીવો! તમે જરૂર ચારિત્રની આરાધના કરજો. તેમાં અષ્ટ પ્રવચન માતા તરફ જરૂર લક્ષ્ય રાખજો. કારણકે ચારિત્રનો આધાર એની ઉપર છે.

---

## ॥ ચારિત્રના ૧૭ ભેદ ॥

૫ પાંચે આશ્રવોને છોડવા. ૫ પાંચ ઇંદ્રિયોને વશ કરવી. ૪ ચાર કષાયો છોડવા. ૩ ત્રણ ગુપ્તિની પાલના કરવી.

ચારિત્રમાં યતના પૂર્વક પ્રવૃત્તિ કરવી જોઇએ, કારણકે યતના ધર્મની માતા છે, ધર્મને ટકાવે છે અને વધારે છે, માટે જરૂર સ્થિર સુખ પમાડે એમાં નવાઇ શી?

જીવના ત્રણ ભેદ—૧ અવિરત, ૨ પ્રમત્ત સંયત, ૩ અપ્રમત્ત સંયત. ૧ અવિરત-જેમ મોટા પાલામાં (કોઠીમાં) એક માણસ કુંભ પ્રમાણ વધારે અનાજ નાંખે અને નાલિ પ્રમાણ જેટલું થોડું કાઢે, આવી સ્થિતિ અવિરત જીવની છે. એટલે તે ઘણાં કર્મ બાંધે, કારણકે વિરતિ પામ્યો નથી, અને થોડાં કર્મ નિર્જરે એટલે ખપાવે. ૨ પ્રમત્ત સંયતને આનાથી ઉલટું હોય છે, એટલે તે ઘણાં કર્મો ખપાવે અને થોડા કર્મનો બંધ કરે. ૩ અપ્રમત્ત સંયત ઘણાં કર્મોની નિર્જરા

કરે, અને બાંધે કંઇ નહિ. આ બીના ધ્યાનમાં લઇને જે ભવ્ય જીવો ચારિત્રની નિર્મલ સાધના કરે, તેઓ અંતિમ સમયે હસતાં હસતાં સમાધિ મરણ પામે છે, અને તેમ ન કરે તે છેવટે પસ્તાય છે, એમ સમજીને હે જીવ! મશાણીયા લાડવાની જેવા સંસારને છોડીને જરૂર ચારિત્રની આરાધના કરજે. વિશેષ બીના શ્રી શ્રાવક ધર્મજાગરિકામાં જણાવી છે.

॥ શ્રી સમ્યક્ચારિત્ર પદ રહસ્યં સંપૂર્ણમ્ ॥

---

# ॥ ૯ ॥ શ્રી તપ પદ પૂજા ॥

( દૂહા )

**કર આગમ નોઆગમે, સિરિ તવપય પણિહાણ;**
**જ્ઞાતા ઉપયોગી ધુરે, કિરિયા સહ પર જાણ ॥ ૧ ॥**

**અર્થ:**—હવે નવમા શ્રી તપપદનું ધ્યાન આગમભાવ-નિક્ષેપે અને નોઆગમ ભાવનિક્ષેપે કરવું જોઇએ. તેમાં તપ પદનો જ્ઞાતા અને તપપદના અર્થની વિચારણા કરવામાં ઉપયોગવાળો જે જીવ તે પહેલો આગમભાવ નિક્ષેપે કરીને તપ કહેવાય, અને એજ જીવ તપશ્ચર્યાના અનુષ્ઠાન-ક્રિયા સહિત વર્તતો હોય તો તે નોઆગમભાવ નિક્ષેપના વિચારે તપ કહેવાય. ॥ ૧ ॥

**નામાઇય ચઉહા ક્રમે, દ્રવ્યસુ જેહ સકામ;**
**ફલ અભિલાષ વિણા તવો, ભાવપક્ષ અભિરામ ॥ ૨ ॥**

**અર્થ:**—તથા નામ સ્થાપના દ્રવ્ય ભાવ એ ક્રમથી તપના ચાર નિક્ષેપા છે. ત્યાં કોઇનું "તપ" એવું નામ પાડીએ તે નામ તપ કહેવાય, અને તપસ્વીની પ્રતિમા તે સ્થાપના તપ કહેવાય તથા સાંસારિક પદાર્થની ઇચ્છાવાળું તથા સકામ નિર્જરાવાળું જે હોય તે દ્રવ્ય તપ કહેવાય. અને કોઇ પણ પ્રકારના ફળની ઇચ્છા વિનાનો તપ તે મનોહર ભાવપક્ષનો તપ છે, અર્થાત્ તે ભાવતપ કહેવાય ॥ ૨ ॥

**કર્મ કાષ્ટ સંભારને, તપને તપોઽનલ સાર;**
**તે તપ નમ નવમે પદે, રસમૂર્ચ્છા અપસાર ॥ ૩ ॥**

અર્થ:—પાછલા અસંખ્યાતા ભવમાં એકઠા કરેલાં (બાંધેલાં) એવાં જ્ઞાનાવરણીયાદિ કર્મરૂપી લાકડાંના સમુદાય (જત્થા)ને બાળી નાખવામાં તપ અગ્નિની જેવો છે. એમ સમજીને હે ભવ્ય જીવ! જેમાં રસની મૂર્ચ્છા (રસગૃદ્ધિ) દૂર થઇ ગઇ છે એવા રસગૃદ્ધિ વિનાનો જે (નિરસ) તપ તેને નવમા પદમાં દરરોજ નમસ્કાર કરજે. ॥ ૩ ॥

---

## ॥ ઢાલ ૧ લી ॥

[ ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવે-એ રાગ ]

**તપ પદ સાધનારે, શીલ તરૂ મેઘ સમાના;**
**મદન વદન છાદન સુપિધાના,**
**સ્વર્ગ માર્ગ ઇગ યાના ॥ તપ૦ ॥ ૧ ॥**

અર્થ:—શ્રી તપપદની જે આરાધના તે સદાચારરૂપી ઉત્તમ ઝાડને ( સાધુના તથા શ્રાવકનાં મહાવ્રતો તથા અણુવ્રતોરૂપી ઉત્તમ ઝાડને) ઉગાડવામાં તથા વૃદ્ધિ પમાડવામાં અને નવપલ્લવિત કરવામાં મેઘના જેવી છે, તેમજ કામદેવનું મોઢું ઢાંકવાને (બંધ કરવાને) ઉત્તમ ઢાંકણા જેવી છે એટલે કામના વિષયવિકારો તપથી સંપૂર્ણ દબાઇ જાય છે. અને તેથી આ તપની આરાધના સ્વર્ગના માર્ગમાં એક ઉત્તમ રથ

જેવી છે. (એટલે તપની આરાધના સ્વર્ગ (અને મોક્ષ) ને આપનારી છે. ॥ ૧ ॥

**કુશલ કમલ દિનકર કરમાના, પર અપવર્ગ નિદાના;**
**વિઘ્નલતા વૈશ્વાનર સ્થાના,**
**ઝટ આદર અનિદાના ॥ તપ૦ ॥ ૨ ॥**

**અર્થ:**—કલ્યાણરૂપ કમળને વિકસ્વર કરવામાં સૂર્યના કિરણ જેવી, આ તપની આરાધના છે, તથા મોક્ષનું પરમ કારણ છે, અને વિઘ્નોરૂપી લતા-વલ્લીઓને બાળવામાં અગ્નિ જેવી છે, એમ સમજીને હે ભવ્ય જીવ! તું આવા પ્રકારની તપની આરાધનાને નિયાણા (આલોક પરલોકના પૌદ્ગલિક સુખની આકાંક્ષા)નો ત્યાગ કરીને જલ્દી અંગીકાર કરજે ॥૨॥

**વિણ પાવક રસપાક નિપાવે, વિણ મૃદ ઘટ ઉપજાવે;**
**વસન ભાવ કિમ તંતુ અભાવે,**
**તપ વિણ અઘ વિણસાવે ॥ તપ૦ ॥ ૩ ॥**

**અર્થ:**—વળી આ તપની આરાધના કેવી છે? તે કહે છે. જેમ અગ્નિ વિના રસોઈ થઇ શકે નહિ, એટલે રસોઇ થવામાં અગ્નિ કારણ છે. એમ આગળ પણ સમજવું. અને માટી વિના ઘટ વિગેરે વાસણ ન બની શકે, તથા જેમ સૂતરના તંતુઓ (તાંતણાં) વિના લૂગડાં વિગેરે કઇ રીતે બની શકે? એટલે નજ બની શકે, તેમ તપશ્ચર્યા વિના પાપનો વિનાશ કેમ થઇ શકે? અર્થાત્ તપ વિના પાપનો નાશ નજ થાય. અહીં કારણ વિના કાર્ય થાય નહિ, એમ દૃષ્ટાંતો દઇને સમજાવ્યું. ॥ ૩ ॥

**કરણ તુરંગમ વિષય વિલાસી, વસ સાધન દૃઢ દોરી;**
**વાર્ધિ નદી વિનયાંચિત વિદ્યા,**
**લબ્ધિ લહે તપ ધોરી ॥ તપ૦ ॥ ૪ ॥**

**અર્થ:**—વિષયના વિલાસી એવા ઇન્દ્રિયોરૂપી ઉન્મત્ત ઘોડાઓને વશ કરવામાં (દમવામાં) મજબૂત દોરી (મજબુત લગામ) જેવી તપશ્ચર્યા છે. એવી તપશ્ચર્યા કરવાથી જેમ નદીઓ સ્વભાવે કરીને સમુદ્રને મળે છે, તથા વિનયવંત પુરૂષોને વિદ્યા જેમ સ્હેજે મળે, તેમ વિશાલ તપશ્ચર્યા કરનારા ભવ્ય જીવો પણ અનેક લબ્ધિઓને એટલે આમર્ષૌષધિ વિગેરે આશ્ચર્યકારી લબ્ધિઓને સ્હેજે મેળવે છે. અથવા લબ્ધિઓ પોતેજ તે તપસ્વીની પાસે જાય છે ॥ ૪ ॥

**વસન ક્ષાર જલ અંગ માર્જના, ભૂ કનકાનલ ભાવા;**
**નેત્રાંજન તિમ આતમ તપસ્યા,**
**કારણ કજ્જ સહાવા ॥ તપ૦ ॥ ૫ ॥**

**અર્થ:**—વળી વસ્ત્રને શુદ્ધ કરવામાં જેમ ઉષ વિગેરે ખારા પદાર્થ ઉપયોગી છે, અર્થાત્ ક્ષાર જેમ વસ્ત્રને શુદ્ધ કરે છે, તથા જળ જેમ શરીરને શુદ્ધ કરે છે, પૃથ્વીની સાથે ચોંટેલા સુવર્ણને જેમ અગ્નિ શુદ્ધ કરે છે, અંજન જેમ નેત્રને શુદ્ધ (ચોખ્ખું) કરે છે, તેમ તપશ્ચર્યા આત્માને શુદ્ધ કરે છે, એટલે વસ્ત્રાદિક કાર્યમાં જેમ ક્ષાર વિગેરે પદાર્થો કારણ છે, તેમ આત્માને નિર્મલ બનાવવારૂપ કાર્યમાં તપશ્ચર્યા કારણ છે. ॥ ૫ ॥

**તુષ્ટિમૂલ ખંધ સુય દમ શાખા, સીલભાવ પરવાલા;**
**અભય પર્ણ સુમ સ્વર્ગ આય તે,**
**શિવફલ તપતરૂ વ્હાલા ॥ તપ૦ ॥ ૬ ॥**

**અર્થ**—વળી શાસ્ત્રમાં તપને કલ્પવૃક્ષની ઉપમા આપી છે. તેમાં તપરૂપ કલ્પવૃક્ષનું મૂળ સંતોષ છે, અને શ્રુતજ્ઞાન સ્કંધ (થડ) છે તથા ઈન્દ્રિયદમન તે શાખા (મોટી ડાળીઓ) છે, તેમજ શીલભાવ એટલે સદાચાર તે અંકુરા છે, અને અભય દાન તે પાંદડાં જેવું છે, સ્વર્ગલાભ તે ફૂલોની જેવો છે, અને મોક્ષપદ તે ફળ છે, એ રીતે ભવ્ય જીવોને આ તપરૂપ કલ્પવૃક્ષ ઘણું વ્હાલું હોય છે. ॥ ૬ ॥

**તે ભવ મુક્તિગમન અનુરાગી, તીર્થંકર તપ તપીયા;**
**" નેમિસૂરીશ્વર પદ્મ " ભણે એ,**
**ધન્નાદિક ભવ તરિયા ॥ તપ૦ ॥ ૭ ॥**

**અર્થ**—વળી તેજ ભવમાં મોક્ષપદ પામવાના અનુરાગી અથવા તેજ ભવમાં અવશ્ય મુક્તિ થશે એમ જાણનારા એવા શ્રી તીર્થંકર ભગવંતો પણ આ તપને તપે છે, તો પછી હે ભવ્ય જીવ! તારે તો જરૂર તપ કરવો જોઇએ. એમ શ્રી વિજય-નેમિસૂરીશ્વરના શિષ્ય વિજયપદ્મસૂરિ કહે છે કે આ તપને સાધવાથી શ્રી ધન્ય અણગાર વિગેરે ભવ્ય જીવો સંસારસમુદ્રને તરી ગયા. હે જીવ! મુક્તિમાં જવાને તારે કેટલા ભવની વાર છે. એ તને ખબર નથી. ઉપરની બીના યાદ રાખી જરૂર તપ કરજે. ॥ ૭ ॥

# ॥ ધન્ય મુનિની વૈરાગ્યમય કથા ॥

કાકંદી નામની નગરીના ધના નામે સાર્થવાહને ભદ્રા નામે સ્ત્રી હતી, તેમને ધન્ય નામે પુત્ર હતો. પુત્રની ઉંમર મોટી થઇ, ત્યારે માતા પિતાએ એકજ દિવસે ઉત્તમ કુલની બત્રીશ કન્યાઓ પરણાવી, તે બધાને રહેવાને બત્રીશ મ્હેલ કરાવ્યા. દોગુંદક દેવની[1] માફક ધન્ય સાર્થવાહ ભોગ સુખ ભોગવવા લાગ્યો. આ સ્થિતિમાં ઘણાં વર્ષો વીત્યા બાદ એક દિવસ તેને ખબર પડી કે અહીં પ્રભુશ્રી મહાવીર દેવ પધાર્યા છે. પ્રભુના દર્શન કરવાની અને દેશના સાંભળવાની તીવ્ર ઈચ્છાવાળા ધન્ય સાર્થવાહ પગે ચાલીને પ્રભુની પાસે આવ્યા. અને વંદન કરીને દેશના સાંભળવા બેઠા. પ્રભુ દેવે દેશના દેતાં જણાવ્યું કે "હે ભવ્ય જીવો! સંસારી જીવોને ખરા બંધન બે છે. (૧) રાગબંધન (૨) દ્વેષબંધન. ખરા કટ્ટા શત્રુઓ આ છે. રાગને લઇને વિષયાદિ સાધનોની સેવના કરીને જીવો ઘણી વિડંબના ભોગવે છે, અને તેવીજ વિડંબના દ્વેષથી પણ ભોગવવી પડે છે. રાગ અને દ્વેષમાં વધારે બલવાન રાગ છે. કારણકે ઠેઠ દશમા ગુણસ્થાનક સુધી તે રહે છે, અને આત્માના ઉજવલ સ્વરૂપને ડહોળી નાંખે છે. આ વાત ધ્યાનમાં રાખીને જેમ જેમ રાગદ્વેષ પાતળા થાય, તેમ તેમ પ્રવૃત્તિ કરવી જોઈએ. માનવ જીવન અમૂલ્ય ચીજ

૧—વિશિષ્ટ ભોગ ભોગવનારા ત્રાયસ્ત્રિંશક દેવોનું બીજું નામ દોગુંદક દેવ કહેવાય છે, એમ લોક પ્રકાશમાં કહ્યું છે–જુઓ તે પાઠ "त्रायस्त्रिंशा देवा भोगपरायणा दोगुंदका इति भण्यंते ॥"

છે. સમજુ જીવો સંયમની સાધના કરીને જરૂર માનવ ભવ સફલ કરે.” આવી વૈરાગ્યમય દેશના સાંભળીને ધન્ય સાર્થ-વાહને દીક્ષા લેવાની ઇચ્છા થઈ. ઘેર આવી બધાને સમજાવી પ્રભુના હાથે દીક્ષા ગ્રહણ કરી તેજ દીક્ષાના દિવસથી માંડીને છઠ્ઠ છઠ્ઠની આકરી તપશ્ચર્યા કરવા લાગ્યા. આ ધન્ય મુનિરાજ છઠ્ઠ તપના પારણે પણ આયંબિલ કરતા હતા. ગૃહસ્થે તજી દીધેલી ભિક્ષા લઈને પોતે પારણું કરતા હતા. એમ કરતાં કરતાં તેઓનું શરીર ઘણું દુર્બલ થઈ ગયું. અવસરે સપરિવાર પ્રભુદેવ રાજગૃહી નગરીના ગુણશિલ વનમાં પધાર્યા, ત્યાં શ્રેણિકે દેશના સાંભળ્યા બાદ પ્રભુને પૂછ્યું કે–આ બધા મુનિઓમાં દુષ્કર કારક કોણ છે? પ્રભુએ કહ્યું કે આ ધન્ય મુનિ તેવા છે. વિગેરે બીના જાણીને રાજા શ્રેણિકે તેમને વંદન કરીને વખાણ્યા. રાતે ધર્મજાગરિકા કરતાં શ્રી ધન્ય મુનિરાજે અન-શન કરવાનો વિચાર કર્યો. પ્રભુદેવની આજ્ઞા લઇને વિપુલ-ગિરિપર જઇને એક માસની સંલેખના કરવા પૂર્વક અનશન તપમાં સમાધિમરણે કાલધર્મ પામી સર્વાર્થસિદ્ધ વિમાનમાં દેવ થયા. સર્વાર્થસિદ્ધના જીવો નિશ્ચયે કરીને એકાવતારી અને તેત્રીસ સાગરોપમના આયુષ્યવાળા હોય છે. ધન્ય મુનિની પણ દેવ લોકમાં તેવી સ્થિતિ હતી, ત્યાંથી ચ્યવીને મહા વિદેહક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

---

(દૂહા)

**નિષ્કામી સંવર પદી, સમતા શમ પરિણામ;**
**આતમ સાધક નિર્જરા, તપો તેજ ગુણધામ ॥ ૧ ॥**

**અર્થ:**—કોઇ પ્રકારની પૌદ્ગલિક આકાંક્ષા રહિત અથવા ઇચ્છાના નિરોધવાળો, તથા સંવરપદવાળો (નવાં બંધાતાં કર્મને રોકનાર) અને સમતાવાળો (ઇન્દ્રમાં અને ભિક્ષુકમાં અથવા ઘાસ અને મણિમાં સમતા વૃત્તિવાળો) તેમજ ઉપશમ પરિણામવાળો, અને સકામ નિર્જરાવાળો એવો જે આત્મા તેજ સર્વ ગુણોના સ્થાનરૂપ તપ તરીકે જાણવો એમ નિશ્ચય નયનો અભિપ્રાય છે. ॥ ૧ ॥

---

॥ ઢાલ ૨ જી ॥

(કુમતિ એમ સકલ દૂરે કરી—એ રાગ.)

**તપ અનાહાર પદ વાનકી, દ્વિવિધ કરૂણાકરણ સાર રે;**
**અવધ આચરણથી જેહના, પૂર્ણ વૈરાગ્ય વિસ્તાર રે**
**તપ તપે તેહને વંદના—૧**

**અર્થ:**—આત્માનો મૂળ સ્વભાવ અનાહારી છે, તે અનાહારી પદની વાનગી—નમુનારૂપ તપ છે, વળી તપ તે દ્રવ્યદયા અને ભાવદયા એ બે પ્રકારની દયા પાલવાનું ઉત્તમ સાધન છે, તથા એ તપની નિર્દોષ સાધના કરતાં કરતાં વૈરાગ્યભાવ પૂરેપૂરો મનમાં ફેલાય છે. આવા જે મહાપુરૂષો (તપસ્વીઓ) આવા તપને તપે છે, તેમને મારો હંમેશાં નમસ્કાર થાઓ. ॥ ૧ ॥

ઇન્દ્ર સુર ચક્રી પદવી લહે, ઋદ્ધિ અડ શક્તિ અનિવાર્યરે;
લબ્ધિ અડવીસ તે જાણીએ, શિવદ તપ કલ્પતરૂ કાર્ય રે
॥ તપ૦ ॥ ૨ ॥

**અર્થ**:—જે તપના પ્રભાવથી ભવ્ય જીવો ઇન્દ્રપદવી દેવપદવી અને ચક્રવર્તી પદવી વિગેરે મોટી પદવીઓ પામે છે, અને પુણ્યાનુબંધી પુણ્યની લક્ષ્મી વિગેરે મોટી ઋદ્ધિઓ પણ પામે છે, તથા અણિમા મહિમા વિગેરે આઠ સિદ્ધિઓ પામે છે, તેમજ જે અઠ્ઠાવીસ પ્રકારની લબ્ધિઓ તે મોક્ષને પણ આપનારા એવા તપરૂપ કલ્પતરૂનું કાર્ય જાણવું. એટલે તપ રૂપ કલ્પવૃક્ષની સાધના કરવાથી ભવ્ય જીવો જરૂર અઠ્ઠાવીસ લબ્ધિઓને પામે છે. ॥ ૨ ॥

આંગળી કનક જેવી કરે, લાળથી સનત્ કુમારરે;
લબ્ધિ તે ભાવ તપ સાધતા, જ્ઞાનપૂર્વક ક્ષમા સારરે
॥ તપ૦ ॥ ૩ ॥

**અર્થ**:—તપના પ્રભાવથી સનત્કુમાર ચક્રી રાજર્ષીએ મુખની લાળ એટલે થુંક વડે પોતાની આંગળી સોના જેવી કરીને દેવોને બતાવી, અને કહ્યું કે હું દ્રવ્યરોગ હઠાવી શકું છું. આવી લબ્ધિ સનત્કુમારચક્રી મુનિને જ્ઞાનપૂર્વક ઉત્તમ ક્ષમાસહિત ભાવ તપ કરતાં ઉત્પન્ન થઇ હતી. આવા તપ તપનારા તપસ્વીઓને મારો હંમેશાં નમસ્કાર થાઓ.

## ॥ મુનીરાજ શ્રી સનત્કુમાર (ચક્રી)ની બીના ટૂંકામાં આ પ્રમાણે છે ॥

કાંચનપુર નગરમાં વિક્રમયશ નામે રાજા હતો. તે અહીંના શેઠ નાગદત્તની સ્ત્રી વિષ્ણુશ્રી ઉપર મોહિત થયો. મોહી રાજાએ તેને અંતઃપુરમાં દાખલ કરી. આ બનાવ જોઇને બીજી રાણીઓએ ક્રોધે ભરાઇને કામણ કરીને તે (વિષ્ણુશ્રી) ને મારી નાંખી. મોહના ઉછાળાને લઇને રાજા આ મરી ગઇ એમ જાણતો નથી. છેવટે જંગલમાં પડેલા વિષ્ણુશ્રીના દુર્ગંધમય મડદાંને જોઇને રાજાએ વૈરાગ્ય પામી દીક્ષા ગ્રહણ કરી. તેને સાધીને તે સનત્કુમાર દેવલોકમાં દેવ થયો. અહીંના દેવતાઇ સુખોને ભોગવીને આયુષ્ય પૂર્ણ થતાં ચવીને તે (વિક્રમયશના જીવ) દેવ રત્નપુરમાં જિનધર્મ નામે વણિક થયો. નાગદત્ત મરીને સિંહપુરમાં અગ્નિશર્મા નામે બ્રાહ્મણ થયો. પાછલા ભવના દ્વેષને લઇને અગ્નિશર્માએ જિનધર્મ નામના વાણિયાને ઘણું દુઃખ દીધું. છેવટે અહીંથી મરણ પામીને તે વાણિયો સૌધર્મ દેવલોકનો ઇંદ્ર થયો અને બ્રાહ્મણ મરીને તેનું વાહન ઐરાવણ હાથી થયો.

હસ્તિનાપુરમાં અશ્વસેન રાજાને સહદેવી નામે રાણી હતી. તેની કુક્ષિમાં સૌધર્મેન્દ્રનો જીવ દેવાયુ પૂરૂં કરી પુત્ર પણે ઉપજ્યો. માતાએ ચૌદ સ્વપ્નો જોયા. એથી ખાત્રી થઇ કે આ પુત્ર ચક્રવર્ત્તી થશે. જન્મ થયા બાદ અવસરે તેનું સનત્કુમાર નામ પાડ્યું. તે મોટી ઉંમરે ઘણી રાજકન્યાઓ પરણ્યા. તેમને જયા નામે સ્ત્રી રત્ન હતું. વજ્રવેગના પિતાની

સાથે યુદ્ધ કરતાં ચક્રરત્ન ઉત્પન્ન થયું. અવસરે સનત્કુમારને રાજ્ય સોંપી અશ્વસેન રાજાએ પ્રભુશ્રી ધર્મનાથજી મહારાજની પાસે દીક્ષા લીધી. રાજા સનત્કુમારને છ ખંડ સાધતાં દશ હજાર વર્ષ જેટલો ટાઈમ લાગ્યો. (બીજા ગ્રંથોમાં એક હજાર વર્ષ કહ્યા છે.) તેમની કાયાની ઉંચાઇ સાડીઓગણચાલીસ (૩૯ાા) ધનુષ્ય પ્રમાણ હતી.

આ બાબતમાં સિદ્ધાંત રહસ્ય નામના ગ્રંથમાં ૪૧ાા ધનુષ્ય કહ્યા છે. સનત્કુમાર ચક્રવર્તી ૫૦ હજાર વર્ષ સુધી કુંવરપણે, અને તેટલાજ વર્ષો સુધી મંડલિક રાજાપણે રહ્યા. આ ચક્રવર્ત્તી મહારૂપવાન હતા. સૌધર્મેન્દ્રે તેની પ્રશંસા કરી. આની ખાત્રી કરવા બે દેવો બ્રાહ્મણનું રૂપ કરી અહીં આવ્યા. તેઓ શરૂઆતમાં રૂપ જોઇને રાજી થયા. અને ચક્રીની આગળ તેના વખાણ કર્યા. મદમાં આવીને સનત્કુમારે કહ્યું કે હું તૈયાર થઈને કચેરીમાં બેસું, ત્યારે તમે મારૂં રૂપ જોજો. આ વખતે તે બ્રાહ્મણોએ રૂપ જોઇને કહ્યું કે, હે રાજન્! પ્હેલામાં અને અત્યારે લાખ ગુણો રૂપમાં ફરક જણાય છે. અત્યારે તમારા શરીરમાં સોળ રોગ ઉત્પન્ન થયા છે. તેની ખાત્રી કરીને સનત્કુમાર આ પ્રમાણે વિચારવા લાગ્યા—આ શરીર રોગોનું ઘર છે. સમજુ જનો તેવા શરીરમાં શા માટે મોહ કરે ?

ઉત્તમ તપશ્ચર્યા કરવાથી શરીર સફલ બને છે. આમ વિચારીને રાજ ગાદી પામ્યાને ૯૯ હજાર વર્ષ થયા બાદ ચક્રવર્ત્તી સનત્કુમારે શ્રી વિનયંધરસૂરિની પાસે દીક્ષા લીધી.

સંયમની સાધનામાં છઠ્ઠ અઠ્ઠમ વિગેરે આકરા તપ કરવા લાગ્યા. પારણામાં કુરીયા વિગેરેનો આહાર કરવાથી સનત્કુમાર મુનિને શરીરમાં સાત વ્યાધિ થયા. વ્યાધિની તીવ્ર વેદના છતાં પણ તેમણે સંયમ સાધવામાં લગાર પણ કચાસ રાખી નહિ. આ જોઈને સૌધર્મેન્દ્રે પણ મુનિની પ્રશંસા કરી. તેમને નીરોગ કરવા બે દેવો વૈદ્ય બનીને તેમની પાસે આવી કહેવા લાગ્યા કે આપ કહો તો અમે આપના રોગની દવા કરીએ. જવાબમાં મુનિરાજે જણાવ્યું કે દ્રવ્ય રોગની દવા તો હું પણ કરી શકું છું. એમ કહીને એક આંગળી ઉપર થુંક ચોપડયું. આથી તે સોના જેવી થઈ ગઈ. મારે કર્મની પીડારૂપ ભાવ રોગ મટાડવાની ઇચ્છા છે તેની દવા કરો. આ સાંભળીને દેવોએ કહ્યું કે અમે ભાવ રોગ મટાડવા અસમર્થ છીએ. મુનિના વખાણ કરીને અને પોતાનું સ્વરૂપ જણાવીને દેવો સ્વર્ગમાં ગયા. એક લાખ વર્ષ સુધી નિર્મલ સંયમની સાધના કરીને સનત્કુમાર મુનિ સમાધિ મરણે કાલધર્મ પામી ત્રીજા દેવ લોકમાં મહાર્દ્ધિક દેવ થયા. આમાંથી સમજવાનું એ કે સનત્કુમાર મુનિને નિર્મલ તપ કરવાથી અનેક લબ્ધિઓ પ્રકટ થઈ હતી. આના પ્રતાપે તેઓ બાહ્યરોગ મટાડવાને સમર્થ થયા. ॥ ૩ ॥

**મંત્ર તંત્રાદિ અતિદાનથી, દુલ્લહા લહત તે સિદ્ધિરે;**
**બાહુબલિ પેર તપ આદરો, વહત કયું વિકૃતિરસ**
**ગૃદ્ધિરે ॥ તપ૦ ॥ ૪ ॥**

**અર્થ:**—મંત્ર તંત્ર વિગેરેથી તથા ઘણું દાન આપવાથી

ઈષ્ટ કાર્યસિદ્ધિ થવી તે બહુ દુર્લભ છે, પરન્તુ તપથી તેવી સિદ્ધિ થવી તે બહુ સુલભ છે, એમ સમજીને હે ભવ્ય જીવો! બાહુબલી મુનિએ શાંતિથી જેવો તપ કર્યો હતો, તેવો તપ જરૂર કરો (ભરત ચક્રવર્તીના ભાઈ બાહુબલી મુનિ ૧ વર્ષ સુધી વનમાં પરમ શાંતિથી કાયોત્સર્ગ ધ્યાને એવી રીતે રહ્યા કે જેથી માથે મોટી જટાજૂટ થઇ, વેલડીઓ શરીરે વીંટાઈ,અને દાઢી વિગેરેમાં પક્ષીઓએ માળા બાંધ્યા, તોએ કાઉસ્સગ્ગમાં થીર રહ્યા. એવી સ્થિરતાથી તપ કરવો જોઈએ.) અને એવા પ્રભાવિક તપને છોડીને વિગઇરસના સ્વાદમાં શા માટે આસક્ત બનો છો? એટલે વિગઈરસોમાં જીભ્હાના લોલુપી શા માટે બનો છો? (તેવા ન થવું જોઇએ.) ॥ ૪ ॥

વાસ જલ શુદ્ધ મલયુત બને, તપ બલે તેમ ન શરીર રે;
સર્ષપાક્ષત રૂહાદધિ ગુડે, આદ્ય મંગલ મુણો ધીર રે
॥ તપ૦ ॥ ૫ ॥

અર્થ:—જળ વડે શુદ્ધ થયેલું વસ્ત્ર ફરી જરૂર મેલું થાય છે, પરંતુ તપના પ્રભાવથી શુદ્ધ થયેલું શરીર ફરી મેલું થતુંજ નથી. (અથવા આત્મા ફરી મલિન થતો નથી) શ્વેત સર્ષપ ચોખા ધરો દહિં અને ગોળ વિગેરે બધા મંગલિક પદાર્થોમાં હે ધીર પુરૂષો! પ્રથમ એટલે મુખ્ય મંગલ તપ છે એમ જાણવું. ॥ ૫ ॥

નિર્યુક્તિ વચન આવશ્યકે, તપ નિકાચિત હરે કર્મ રે;
નેમિસૂરિ પદ્મ ઇમ ભાષતા, સિદ્ધચક્રેશનો મર્મ રે
॥ તપ૦ ॥ ૬ ॥

**અર્થ**:—તથા આવશ્યક સૂત્રની નિર્યુક્તિનું વચન છે કે "**तवसाओ निकाइयाणंपि**" એટલે તપશ્ચર્યા વડે નિકાચિત કર્મોનો પણ ક્ષય થાય છે" માટે એ નિર્યુક્તિ વચન પ્રમાણે નિકાચિત (અવશ્ય ભોગવવા યોગ્ય) કર્મોનો પણ નાશ તપશ્ચર્યાજ કરી શકે છે, માટેજ તપ મહા પ્રભાવશાલી છે, એ પ્રમાણે ગુરૂવર્ય પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરના શિષ્ય શ્રી વિજયપદ્મસૂરિએ શ્રી સિદ્ધચક્ર ભગવાનનું રહસ્ય જણાવ્યું (અર્થાત્ શ્રી વિજયપદ્મસૂરીશ્વરે શ્રી સિદ્ધચક્રનો મહિમા કહ્યો) ॥ ૯ ॥

—:o:—

॥ કલશ ॥

[રાગ ધનાશ્રી–ધરજો વિનતિ ધ્યાન, જિનપતિ ધરજો વિનતિ ધ્યાન]

**સિદ્ધચક્રાવલિ વંદો, હો ગુણીજન, સિદ્ધચક્રાવલિ વંદો;**
**નવપદ સદ્‌ગુણ પ્રેમશું ગાયા, ચઉવિહ સંઘ આણંદો.**
**હો ગુણી૦ ॥ ૧ ॥**

**અર્થ**:—હે ગુણી જનો! શ્રી સિદ્ધચક્રનાં નવપદોની શ્રેણીને અનુક્રમે વંદન કરો. આ સિદ્ધચક્રની પૂજા રચીને મેં શ્રી નવપદના સદ્‌ગુણો હર્ષભેર ગાયા, કે જે સદ્‌ગુણો ગાવાથી ચતુર્વિધ સંઘનું પણ આનંદ–કલ્યાણ જરૂર થાય ॥૧॥

**નિર્ભય સાધત સાધ્ય નિકરને,**
**ધ્યાન સાલંબનકારી; હો ગુણી૦**
**વિણ આલંબન જે બકધ્યાની,**
**હોલિકા શિશુ અનુસારી. હો ગુણી૦ ॥ ૨ ॥**

**અર્થ:**—શ્રી સિદ્ધચક્ર હૃદયમાં ધારણ કરીને જે તેનું ધ્યાન કરવું તે સાલંબન એટલે આલંબનવાળું ધ્યાન કહેવાય. અને એવી કોઈ પણ સ્થાપના કે આકારના આલંબન વિના કેવળ "સોહં" વિગેરેનું જે ધ્યાન તે નિરાલંબન એટલે આલંબન વગરનું ધ્યાન કહેવાય. અને એવું નિરાલંબન ધ્યાન ઉપશમ શ્રેણિમાં અથવા ક્ષપક શ્રેણિમાં રહેલા ભવ્ય જીવોને હોય છે, તેવી અવસ્થા વર્તમાન કાલના (હાલના) જીવોને ન હોય, માટે સાલંબન ધ્યાનજ તેમને અત્યંત જરૂરી છે. સાધ્યના સમૂહને નિર્ભયપણે નિર્વિઘ્ને સાધે છે છતાં પણ કેટલાક નામના (કહેવાતા) અધ્યાત્મીઓ સ્વચ્છંદી વૃત્તિને પોષવા માટે શ્રી સિદ્ધચક્ર જેવા પરમ પવિત્ર આલંબનો તજીને 'સોહં' ઇત્યાદિનું ધ્યાન મરજી મુજબ કરે છે. આવા જીવો બગલાના ધ્યાન જેવા બગધ્યાની જાણવા, અને હોલિકાપર્વમાં સ્વચ્છંદી થયેલા બાળકોની જેવા જાણવા. ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી વાચકે પણ કહ્યું છે કે-**कलावध्यात्मिनो भान्ति, फाल्गुने बालका यथा**-કળિયુગમાં અધ્યાત્મવાદીઓ ફાગણ માસની હોળીના બાળકોની જેમ શોભે છે. તેવા જીવો આત્મહિત લગાર પણ સાધી શકતા નથી. માટે જ કહ્યું છે કે શ્રી સિદ્ધચક્રાદિકનું સાલંબન ધ્યાન તેજ સાધ્યના સમૂહને (ઈષ્ટ કાર્યને) નિર્ભયપણે સાધે છે. ॥ ૨ ॥

**પૂજત જિન ગુરૂ ધર્મ ઉમંગે,**

**નવપદ અર્ચનકારી; હો ગુણી૦**

**વિણ આશંસન સાધનકારી,**

**અક્ષયપદ પદ ધારી. હો ગુણી૦ ॥ ૩ ॥**

અર્થ:—તથા જે જીવ નવપદનું પૂજન કરનારો છે તેજ જીવ અતિ હર્ષથી દેવ ગુરૂ ધર્મ એ ત્રણેને સાધનાર-પૂજનાર છે. કારણ કે અરિહંત સિદ્ધ એ બે દેવપદ, તથા આચાર્ય ઉપાધ્યાય સાધુ એ ૩ ગુરૂપદ ને દર્શનાદિ ૪ ધર્મ-પદ છે. માટે એ રીતે નવપદને કંઇ પણ આકાંક્ષા રહિત સાધનારો જીવ મોક્ષપદરૂપ ઉત્તમ સ્થાનને જરૂર પામે છે ॥૩॥

ઇણ વિધ ભાવ હૃદય સ્થિરકારી,
શ્રીપાલ મયણા રાણી; હો ગુણી૦
અદ્ભુત ઉન્નતિ મંગલમાલા,
વરત યશોધન ખાણી. હો ગુણી૦ ॥ ૪ ॥

અર્થ:—એ પ્રમાણે હૃદયમાં ભાવને સ્થિર કરનાર શ્રીપાલ રાજા અને મદના રાણીએ અતિ આશ્ચર્યકારી ઉન્નતિ વૈભવ અને મંગલમાલા તથા યશરૂપી ધનની ખાણ (અથવા યશ અને ધનની ખાણ અથવા મહાન યશ અને ઘણું ધન) વિગેરે ઘણી સંપદાઓ મેળવી. ॥ ૪ ॥

દુગ દસ અડ છત્તીસ પણવીસા,
સગવીસ સડસઠ ભારી; હો ગુણી૦
એકાવન સિત્તેર પચ્ચાસે,
સવિ ત્રણસો છેંતાલી. હો ગુણી૦ ॥ ૫ ॥

અર્થ:—નવપદમાં શ્રી અરિહંતના ૧૨ ગુણ, સિદ્ધના ૮ ગુણ, આચાર્યના ૩૬ ગુણ, ઉપાધ્યાયના ૨૫ ગુણ અને સાધુના ૨૭ ગુણ, દર્શનના ૬૭ ભેદ, જ્ઞાનના ૫૧ ભેદ, ચારિ-ત્રના ૭૦ ભેદ અને તપના ૫૦ ભેદ એ પ્રમાણે શ્રી નવ-

પદના ૩૪૯ ગુણોની બલિહારી છે ( તે ગુણો મહાપ્રભાવવાળા છે ) એમ સમજીને હે ગુણીજનો ! તમે શ્રી સિદ્ધચક્રના નવપદની શ્રેણિને વંદના કરો ॥ ૫ ॥

**તિમ ભવિકા દૃઢ રંગસુ પૂજો**
**અવિતથ ઉદય વિચારી; હો ગુણી૦**
**આશ્વિન ચૈતર માસ વિશેષે,**
**નવ દિન આદરકારી. હો ગુણી૦ ॥ ૬ ॥**

**અર્થ:**—જેમ શ્રીપાલ રાજા અને મદનસુંદરી રાણીએ શ્રી નવપદની પૂજા કરી તેમ નવપદની સાધનાનું યથાર્થ ઉદય સમૃદ્ધિ ( આત્મ ગુણોનો ઉદય થવારૂપ સમૃદ્ધિ ) રૂપ ફલ વિચારીને ( યાદ રાખીને ) હે ભવ્ય જીવો! આસો માસ અને ચૈત્ર માસમાં વિશેષે કરીને નવપદની નિર્મલ આરાધના જરૂર કરજો ॥ ૬ ॥

**ૐ હ્રીં આદિમ ઇગ ઇગ દિનમાં,**
**ઇગ ઇગ પદ મન ધારી; હો ગુણ૦**
**ભૂષિત સીલે વર્ણ વિમાસી,**
**ઇગ અન્ન અંબિલકારી. હો ગુણી૦ ॥ ૭ ॥**

**અર્થ:**—દરેક પદના પ્રારંભમાં ૐ હ્રીં એ બે મંત્ર બીજાક્ષરપૂર્વક એકેક દિવસમાં એકેક પદને મનમાં ધારણ કરો. એટલે એક દિવસમાં એક પદનો ૨૦૦૦ જાપ કરો, તેમજ શીયલ આદિ સદાચારથી વિભૂષિત થઇને જે પદનો જે વર્ણ–રંગ કહ્યો છે તે વર્ણ વિચારીને ( યાદ રાખીને ) તે તે વર્ણવાળા એકેક ધાન્યનું આયંબિલ કરો ॥ ૭ ॥

સટ્ઠ ચઉ વરિસે તવ ઇગ એંસી,
નવ ઓલી નિરધારી; હો ગુણી૦
ધર્મ સુરંગી અચલ વિરાગી,
યાવજજીવન અનુસારી. હો ગુણી૦ ॥ ૮ ॥

અર્થ:—એ પ્રમાણે નવ નવ દિવસની એકેક ઓળી એક વર્ષમાં બે વાર કરતાં સાડાચાર વર્ષે ૮૧ (એક્યાશી) આયંબિલની નવ ઓળી નિશ્ચિત થયેલી છે, એમ નવ ઓળીથી એક નવપદનું તપ પૂર્ણ થયું ગણાય, તથા ધર્મના રંગવાળા અને દૃઢ વૈરાગ્યવાળા ભવ્ય જીવો તો એ નવપદ ઓળીના (૮૧ આયંબિલના) તપને વારંવાર આદરી યાવજ્જીવ સુધી કરે છે ॥ ૮ ॥

ભાવ "પ્રતિષ્ઠાકલ્પ" ભાખે એ,
નવ પદ મહિમા અપારી; હો ગુણી૦
સરલ સહાવે સાધન ફલશે,
તિમ હિત જિત અધિકારી. હો ગુણી૦ ॥ ૯ ॥

અર્થ:—એ ઉપર કહેલો ભાવ (નવપદનું અપૂર્વ રહસ્ય) "શ્રી પ્રતિષ્ઠાકલ્પ" નામના ગ્રંથમાં કહ્યો છે, અને નવપદનો મહિમા અપાર છે; એમ સમજીને હે ભવ્ય જીવો! તમે જો નવપદની સરલ સ્વભાવે (નિષ્કપટભાવે) સાધના કરશો, તો તે જરૂર ફલીભૂત (સફલ) થશે. તેમજ પરિણામે થોડાજ ટાઇમમાં તમારો આત્મા જરૂર મોક્ષમાર્ગનો અધિકારી (નવપદના મોક્ષરૂપી ફલને પામનારો) થશે. આ કલિકાલમાં પણ શ્રી સિદ્ધચક્રરૂપી કલ્પવૃક્ષ જરૂર બધા વાંછિત

પૂરે છે, અને વિઘ્નોને દૂર કરીને વર્ત્તમાન આબાદીને ટકાવે છે, અને તે ચાલી ગઇ હોય, તો પાછી લાવી આપે છે, અને પરભવમાં પણ કલ્યાણ કરે છે ॥ ૯ ॥

**કલિકાલે પણ અમ સમ પ્રાણી,**
**હીન ચારિત્ર પ્રમાદી; હો ગુણી૦**
**જસ પ્રવહણ સમ પ્રવચન રંગી,**
**સાધત ઇષ્ટ આલ્હાદી. હો ગુણી૦ ॥ ૧૦ ॥**

**અર્થ:**—અપૂર્ણ ચારિત્રવાલા પ્રમાદી એવા અમારા જેવા જીવો આ કલિયુગમાં પણ જેમના (જે વીરપ્રભુના) શાસનનો રંગ ધારણ કરીને એટલે પરમ ઉલ્લાસથી તેની આરાધના કરીને ખુશી થઇને ઇષ્ટ એટલે મનોવાંછિત સાધે છે. તે શ્રી વીરપ્રભુ કેવા છે? આનું સ્વરૂપ હવે પછી અગીઆરમી ગાથામાં જણાવે છે ॥ ૧૦ ॥

**ઉજ્વલ સંયમ શોભિત પ્રશમે, કરૂણાકર હિતકારી;**
**વંદુ સદા "શ્રી વીર" જિણંદા,**
**આસન્ન પરમોપકારી. હો ગુણી૦ ॥ ૧૧ ॥**

**અર્થ:**—ઉજ્વલ સંયમવડે અને ઉપશમ ભાવ વડે શોભતા તથા ભવ્ય જીવોની ઉપર દયાભાવ રાખનારા અને તેમના હિતકારી એવા શ્રી મહાવીર જિનેશ્વર આપણા નજીકના પરમ ઉપકારી છે, તેમને હું હંમેશાં વંદના કરૂં છું. ॥ ૧૧ ॥

**તે પ્રભુ પટ્ટ વિદિત વિજયાદિ,**
**શ્રી હીરસેન સૂરિ ભારી; હો ગુણી૦**
**શ્રી દેવસિંહ સૂરિક્રમ પટ્ટે,**
**ધર્મ મહોદયકારી. હો ગુણી૦ ॥ ૧૨ ॥**

અર્થ:—તે શ્રી મહાવીર પ્રભુની પટ્ટ પરંપરામાં અતિ પ્રસિદ્ધ અને મોટા ક્રમસર [ વિજયાદિ શ્રી હીર અને સેન એટલે ] આચાર્ય મહારાજ શ્રી હીરવિજયસૂરિજી અને શ્રી વિજયસેનસૂરિ થયા, તેમના પટ્ટે શ્રી દેવસૂરિજી અને શ્રી સિંહસૂરિજી અનુક્રમે થયા. આ બધા આચાર્ય ભગવંતો શ્રી જિન ધર્મની જાહોજલાલી વધારનારા થઇ ગયા. પૂજ્યપાદ વિજયહીરસૂરિજીની જન્મ વિગેરેની જરૂરી બીના ટુંકામાં આ પ્રમાણે-૧ જન્મ-પાલનપુરમાં વિ૦સં૦ ૧૫૮૩ માગ૦ સુદ ૯, ૨-૧૫૯૬-કા૦ વ૦ ૨ આઠ જણાંની સાથે પાટણમાં દીક્ષા, ૩-૧૬૦૭-નાડલાઇમાં પંન્યાસપદ, ૪-ત્યાંજ ૧૬૦૮માં વાચકપદ, ૫-શિરોહીમાં ૧૬૧૦ માગ૦ સુ૦ ૧૦ સૂરિપદ. ૬-વિ૦ ૧૬૪૨ માં ફત્તેહપુરમાં જગદ્ગુરૂ પદ, ૭-ઊનામાં ૧૬૫૨ ના ભા૦ સુ-૧૧. સ્વર્ગ. પટ્ટપરંપરાક્રમ પ્રમાણે શ્રી દાનસૂરિજીની પાટે ૫૮ મા સૂરિજી થયા. ॥૫૯ શ્રી સેનસૂરિની બીના આ પ્રમાણે-૧-જન્મ ૧૬૦૪ ના હોળીના દિને નારદપુરમાં, ૨-૧૬૧૩ માં સૂરતમાં શ્રી વિજયદાનસૂરિજીના હાથે દીક્ષા. ૩-૧૬૨૬ ફા૦ સુ૦ ૧૦ ખંભાતમાં પંન્યાસપદ. ૪ ૧૬૨૮ ફા૦ સુ૦ ૭ સોમે અમદાવાદમાં સૂરિપદ. ૫-૧૬૭૧ જેઠ વદ ૧૧ સ્વર્ગ ॥ ૬૦- શ્રી દેવસૂરિજીની બીના-૧ જન્મ ઇડરમાં ૧૬૩૪ પો૦ સુ૦ ૧૩ રવિવારે. ૨-૧૬૪૩ માહ સુ૦ ૧૦ અમદાવાદમાં માતાની સાથે શ્રી હીર૦ ના હાથે દીક્ષા. ૩-૧૬૫૫ માં સિકંદરપુરમાં પં૦ પદ ॥૪-૧૬૫૬ પૈ૦ સુ૦ ૪ ખંભાતમાં વાચ૦ અને સૂરિપદવી. ૫-૧૭૧૩ માં અષા૦ સુ૦ ૧૧. ઊનામાં સ્વર્ગ. ૬૧-શ્રી વિજયસિંહ-

સૂરિજીની બીના-જન્મ-૧૬૪૪ મેદનીપુરમાં, ૨-દીક્ષા ૧૬૫૪ માં. ૩-વાચકપદ-૧૬૭૩ માં. ૪-સૂરિપદ ઈડરમાં ૧૬૮૨ માહ સુદ ૬ સોમે. ૫-સ્વર્ગ ૧૭૦૯ માં ॥ ૧૨ ॥

સત્ય કર્પૂર ક્ષમાદિક વંશે, બુદ્ધિવિજય ગુરૂ ભારી;
મુનિ તતિ ક્ષોણિ તલે જસ આજે,
અપ્રતિબદ્ધ વિહારી. હો ગુણી૦ ॥ ૧૩ ॥

**અર્થ:**—શ્રી દેવસિંહ સૂરિના પટ્ટે અનુક્રમે શ્રી સત્યવિજય પન્યાસ થયા, ત્યાર બાદ શ્રી કર્પૂરવિજયજી થયા, ત્યાર બાદ શ્રી ક્ષમાવિજયજી વિગેરે થયા, તેમના પટ્ટે **શ્રી બુદ્ધિવિજયજી** નામના ગુરૂ થયા, કે જેમના પટ્ટે થયેલો મુનિ સમુદાય આજે પણ પૃથ્વીમાં અપ્રતિબદ્ધ વિહાર કરે છે-વિચરે છે. ૬૨ શ્રી સત્ય વિ૦ ની બીના જન્મ ૧૬૮૦ માં, દીક્ષા ૧૬૯૪ માં, પં૦ પદ ૧૭૨૯ સોજત ગામમાં, સ્વર્ગ પાટણમાં ૧૭૫૬ માં ॥ ૬૩ શ્રી કપૂરવિ૦ ની બીના-૧ જન્મ ૧૭૦૬ માં જ્ઞાતિ ચોરવાડ, ૨ દીક્ષા ૧૭૨૦ માં, ૩ પં૦ પદ વિજયપ્રભસૂરિના હાથે, ૪-૧૭૭૫ શ્રા૦ વ૦ ૧૪ સ્વર્ગ. ૬૪ શ્રી ક્ષમાવિ૦ ની બીના-જન્મ ૧૭૨૨, જ્ઞાતિ ઓસવાલ, ૨ દીક્ષા ૧૭૪૪ માં જે૦ સુ૦ ૧૩ અમદાવાદમાં, ૩ વિ૦ ક્ષમાસૂરિના હાથે પં૦ પદ, ૪-૧૭૮૬ આસોગાં સ્વર્ગ. ૬૫ શ્રી જિનવિ૦ ની બીના-૧ જન્મ ૧૭૫૨ માં અમદાવાદ, જ્ઞાતિ શ્રીમાલી, ૨-સ્વર્ગ ૧૭૯૯ શ્રા૦ સુ૦ ૧૦ પાદરામાં ॥ ૬૬ શ્રી ઉત્તમવિ૦ બીના ૧-જન્મ અમદાવાદમાં ૧૭૬૦ માં, ૨ ૧૭૯૬ વૈ૦ વ૦ ૬ દીક્ષા ॥ ૩ સ્વર્ગ ૧૮૨૭ માહ સુ૦ ૮

રાજનગરે ॥ ૬૭ શ્રી પદ્મવિ૦ ની બીના–૧ જન્મ રાજનગર શામલાની પોલ ૧૭૯૨ માં, ૨ દીક્ષા ૧૮૦૫ માં માહ સુ૦ ૫ રાજનગરે ॥ ૩ પં૦ પદ ૧૮૧૦ માં રાધણપુરમાં ॥ ૪ ૧૮૬૨ ચૈ૦ સુ૦ ૪ રાજનગરે સ્વર્ગ ॥ ૬૮ શ્રી રૂપવિજય ગણિ ૬૯ શ્રી કીર્તિ૦ ની ૧૮૬૧ માં દીક્ષા. ૭૦ શ્રી કસ્તૂરવિ૦ નો પાલણપુરમાં ૧૮૩૭ મા જન્મ, અને ૧૮૭૦ માં દીક્ષા ॥ ૭૧ શ્રી મણિવિ૦ ની બીના–અધાર ગામમાં ૧૮૫૨ માં જન્મ, દીક્ષા પાલીમાં ૧૮૭૭ માં, સ્વર્ગ અમદાવાદમાં ૧૯૩૫ આસો સુદ ૮ ॥ ૭૨ શ્રી બુદ્ધિવિ૦ (બુટેરાયજી) ની બીના ૧– જન્મ પંજાબ ૧૮૬૩ માં, ૨–સંવેગી દીક્ષા અમદાવાદમાં ૧૯૧૨ માં, ૩ સ્વર્ગ ૧૯૩૮ ફા૦ વ૦ અમાસે અમદાવાદમાં. ॥૧૩॥

**સુરતરૂ દર્શન પીયૂષ પાણી, સંવેગ જીવનશાલી;**
**તસ પદ કજઅલિ "વૃદ્ધિવિજયજી,"**
**ગુરૂ ગુરૂ ભવ્ય નિસ્તારી. હો ગુણી૦ ॥ ૧૪ ॥**

અર્થ:—તેમના ચરણ કમલમાં ભમરા જેવા અને કલ્પવૃક્ષ સરખા દર્શનવાળા, તથા અમૃત જેવા હાથવાળા, તેમજ સંવેગમય જીવનવાળા શિષ્ય **શ્રી વૃદ્ધિવિજયજી** મહારાજ થયા. તે મારા ગુરૂના ગુરૂ થાય. અને ભવ્ય જનોનો નિસ્તાર કરનારા તેઓ શ્રી હતા. તેમનો જન્મ પંજાબના રામનગરમાં ૧૮૯૦ માં, જ્ઞાતિએ ઓશવાલ હતા, ૧૯૧૨ માં દીક્ષા, અને ૧૯૪૯ માં સ્વર્ગ પામ્યા, ॥ ૧૪ ॥

**શ્રીમત્તપોગચ્છાંબર ભાનુ, શાસન રક્ષક ભારી;**
**પ્રૌઢ પ્રતાપી તીર્થપ્રભાવી,**
**ભવિજન ઉન્નતિકારી. હો ગુણી૦ ॥ ૧૫ ॥**

**અર્થઃ**--તથા તેમના શિષ્ય શ્રી તપોગચ્છરૂપી આકાશમાં સૂર્ય સરખા, અને શ્રી વીરશાસનનું તીવ્ર ઉત્સાહથી રક્ષણ કરનારા, તથા પ્રૌઢ પ્રતાપવાળા, તેમજ તીર્થોની પ્રભાવના (ઉન્નતિ) કરનારા, અને ભવ્ય જનોની ઉન્નતિ કરનારા (એવા શ્રી ગુરૂમહારાજ વિજય નેમિસૂરિજી થયા.) ॥૧૫॥

**ઇણ સમયે ગુરૂ ગૌતમ જેવા, બ્રહ્મ મહાવ્રત ધારી;**
**શ્રી ગુરૂ નેમિસૂરીશ્વર રાયા,**
**કારક ઉદ્ધૃતિ મારી. હો ગુણી૦ ॥ ૧૬ ॥**

**અર્થ**:—અને આ સમયમાં શ્રી ગૌતમ ગુરૂ જેવા તેમજ બ્રહ્મચર્ય પ્રધાન મહાવ્રતોના ધારણ કરનારા તથા મારો (વિજયપદ્મસૂરિનો) ઉદ્ધાર કરનારા શ્રી ગુરૂ મહારાજ આચાર્ય શ્રી विजयनेमि सूरीश्वर થયા ॥૧૬॥

**નિજ પટ્ટ સ્થાપિત સૂરિયુગ સાથે, સંપ્રતિ તે સુવિહારી;**
**પ્રથમ વિજયદર્શનસૂરિ સોહે,**
**અનુપમ તર્ક વિચારી. હો ગુણી૦ ॥ ૧૭ ॥**

**અર્થ**:—પોતાના પટ્ટે સ્થાપેલા બે આચાર્ય સહિત મારા તે શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ હાલમાં ઉદ્યત વિહાર કરે છે, બે આચાર્યમાં પ્હેલા શ્રી વિજયદર્શનસૂરિ શોભે છે. તેઓ તર્કશાસ્ત્રોના ઉંડા વિચાર કરવાવાળા છે, એટલે ન્યાયશાસ્ત્રમાં અતિ પ્રવીણ છે ॥ ૧૭ ॥

**મુજ શ્રુતપાઠક પૂજ્ય આભારો, સત્કૃતિ સાન્નિધ્યકારી;**
**શ્રી વિજયોદયસૂરિ શ્રુતધારી,**
**પૂજાદિ નિર્મલકારી. હો ગુણી૦ ॥ ૧૮ ॥**

**અર્થ**—તથા મને શ્રુતજ્ઞાન ભણાવનારા, અને એજ હેતુથી પૂજનિક, તથા મારા ઉપકારી, તેમજ મને ઉત્તમ ગ્રંથ રચના વિગેરે કાર્યમાં ઘણી મદદ કરનાર, (સમજ આપનારા) શ્રુતજ્ઞાનને ધારણ કરનારા, તથા આ પૂજા નિર્મળ કરનાર (ભૂલચૂક રહિત કરનાર) બીજા આચાર્ય શ્રી વિજયોદયસૂરિ છે ॥ ૧૮ ॥

**પ્રથમ વિનેયા શ્રી ગુરૂકેરા, લઘુ ગુરૂ દીક્ષા દાતારી;**
**વાચક સુમતિવિજય ગણિ રાયા,**
**મમ પૂજનિક ઉપકારી. હો ગુણી૦ ॥ ૧૯ ॥**

**અર્થ**—તથા શ્રી ગુરૂ મહારાજના સર્વથી પ્હેલા શિષ્ય કે જે મને લઘુ દીક્ષા અને વડી દીક્ષા આપનારા છે, તે મહોપાધ્યાય સુમતિવિજયજી ગણી મારા પૂજનિક અને ઉપકારી છે ॥ ૧૯ ॥

**બહુ ગુણ નવપદ વર્ણનકારા, બુદ્ધિ ન પૂરી મારી;**
**શ્રી ગુરૂભકિત અનુગ્રહ પામી,**
**આ કૃતિ પૂર્તિ નિહાલી. હો ગુણી૦ ॥ ૨૦ ॥**

**અર્થ:**—શ્રી નવપદના ગુણ ઘણા (અનન્ત) છે, તેથી તેવા ઘણા ગુણવાળા શ્રી નવપદરૂપ સિદ્ધચક્રનું વર્ણન કરી શકે એવી મારી સંપૂર્ણ બુદ્ધિ નથી, તો પણ ભક્તિ કરવાથી પ્રાપ્ત થએલી ગુરૂ મહારાજની કૃપાદૃષ્ટિથીજ આ શ્રી સિદ્ધચક્ર પૂજાની રચના રૂપ કાર્ય પરિપૂર્ણ થયું, એમ હું જોઉં છું (અર્થાત્ પૂજા રચવા જેવી મારી બુદ્ધિ નથી તો

પણ શ્રી ગુરૂની કૃપાદૃષ્ટિથી આ પૂજાની રચના પૂરી થઇ છે) ॥ ૨૦ ॥

**નિધિ હય નન્દ શશિ પ્રમિત વર્ષે, સ્તંભન પાર્શ્વ જુહારી;**
**અક્ષય ત્રીજે માધવ માસે,**
**પદ્મ પૂજા રચે મ્હાલી. હો ગુણી૦ ॥ ૨૧ ॥**

**અર્થ:**—વિધિ એટલે ૯, હય એટલે ૭, નન્દ એટલે ૯, અને શશિ એટલે ૧ એ ચારે અંકને વામગતિએ-ડાબી બાજુથી ગણતાં વિ. સં. ૧૯૭૯ ના વૈશાખ સુદ ત્રીજે (અખાત્રીજે) પાર્શ્વનાથને વંદન-નમસ્કાર કરી શ્રી વિજયપદ્મ-સૂરિએ હર્ષપૂર્વક આ પૂજા બનાવી (સમાપ્ત કરી) ॥ ૨૧ ॥

**વિરચન લબ્ધ કુશલ અનુભાવે, પામી ચરણ મનોહારી;**
**પર પદવાસી બને ભવ્ય જીવો,**
**આત્મસમુદ્ધૃતિ શાલી. હો ગુણી૦ ॥ ૨૨ ॥**

**અર્થ:**—આ શ્રી નવપદની પૂજા રચવાથી મને પ્રાપ્ત થયેલા પુણ્યના પ્રભાવે હું એમ ચાહું છું કે ભવ્ય જીવો ઉત્તમ ચારિત્ર પામી મોક્ષપદના નિવાસી બનો (મોક્ષપદ પામો), અને આત્માનો સમ્યક્ ઉદ્ધાર કરનારા થાઓ [અર્થાત્ મારા આ પુન્ય વડે બીજા જીવોનો આત્મોદ્ધાર થાઓ એજ મારી અભિલાષા છે.] ॥ ૨૨ ॥

**વિશદ કરે કોવિદ ગુણ રાગી, મુજ પર કરૂણા ધારી;**
**કહ્યું અનુચિત જે સાનૃતિ ભાવે,**
**યાચું ક્ષમા હિતકારી. હો ગુણી૦ ॥ ૨૩ ॥**

**અર્થ**—આ પૂજા રચનામાં સાવૃતિ ભાવે એટલે જ્ઞાનાવરણીય કર્મોના ઉદયને લઈને જે કંઇ ગેરવ્યાજબી આગમ વિરૂદ્ધ કહેવાયું હોય એટલે જે કંઈ ભૂલ ચૂક થઇ હોય તે ગુણાનુરાગી પંડિતો મારા પર કૃપા કરીને આ પૂજા સુધારી સ્વચ્છ-નિર્મળ કરે, અને તેવા અનુચિત કથન માટે હું મારા આત્માને હિત કરનારી એવી ક્ષમા–મિથ્યાદુષ્કૃત માગું છું. ॥ ૨૩ ॥

સિદ્ધચક્ર પૂજા જે ભવિ ભણશે, અત્યન્ત ચિત્તમાં મ્હાલી;
કલ્યાણકેલિ તસ ઘર વિલસે,
પામે ઉન્નતિ રઢીયાલી. હો ગુણી૦ ॥ ૨૪ ॥

અર્થ:—જે ભવ્ય જીવો ચિત્તમાં અત્યંત આનંદ પામીને આ શ્રી સિદ્ધચક્રની પૂજા ભણશે તેનું ઘર સર્વ કલ્યાણની ક્રીડાના વિલાસવાળું થશે એટલે તેના ઘરમાં બધી જાતના કલ્યાણના પ્રકારો ક્રીડા કરશે, અને રઢીયાલી–સર્વ પ્રકારના આનંદને આપનારી એવી ઉન્નતિ–સમૃદ્ધિ–આબાદી પામશે, આ પ્રમાણે હે ગુણી જનો! શ્રી સિદ્ધચક્ર રૂપ નવ પદની શ્રેણીને હંમેશાં વંદન–નમસ્કાર કરજો. ॥ ૨૪ ॥

॥ समाप्तोऽयं श्री सिद्धचक्रपूजाभावार्थः ॥

ઇષુ નંદ નિધિ શશિ ચૈત્ર કેરી પૂર્ણિમાએ રંગથી,
શેઠ માણેકલાલ મનસુખભાઈની વિજ્ઞપ્તિથી;
શ્રી રાજનગરે પદ્મસૂરી અર્થની રચના કરે,
ભવિકા ? સુણી નિર્મલ બને નિજ આત્મસંપત્તિ વરે. ૧

॥ સમાપ્તા: શ્રી સિદ્ધચક્રપૂજા ॥

श्री नेमिपद्म ग्रंथमाला पुष्प ५ मुं.

॥ ॐ नमः श्रीसिद्धचक्राय ॥

पूज्यपाद प्रातःस्मरणीय परमगुरु आचार्यश्री विजयनेमिसूरीश्वरेभ्यो नमः ॥

પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયોદય-સૂરીશ્વર પટ્ટધર આચાર્યશ્રી વિજયનંદન-સૂરીશ્વરપ્રણીત તીર્થાધિરાજ

# શ્રી કદંબગિરિ સ્તોત્ર

## છંદોબદ્ધ ગુજરાતી અનુવાદ સાર્થ.

અનુવાદકાર—આચાર્ય શ્રીવિજયનેમિસૂરીશ્વર ચરણકિંકર વિનેયાણુ વિજયપદ્મસૂરિ:

પ્રથમ મંગલાચરણ કહે છે:—

(उपजातिः)

श्रियः शिवं वो विदधातु मङ्गलम्,
सजीवनः सिद्धिनिकेतनं गिरिः ।
सुराष्ट्रमौलिर्विदितः कदम्बकः,
कलावपीह प्रकटप्रभावभृत् ॥ १ ॥

હરિગીત છંદ.

પ્રણમી કદંબે વીર પ્રભુ ગુરૂરાજ નેમિ સૂરીશને,
પૂજ્ય નંદનસૂરિકૃત સ્તોત્રે કરૂં અનુવાદને;

**ભવિકા ! સુણી સ્તવજો કદંબે તીર્થપતિ ગણિરાજને,**
**બાવન જિનાલય જિનવરાદિક પૂજી પામો શાંતિને.**

**અર્થ**:—કદંબગિરિ નામના તીર્થને વિષે વિરાજમાન ચરમ તીર્થપતિ શાસન નાયક પ્રભુ શ્રી મહાવીર સ્વામીને તથા પરમોપકારી ગુરૂવર્ય શ્રી વિજયનેમિ આચાર્ય મહારાજ સૂરીશ્વરને પ્રમાણ કરીને હું ( વિજયપદ્મસૂરિ ) પરમ પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનન્દન સૂરીશ્વરે સંસ્કૃતમાં રચેલા 'કદંબગિરિ સ્તોત્ર' નો છંદોબદ્ધ ગુજરાતી અનુવાદ બનાવું છું. તેને સાંભળીને હે ભવ્ય જીવો! કદંબગિરિ ઉપર મોક્ષે ગએલા તીર્થના નાયક પૂજ્યપાદ કદંબ ગણધર મહારાજની સ્તુતિ કરજો. તથા તે ગિરિની નીચેના ભાગમાં આવેલ બાવન જિનાલય દહેરામાં વિરાજમાન જિનેશ્વર વગેરેની પ્રતિમાઓને પૂજીને અપૂર્વ આત્મિક શાન્તિને મેળવજો. ૧

આ શ્લોકમાં કદંબગિરિનું સ્થાન તથા મહિમા જણાવે છે:—

**મુકુટ જેવો સોરઠે કલિ કાલમાં પણ જે અહીં,**
**મહિમા અલૌકિક જાસ જાણીતો અધિક વસુધા મહીં;**
**સિદ્ધિનું ઘર જે સજીવન કૂટ સુંદર જાણીએ,**
**શિવ સંપદા મંગલ કરો તમને કદંબ ગિરીશ એ.**

**અર્થ**:—જે કદંબગિરિ આ કલિ કાલને વિષે પણ સોરઠ દેશની અંદર મુગટ સમાન એટલે શ્રેષ્ઠ છે. વળી જેને અલૌકિક પ્રભાવ પૃથ્વીને વિષે વધારે જાણીતો છે. અથવા આ પૃથ્વીને વિષે જેની અલૌકિક પ્રભાવને લઈને ઘણી પ્રસિદ્ધિ છે

અને જે કૂટ એટલે શિખર સિદ્ધિના અથવા મોક્ષના ઘર સમાન છે. તેમજ આ કદંબગિરિ કૂટ સજીવન ગણાય છે. કારણ કે શત્રુંજય મહાતીર્થનું તેના સો કૂટ હોવાથી શતકૂટ એવું નામ છે. તેમાંથી તેના પાંચ કૂટ સજીવન ગણ્યા છે. તે પાંચ કૂટનાં નામ આ પ્રમાણે:-ઢંક, કદંબ, કોટિનિવાસ, લોહિત અને તાલધ્વજ ( તલાજા ). આ સજીવન કૂટની ગણનામાં કદંબગિરિ આવે છે. એમ શ્રી વીરવિજયજી મહારાજ નવાણું પ્રકારી પૂજામાં કહે છે. તથા આ ગિરિ સુંદર છે. એટલે કુદરતી ( અનેક પ્રકારની વનસ્પતિઓની ) શોભાવાળો છે. આવા મહિમાવાળો શ્રેષ્ટ આ કદંબગિરિ તમને મોક્ષ રૂપી સંપત્તિ દઈને તમારૂં માંગલિક-કલ્યાણ કરો. ૨.

કદંબગિરિ નામ પડવાનું કારણ જણાવે છે:—

( शिखरिणी )

**पुरा यस्मिन्नद्रौ गणधरवरः सम्प्रतिप्रभोः,**
**कदम्बो योगीन्द्रः शिवमधिययौ कोटिमुनिभिः ।**
**क्षयं नीत्वा कर्माण्यखिलघनघातीनि सहसा,**
**स्तुवे श्रीकादम्बं धरणिरमणीयं गिरिवरम् ॥ २ ॥**

પહેલાં જિહાં ગઇ ચોવીશીમાં સંપ્રતિ તીર્થેશના,
મુનિ એક કોડી સાથ પૂજ્ય કદંબ ધ્યાનાનલતણા;
યોગે પ્રજાલી કર્મ સઘળા શીઘ્ર સિદ્ધ થયા મુદા,
પૃથ્વીમાં રમણીય વર ગિરિ તે કદંબ સ્તવું સદા. ૩

**અર્થ**:—જેને વિષે આ વર્તમાન ચોવીશીની પહેલાની ચોવીશીમાં થએલા પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શ્રી સંપ્રતિ નામના ચોવીશમા તીર્થંકર મહારાજના કદંબ નામના ગણધરે ધ્યાનાનલ એટલે શુકલ ધ્યાનરૂપી અગ્નિના સંયોગથી અથવા શુકલ ધ્યાનમાં આરૂઢ થઇને સઘળાં કર્મોનો જલ્દીથી સંપૂર્ણ ક્ષય કર્યો. તેમની સાથે બીજા એક ક્રોડ મુનિરાજોએ પણ ક્ષપકશ્રેણિમાં ચઢીને કર્મોનો ક્ષય કરી સિદ્ધિપદ એટલે મોક્ષ પદને આનંદ પૂર્વક મેળવ્યું હતું. માટે કદંબગિરિ નામ પડયું. આવા મહિમાવંત પૃથ્વી ઉપર શોભાયમાન તે ઉત્તમ કદંબગિરિની હું હંમેશાં સ્તવના કરૂં છું. ૩

આ શ્લોકમાં સ્તોત્રકાર કંદબગિરિમાં પોતાની રહેવાની ભાવના જણાવે છે:—

**कदाहं कादम्बे विमलगिरिशृङ्गारतिलके,**
**वसानः सन्तापं त्रिविधमपि तीव्रं प्रशमयन् ।**
**परात्मन्यात्मानं समरसविलीनं च विदधत्,**
**समानेष्ये सोऽहं पुनितहृदयोऽशेषदिवसान् ॥३॥**

છે આ કદંબ તિલક સમો શણગાર વિમલગિરીશનો,
ત્યાં વાસ કરતો પૂર્ણ રંગે ત્રિવિધ તાપ શમાવતો;
પરમાત્મ કેરા ધ્યાનમાં નિજ આત્મને હું થાપતો,
કયારે કરીશ? સફલ સકલ દિન કદંબ જાપ જગાવતો. ૪

**અર્થ**:—આ કદંબગિરિ જગતમાં તિલક સમાન એટલે શ્રેષ્ઠ છે તથા શ્રી વિમલગિરીશ એટલે શ્રી શત્રુંજયગિરિના

આભૂષણ રૂપ છે. આવા પ્રકારના તે ગિરિરાજ ઉપર વાસ કરીને, અપૂર્વ સાત્વિક આનંદથી ત્રિવિધ તાપ એટલે મન વચન અને કાયાના દુઃખોને શાંત કરીને, પરમાત્માના ધ્યાનમાં મારા આત્માને સ્થાપન કરીને, (પ્રભુ ધ્યાનમાં લીન થઈને) શ્રી કદંબગિરિના જાપને જપતો હું બધા દિવસને ક્યારે સફળ કરીશ ? ૪.

કદંબગિરિમાં આવેલા અલૌકિક પદાર્થોનું વર્ણન કરે છે:-

**अये च्छायावृक्षा अमरतरवो रत्नखनयः,**
**प्रकाराः सिद्धीनामगणितगुणानां च निखिलाः ।**
**रसानां कुण्डानि प्रकटितकला औषधिगणाः,**
**कलावप्येतत्त्वं सकलमपि कादम्ब! दधसे ॥४॥**

**પ્રવર છાયા વૃક્ષ સુર તરૂ રત્ન કેરી ખાણ એ,**
**બહુ ગુણ વિભૂષિત સર્વ સિદ્ધિ દિવ્ય રસ કુંડાજ એ;**
**ભવ્ય મહિમાવંત ઔષધિ હે કદંબ ! તું સર્વ એ,**
**ધારણ કરે કલિકાલમાં પણ એમ ભાખ્યું જ્ઞાનીએ. ૫**

અર્થ:—વળી હે કદંબગિરિ! તું ઘણા પ્રકારના ઉત્તમ મનોહર અને ઘટાદાર છાયાવૃક્ષોને તથા કલ્પવૃક્ષોને ધારણ કરે છે. તેમજ તારામાં રત્નોની ખાણ છે અથવા વિવિધ રત્નોથી ભરેલો તું છે- અને તારા (આ ગિરિને) વિષે ઘણા પ્રકારના ગુણોવાળી સર્વ સિદ્ધિઓ તથા દિવ્ય રસ કુંડો રહેલા છે. વળી ઘણા પ્રભાવવાળી ઔષધિઓ પણ રહેલી છે. હે

કદંબગિરિ! તું આ સર્વ વસ્તુઓને આ કલિયુગમાં પણ ધારણ કરે છે એવું જ્ઞાનીઓએ કહેલું છે. ૫.

રસકુંડો વગેરે પ્રત્યક્ષ નહિ દેખાવાનું કારણ સમજાવે છે:-

**न सन्त्यद्धादोषान्नयनपथगा यद्यपि हि ते,**
**नृणां मेघच्छन्नास्तरणिकिरणाः प्रावृषि यथा ।**
**प्रभावस्तेषां नो तदपि विचलः किन्त्वविचलः,**
**भवन्ति प्रत्यक्षा यत इह सुराः शास्त्रविधिना ॥५॥**

**તોએ ન જે દેખાય તે કલિકાલ દોષ પિછાણીએ,**
**વર્ષા ઋતુમાં મેઘ આડા રવિ કિરણ શું દેખીએ ?;**
**તોએ અચિંત્ય પ્રભાવ રસ કુંડાદિનો આ કાલમાં,**
**શાસ્ત્ર વિધિએ સાધતા હોવે સુરો પ્રત્યક્ષમાં. ૬**

અર્થ:—આગલી ગાથામાં કહેલ રસકુંડો તથા દિવ્ય ઔષધિઓ વિગેરે ઉત્તમ પદાર્થો જે પ્રત્યક્ષ દેખાતા નથી, તે હાલના કલિકાલનો અથવા આ પાંચમા આરાનો દોષ જાણવો. આ વિષે દૃષ્ટાન્ત જણાવે છે:-જેમ વર્ષાઋતુ એટલે ચોમાસામાં સૂર્યના કિરણો વાદળાં આડા આવવાથી શું પ્રત્યક્ષ દેખાય છે? અર્થાત્ પ્રત્યક્ષ દેખી શકાતા નથી, તેથી તે સૂર્ય કિરણો નથી એમ કોઇ કહેતું નથી, તેમ આ કાલના દોષથી ઉપર કહેલી વસ્તુઓ પણ જણાતી નથી. સામાન્ય નિયમ આ પ્રમાણે છતાં આ કાલમાં પણ રસકુંડ વગેરેનો અચિન્ત્ય એટલે ચિન્તવી શકાય નહિ તેવો મહિમા છે. તેમાં સાબીતી એ કે

શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે સાધના કરવાથી દેવો પણ પ્રત્યક્ષ થાય છે, અથવા સહાય કરનારા થાય છે. ૬.

હવે કદંબગિરિરાજની સ્તુતિ કરે છે:—

**स एव त्वं नूनं विमलगिरिकूटस्त्वमसि यत्,**
**तथा पुण्याद्रिस्त्वं त्वमसि खलु शत्रुञ्जय इति।**
**न वै भेदं धत्ते त्वयि च विमलाद्रौ च मम धीः,**
**न जाने कादम्ब! त्वयि मयि च भेदावधिमहम्॥६॥**

**હે કદંબ! તું વિમલગિરિનું કૂટ પુણ્યાદ્રિ વળી,**
**તેમ શત્રુંજય કહાએ અર્થ ભેદ નહી જરી;**
**તુજમાં અનેવિમલાચલેમુજ બુદ્ધિ ભેદ જુએ નહી,**
**પણ તે ન જાણું ભેદ અવધિ જેહ મુજ તુજમાં રહી. ૭**

**અર્થ:**—હે કદંબગિરિ! તું વિમલગિરિ એટલે શત્રુંજયનું શીખર પણ ગણાય છે, અને પુણ્યાદ્રિ એવું પણ તારૂં નામ છે, તથા શત્રુંજય પણ કહેવાય છે. આજ પ્રમાણે તારાં જુદાં જુદાં નામ છતાં અર્થમાં કોઇ પણ પ્રકારનો લગાર પણ ભેદ નથી. આથીજ તારામાં અને શત્રુંજયમાં મારી સમજ પ્રમાણે ફેર (તફાવત) જણાતો નથી, પણ તું સ્વરૂપે નિર્મલ દેખાય છે અને હું કર્મમેલથી મેલો છું. આવો તફાવત ક્યાં સુધી રહેશે? તે હું જાણતો નથી. ૭.

*આ ગિરિનું ધ્યાન કરવાથી શું લાભ થાય? તે બે શ્લોક વડે જણાવે છે:—*

कृतज्ञास्ते धन्याः कृतसुकृतसाराः कृतधियः,
सदा ये कादम्बं दधति हृदि लोकद्वयहितम् ।
न तेषां दारिद्र्यं दुरितमथवा दैन्यघटना,
न वा रोगाः शोका जननमरणक्लेशाघटिताः ॥७॥

આ લોકમાં પરલોકમાં હિતકારી કદંબ ગિરીશને,
જે નિજ હૃદયમાં ધારતા તે પુણ્યશાલી માનીએ;
ધન્ય તેમ કૃતજ્ઞ ગણીએ દીનતા નહિ તેમને,
નિર્ધનપણું જન્માદિનો નહિ શોક જરીએ તેમને. ૮

અર્થ:—જે ભવ્ય જીવો આ લોકમાં તેમજ પરલોકમાં હિત કરનારા આ શ્રેષ્ઠ કદંબગિરિને અથવા કદંબગિરિના અધિપ કદંબ ગણધરને હૃદયમાં ધારણ કરે છે અથવા જે ભક્તજનોના મન ગિરિરાજની ભક્તિમાં લીન છે તેઓને પુણ્યશાળી માનવા. તેઓનો જન્મ ધન્ય છે અને તેઓજ કૃતાર્થ છે. તેમને દીનપણું હોતું નથી, વળી નિર્ધનપણું એટલે દરિદ્રતા હોતી નથી, તેમને જન્મ, ઘડપણ, મરણ વગેરેનો બિલકુલ શોક હોતો નથી. ૮

આ ગિરિની પાસે આવેલી કાદંબા નદીનું વર્ણન કરે છેઃ

प्रयातस्त्वं नृणां नयनयुगमार्गस्य सरणिम्,
हरस्यन्तस्तापं विविधभवपापं च दहसि ।
नयस्याधिं व्याधिं निधनमनुपाधिं च वहसे,
कथं मर्य्यादास्यं श्रितवति भवन्तं नु भजसे ॥८॥

**હે કદંબ! તને જુએ જે ભવ્યજન બહુ માનથી,**
**મન તાપ તું ભવ પાપ ટાળે તેહના ખોટું નથી;**
**આધિ વ્યાધિ ને ઉપાધિ દૂર કરી દે શાંતિને,**
**ધારી ઉપેક્ષા તે દીએ નહિ? કિમ તને ભજતા મને. ૯**

અર્થઃ—હે કદંબ! જે ભવ્ય જીવો ઘણા બહુમાનથી એટલે ભક્તિરાગથી તને જુએ છે તેઓના મન તાપ એટલે મનદ્વારાએ થતા ચિંતા, શોક, ઉદ્વેગ વગેરેને તું દૂર કરે છે. તેમજ ભવતાપ એટલે આ સંસારમાં રહેતાં બાંધેલા પાપોનો પણ તું નાશ કરે છે તેમાં લગાર પણ ખોટું નથી. અને તું આધિ એટલે મનની પીડા, વ્યાધિ એટલે શરીરની પીડા, તથા ઉપાધિ એટલે કુટુંબ વિગેરેની જંજાળને દૂર કરીને અથવા મટાડીને શાન્તિ-સમાધિને આપે છે. એ પ્રમાણે હે કદંબ!(ગણધર અથવા પર્વત) તું બીજા દર્શન કરનારા ભવ્ય જીવોને જ્યારે આવો ઉત્તમ લાભ પમાડે છે, તો પછી જેણે તારો આશરો લીધો છે એવા મને તેવો લાભ પમાડવામાં શા માટે બેદરકારી રાખે છે? અર્થાત્ તારે તેમ ન કરવું જોઇએ. ૯

આ ગિરિના દેખાવનું વર્ણન તથા દર્શન પ્રાપ્તિ જણાવે છેઃ-

**त्वदग्रे कादम्बोद्वहति सरितैषा भगवती,**
**कुतीर्थान्यैश्वर्याद्धरयति शत्रुञ्जयति वै ।**
**अये? भव्यानां त्वामभिगतवतामागतवतां,**
**त्वदादेशान्मन्ये दुरितमलमाक्षालयति सा ॥१०॥**

તુજ પાસ કાદંબા નદી આ બહુ પ્રભાવે શોભતી,
ઐશ્વર્યથી તરછોડતી સઘલા કુતીર્થોને અતિ;
પ્રત્યક્ષ શત્રુંજય નદી જેવી દીસે રિપુ જાપતી,
અહિં આવતા જાતા ભવિકના પાપપંક પખાલતી. ૧૦

અર્થ:--હે કદંબ! જાણે બધા કુતીર્થોનો (મિથ્યાત્વીઓના તીર્થોનો) તિરસ્કાર કરતી હોય તેવી અને ઘણા પ્રભાવથી શોભાયમાન એવી કાદંબા નામની આ નદી તારી પાસે આવેલી છે. આ સ્થળે આવતા અને જતા ભવ્ય જીવોના પાપરૂપી પંક એટલે કાદવને સાફ કરે છે, અને અંતરંગ શત્રુનો જય કરાવે છે. માટે આ નદી સાક્ષત્ શેત્રુંજી નદીના જેવી જણાય છે. ૧૦

તુજ આણથી તે તેમ કરતી એમ માનું મન વિષે,
દૂરથી જોનારને ગજરાજ જેવો તું દીસે;
હે કદંબક! પાપરાશિ જેમની ઓછી હશે,
દર્શન કરી તારાજ તેઓ પાણી પણ મુખ નાંખશે. ૧૧

અર્થ:—આ કદંબા નદી ભવ્યોના પાપરૂપી કાદવને દૂર કરે છે તે હે કદંબ! તારી આજ્ઞાથી કરે છે એમ હું મારા મનમાં માનું છું. છેટેથી જોનારાઓને તું ગજરાજ (ઐરાવત હાથી)ની જેવો જણાય છે. હે કદંબક! જેઓની પાપરાશિ એટલે પાપનો સમૂહ ઓછો હશે તેઓ તો તારા દર્શન કર્યા પછીજ પાણીને પણ મુખમાં નાખશે. ૧૧

આ ગિરિનો મહિમા કેવી કેવી રીતે જણાય છે? તે કહે છેઃ—

**इयश्चैषा पुण्या परिसरगता भूमिरखिला,**
**बिभर्तीदानीं साऽद्भुतसकलसौन्दर्यलहरीम् ।**
**जिनानां चैत्यानां ध्वजकलशदण्डाग्रनिवहैः,**
**निनादैर्घण्टानां स खलु तव कादम्ब ! महिमा१०**

**દેરાસરોના ધ્વજવડે દંડાગ્રને કલશોવડે,**
**નીચે સકલ ભૂમિ પ્રદીપે ઘંટના શબ્દોવડે;**
**મહિમા સકલ કાદંબ ! તારો સર્વ જનતા જાણતી,**
**દોડી દોડી આવતી ને ભક્તિ ધૂન જગાવતી. ૧૨**

અર્થઃ—હે કાદંબ! અહીંના દેરાસરોની ઉપર શોભતી ઉંચી ધજાઓવડે, તથા દંડાગ્ર એટલે દંડના અગ્ર ભાગવડે અને દેરાના શિખર ઉપર આવેલા કળશોવડે; તેમજ ઘંટના શબ્દોવડે કરીને તારી પાસેની આ બધી પવિત્ર ભૂમિ શોભી રહી છે. બધા ભવ્ય જીવો એમ (જૈન તથા અન્યદર્શનીઓ પણ) તારા પહેલા કહેલા સમસ્ત પ્રભાવને જાણીને (સાંભળીને) દોડી દોડીને એટલે ઉત્સાહપૂર્વક આવીને ભકિતની ધૂન જગાવે છે. એટલે તારા ગુણગાનમાં આસક્ત થાય છે. ૧૨

આ કદંબગિરિની તળેટીની પાસે આવેલા જિનાલયનું વર્ણન કરે છેઃ—

स्थिता द्वापञ्चाशद् गिरिपरिसरे देवकुलिकाः,
सह प्रासादेनान्तिमजिनपतेः सद्द्युतिभृता ।
चमत्कारं केषां विदधति न धर्मोद्यतधियां,
भवत्यारूढो यन्मम तु हृदि नन्दीश्वर इह ॥११॥

બાવન જિનાલય ભવ્ય મંદિર દીપતું નીચે થલે,
વચમાં ચરમ પ્રભુ વીરનો પ્રાસાદ દેખી મન ઠરે;
આશ્ચર્યમાં ગરકાવ કરતો આ જિનાલય ધર્મીને,
ભવ્ય નંદીશ્વર વિચાર જગાવતો જોનારને. ૧૩

અર્થઃ—આ કદંબગિરિની તળેટીની નજીકમાં જેના ફરતા બાવન જિનાલયો ( દેરીઓ ) આવેલા છે તેવો ચરમ પ્રભુ શ્રી મહાવીર સ્વામીનો પ્રાસાદ શોભી રહ્યો છે. જે પ્રાસાદને દેખવાથી મન ઘણું ઠરે છે એટલે શાંતિને અનુભવે છે. આ જિનાલય (દેરાસર) ધર્મી જનોને આશ્ચર્યમાં ગરકાવ કરે છે એટલે અચંબો પમાડે છે. વળી આ જિનાલય જોનારા જીવોને નંદીશ્વર દ્વીપને વિષે આવેલા ભવ્ય બાવન જિનાલયોના વિચારો યાદ કરાવે છે. ૧૩

કદંબ વિહાર (શ્રી વીરપ્રાસાદ)નું સ્વરૂપ જણાવે છેઃ—

जनानां विंशत्या चतुरधिकया त्रिप्रहतया,
जिनानां विंशत्या महति च विदेहे विचरताम् ।
विराजन्तं वीरं सह परिवृतं गौतममुखान्,
गणाधीशांश्चापि प्रथममभिवन्दे परिसरे ॥१२॥

**અતીત ચાલુ ભાવી ચોવીસી તણાં જિનરાજથી,**
**વર વિદેહે વિચરતા વીસ તીર્થપતિ સમુદાયથી;**
**પરિવરેલા શ્રમણ વીર પ્રભુ ગૌતમાદિક ગણધરા,**
**વંદુ કદંબ વિહારમાં એ નિત સવારે સુખકરા. ૧૪**

**અર્થ**:—કદંબવિહાર નામના શ્રી વીરપ્રાસાદ (જિનાલય)માં અતીત એટલે ભૂતકાળમાં થયેલાં છેલ્લા ચોવીસ જિનેશ્વરો, ચાલુ એટલે આ અવસર્પિણીના ચોવીસ જિનવરો તથા ભાવી એટલે આવતી ઉત્સર્પિણીમાં થનારા ચોવીસ જિનેશ્વરો, એ પ્રમાણે અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ ચોવીસીના તીર્થંકરોથી, તથા અઢી દ્વીપમાં આવેલા પાંચ મહાવિદેહમાં વિચરતા વીસ તીર્થંકરોના સમુદાયથી વીંટાએલા સુખને કરનારા એવા શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામી તથા ગૌતમ સ્વામી વગેરે ગણધરોને હંમેશાં સવારમાં હું પ્રણામ કરૂં છું. ૧૪

આ ગાથામાં કદંબગિરિ સંબંધી કેવી ભાવના ભાવવી તે જણાવે છે:—

**वसन् कादम्बाद्रेः परमरमणीये परिसरे,**
**स्थितो योगाभ्यासे शमदमसमाधानसुभगे।**
**जगन्नाथ ! त्रातश्चरमजिननाथेति प्रलपन्,**
**अविश्रान्तं तत्त्वं निरवधि गमिष्यामि हि कदा १३**

**આ શ્રી કદંબતણા વિશાલ મનોજ્ઞ પરિસરમાં રહી,**
**શમ દમ સમાધિ થકીજ સુંદર યોગ અભ્યાસી બની;**
**જગનાથ ! રક્ષક ! શ્રમણવીર ! વીર ! એમ અવિ-**
**રત બોલતા,**
**ક્યારે લહીશ હું શાશ્વતી વર આત્મ ગુણ પદ રમણતા. ૧૫**

અર્થ:—આવા પ્રકારના શ્રી કદંબગિરિના વિસ્તારવાળા તથા મનોહર પરિસરમાં એટલે પડોશના (આજુબાજુના) પ્રદેશમાં રહીને, શમ અથવા સમતા ભાવમાં રહીને, દમ એટલે ઇન્દ્રિય દમન તથા સમાધિ એટલે ચિત્તની સ્થિરતા વડે સુંદર યોગનો અભ્યાસ કરતો કરતો, હે જગનાથ! (જગતના પ્રભુ), હે રક્ષક! (જીવોના રક્ષણ કરનાર), હે શ્રમણ વીર! એ પ્રમાણે અવિરત એટલે નિરંતર બોલતો એવો હું શાશ્વતા અથવા નાશ રહિત એવા ઉત્તમ આત્માના ગુણ જે દર્શન જ્ઞાન ચારિત્ર તે રૂપી પદને વિષે રમણતા તન્મયપણાને ક્યારે પામીશ? અહીં એમ જણાવ્યું કે આ પવિત્ર ભૂમિ પરમાત્મસ્વરૂપનો વિચાર કરવાને પુદ્‌ગલ રમણતા મટાડીને આત્મગુણ રમણતા વધારવાને માટે અપૂર્વ સાધન છે તેથી કર્મના ક્ષયોપશમાદિ પણ કરાવે; અને મનને સુધારે એમાં નવાઇ શી? ૧૫.

આ પર્વતના માર્ગમાં આવેલી વાવનું વર્ણન કરે છેઃ—

**इयं पुण्या वापी जयति गिरिमार्गे स्थितवती;**
**ध्रुवं धन्यंमन्या विविधतरुरम्याम्बुविमला ।**

यतोऽतश्चारोहं विदधदवरोहं च सकलो;
जनः कादम्बाद्रेर्भवति हि विलीनश्रम इह ॥१४॥

વિવિધ વૃક્ષ જલે સુનિર્મલ વાવ પાવન ધન્ય એ;
પર્વત તણા રસ્તે રહેલી ભવિક જન વિશ્રામ એ;
કદંબગિરિથી ઉતરતાં ચઢતાં સકલ માનવ અહીં,
બેસી હરે શ્રમ હર્ષ પામે શાંતિની લહેરો લહી. ૧૬

અર્થઃ—આ પર્વત ઉપર ચઢવાના રસ્તાની બાજુમાં આવેલી અને ભવ્ય જનોને વિસામો લેવાના સ્થાનરૂપ તથા તરસને મટાડનારી તેમજ જેની આજુબાજુ જુદા જુદા પ્રકારના વૃક્ષો આવેલા છે અને જેમાં સ્વચ્છ-નિર્મળ પાણી રહેલું છે એવી પવિત્ર વાવ પોતાને ધન્ય માને છે. કારણ કે કદંબગિરિથી નીચે ઉતરનારા તથા ઉપર ચડનારા સઘળા મનુષ્યો આ વાવ નજીક બેસીને પોતાનો થાક ઉતારે છે. તરસ દૂર કરે છે, આનંદને પામે છે અને શાંત (શાંતિની) ઠંડી લહેરોનો અનુભવ કરે છે ૧૬.

તળેટીનું વર્ણન તથા સ્વામિવાત્સલ્ય મહિમા જણાવે છેઃ-

गिरेर्मर्यादाकूल्लसति तलहट्टीयमनघा,
स्थिताश्चारोहन्तो विदधति गिरेर्वन्दनमिह ।
जनानां कादम्बात्समवतरतां भावुकजनाः,
सुभक्त्या वात्सल्यं विदधति च मिष्टान्ननिभृतम् ॥१५

ગિરિતણી હદ બાંધનારી આ તલાટી દીપતી,
ગિરિ પર ચઢંતા લોક પહેલાં કરત અહીં વંદન તતિ;
ત્યાંથી ઉતરતાં લોકનું વાત્સલ્ય ઉત્તમ જન કરે,
મિષ્ટાન્ન આદિવડે અપૂરવ રંગથી થીર સુખ વરે. ૧૭

અર્થ:—આ પર્વતની હદ એટલે મર્યાદા બાંધનારી અથવા શરૂઆત જણાવનારી આ તળાટી શોભી રહી છે. અહીં પર્વત ઉપર ચઢનારા લોકો સૌથી પ્હેલાં વંદનશ્રેણિ (વારંવાર વંદન; ચૈત્યવંદન)ની શરૂઆત કરે છે. તથા ભવ્ય જીવો આ ગિરિ ઉપરથી નીચે ઉતરતા મનુષ્યોનું લાડુ વગેરે મિષ્ટાન્નવડે સાધર્મી વાત્સલ્ય કરે છે. અને આ પ્રમાણે તે ખરા ભાવથી ઉલ્લાસપૂર્વક કરનારા તેઓ સ્થીર એટલે નાશ રહિત સુખને મેળવે છે. ૧૭

આ પર્વતના ઉપર ચઢવાના માર્ગનું વર્ણન કરે છે:—

सुपुण्यैर्लभ्येयं गिरिचटनसोपानसरणिः,
यदीया पद्याली सुखसमवगाहा सुसरला ।
उदारा या श्लेषद्रढिमरमणीया तनुभृतां,
समाधीनां श्रेणीं वितरितुमिवात्र व्यवसिता ॥१८॥

પ્રબલ પુણ્યે આ મલે પર્વત ઉપર ચઢવા તણા,
પગથિયાનો માર્ગ શુભ જ્યાં જન દીસે જાતાં ઘણા;
શ્રેણિ પગથિયાની ચઢાયે હેજથી જ્યાં સરલ એ,
શ્રેણિ સમાધિનીજ દેવા સજ્જ જાણે હોય એ. ૧૮

**અર્થ**:—જેના ઉપર ચાલીને ઘણા માણસો આ પર્વત ઉપર ચઢતા જણાય છે તે આ પર્વત ઉપર ચઢવાનો આ પગથીયાનો સારો માર્ગ પ્રબળ પુણ્યના યોગથી મળે છે, અથવા આ ગિરિ ઉપર ચઢવાનું ભાગ્ય પુણ્યશાળીને મળે છે. દુર્ભાગીને આના દર્શનજ દુર્લભ છે તો ચઢવાની તો વાતજ શી? જે ગિરિ ઉપર સરલપણે એટલે મુશ્કેલી વિના હેજથી એટલે આનંદથી ચઢાય છે, એવી પગથીઆઓની આ શ્રેણિ એટલે હાર જાણે સમાધિ એટલે આત્મિક સુખની શ્રેણિ એટલે પરંપરાને આપવા માટે સજ્જ-તૈયાર થઈ હોય તેવી જણાય છે. ૧૮

ગિરિ ઉપર ચઢતાં વચમાં આવતા વિસામાનું વર્ણન:-

**नृणां कादम्बाद्रेः पथि विचरतां श्रान्तवपुषां,**
**इमे स्युर्विश्रामाः पुनरपहरन्तः श्रमभरम् ।**
**लहर्यः स्नेहार्द्रा इह सुरभिकादम्बमरुतां,**
**निषेवन्ते नूनं गिरिवरविलीनैकमनसः ॥ १७ ॥**

**કદંબગિરિ પર ચાલતા થાકેલ જન વચમાં વલી,**
**પામી વિસામા થાક ઉતારી લહે શાંતિ ભલી;**
**કદંબ વૃક્ષતણો સુવાસિત પવન શીતલ સેવતા,**
**ગિરિવરતણા ધ્યાને અપૂરવ ચિત્તલીનતા પામતા. ૧૯**

**અર્થ**:—આ ગિરિ ઉપર ચઢતાં થાકેલા મનુષ્યો માર્ગમાં વચ્ચે વચ્ચે આવેલા વિસામા આગળ આવીને વિસામો લઈને

પોતાનો થાક ઉતારે છે અને સારી શાંતિને મેળવે છે. વળી વિશ્રાંતિ લેનાર મનુષ્યો કદંબગિરિ ઉપર ઉગેલા અને પવનને લઈને હાલતા વૃક્ષોના સુગંધિદાર શીતળ પવનનું સેવન કરે છે. તેમજ આ ગિરિરાજના ધ્યાનવડે અપૂર્વ (પ્રથમ નહિ પામેલ) એવી ચિત્તની તન્મયતા અથવા એકાગ્રતા પામે છે. ૧૯

હવે આ ગિરિ ઉપર આવેલા ધર્મોદ્યાનનું વર્ણન કરે છે:—

**इदं धर्मोद्यानं भवजलधियानं च भविनां,**
**मुनीनामास्थानं ध्रुवमशिवहानं सुमनसाम् ।**
**निधानं पुण्यानां शिवसुखनिदानं यमवतां;**
**त्रिधा वन्दे नित्यं गुरुमहिमकादम्बतिलकम् ।१८।**

કદંબગિરિના તિલકસમ મહિમા વડેરૂં ભવિકને
જે વ્હાણ સમ ભાવ સાગર ઝટ આપતું થીર શર્મને;
રહેઠાણ મુનિનું પુણ્ય નિધિ જે ભાવિકના વિઘ્નો હરે,
તે વંદું ધર્મોદ્યાન જે મુનિરાજ શિવહેતુ ખરે. ૨૦

અર્થ:—આ કદંબગિરિના તિલક જેવું એટલે શ્રેષ્ટ અને મહિમાવડે મોટું, તથા ભવ્ય જનોને આ સંસાર સમુદ્રને વિષે વહાણ સમાન હોવાથી જલ્દી શાશ્વત સુખને આપનાર, અને મુનિરાજને આત્મ નિવૃત્તિ મેળવવાને માટે રહેવાનું સ્થાન, તેમજ પુણ્યના નિધિ એટલે ભંડાર જેવા અને જે ભવ્ય જનોનાં વિઘ્નો એટલે સંકટોને હરણ કરનાર, વળી જે મુનીશ્વરોને નિશ્ચે શિવહેતુ એટલે મોક્ષના કારણરૂપ છે એવા ધર્મોદ્યાનને હું વંદન કરૂં છું. ૨૦

આ ધર્મોદ્યાનને વિષે જિનપ્રાસાદ પ્હેલાં કોણે બંધાવ્યો હતો તે કહે છે:--

पुरा श्रीनाभेन प्रथमजिननाथस्य गणिना,
गिरेरुत्सङ्गेऽस्मिन् भरतनरनाथस्य पुरतः ।
प्रभावो व्याख्यातस्त्विह च भरतोऽप्यद्भुतमनाः,
व्यधाद्धर्मोद्याने चरमजिनप्रासादमतुलम् ॥ १९ ॥

આદીશના શ્રીનાભગણધર કદંબ મહિમા હોંશથી,
પ્હેલાં ભરતનૃપ આગલે ભાખે સુણી નૃપરંગથી;
રમણીય ધર્મોદ્યાનમાં શ્રી વીરના પ્રસાદને,
વર્ધકી દ્વાર કરાવે ધન્ય એ નરનાથને. ૨૧

અર્થ:—આ ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુના શ્રીનાભ નામના ગણધરે ઉમંગથી બાર ચક્રવર્ત્તીઓમાં પ્હેલા શ્રી ભરત ચક્રવર્ત્તીની આગળ પ્રથમ આ કદંબગિરિનું માહાત્મ્ય જણાવ્યું. જે વર્ણન સાંભળીને તે ચક્રવર્ત્તીએ (ભરત મહારાજાએ) ઘણા ઉલ્લાસથી પોતાના વાર્ધકી (સૂત્રધાર) રત્નને હુકમ કરીને કદંબગિરિને વિષે આવેલા સુંદર ધર્મોદ્યાનને વિષે ચરમ તીર્થપતિ શ્રી મહાવીર સ્વામીનો સુંદર પ્રાસાદ (જિનાલય) કરાવ્યો. તે નરનાથ એટલે ચક્રવર્ત્તીને ધન્ય છે, તેમનો જન્મ કૃતાર્થ છે. ૨૧

હવે સ્તુતિકાર સ્વર્ગની અને ગિરિની સરખામણી જણાવીને ગિરિની અધિકતા જણાવે છે:—

महाप्रासादोऽयं प्रथमजिनराजस्य विदितः,
समुच्छृङ्गा रम्या जिनभवनचैत्यावलिरियम् ।
विभातीदं कुण्डं नियतमिह सूर्येत्यभिधया,
गिरिः कादम्बोऽयं जयति सुरलोकं यदधुना ॥२०॥

પ્રાસાદ મોટા ચૈત્ય શ્રેણિ પ્રવર ઉંડા કુંડ એ,
જિમ સ્વર્ગમાં તિમ આ કદંબે સર્વ એ અવ-
લોકીએ;
પ્રાસાદ મોટો ઋષભ પ્રભુનો જિનભુવન શ્રેણી ભલી,
સૂરજકુંડ મનોજ્ઞ દીસે સ્વર્ગ જીતે આ ગિરિ. ૨૨

અર્થ:—જેવી રીતે સ્વર્ગમાં મોટા પ્રાસાદ (મહેલો) અને પ્રવર એટલે શ્રેષ્ટ ચૈત્ય શ્રેણિ (દેરાંની પંક્તિઓ) તથા ઉંડા કૂંડો હોય છે, તેવી રીતે અહીંઆ શ્રી ઋષભપ્રભુનો મોટો પ્રાસાદ છે, અને સુંદર જિનભુવન એટલે ચૈત્યોની શ્રેણિ પણ છે. તેમજ અત્યંત રમણીય સૂરજકુંડ પણ શોભી રહ્યો છે. માટે આ ગિરિ જાણે સ્વર્ગને જીતતો હોય, તેવા જણાય છે. ૨૨

આ ગિરિ ઉપર આવેલા બે શિખરનું વર્ણન કરે છે:-

इहोद्याने नौमि प्रकटमहिमानं निदधतम्,
नमीशं तीर्थेशं प्रथमजिनपं शाश्वतजिनान् ।
विधायान्यद्रूपं विमलगिरिश्रृङ्गद्वयमपि,
स्थितं द्रागुद्धर्तुं व्यवसितमिवात्राखिल जगत् ॥२१॥

ઉદ્યાનમાં અહિંયા ઋષભ પ્રભુ નમિનાથને,
વળી શાશ્વતા પ્રભુને સ્તવું નિત સર્વ જગના જીવને;
ઉદ્ધારવા બે ગિરિશિખર સાધી અનેરા રૂપને,
કટિબદ્ધ જાણે હોય નહિ ભાસેજ ઇમ જોનારને. ૨૩

અર્થ:—અહીંઆં ધર્મોદ્યાનમાં રહેલા શ્રી ઋષભદેવ પ્રભુ તથા બાલબ્રહ્મચારી પ્રાત:સ્મરણીય બાવીસમા શ્રી નમિનાથ પ્રભુ તેમજ શાશ્વતા પ્રભુની (ઋષભ, ચંદ્રાનન, વારિષેણ તેમજ વર્ધમાન નામના પ્રભુની) હંમેશાં સ્તવના કરૂં છું. આ ગિરિના બે શિખરો જાણે જગતના સર્વ જીવોનો ઉદ્ધાર કરવાને માટે બીજા (જુદા જુદા અનેક–ઘણા)રૂપને સાધીને તૈયાર થએલા હોય (નહી) તેવા જોનારા ભવ્ય જીવોને જણાય છે. ૨૩

સ્તોત્રકાર આ ગિરિની બાબતમાં પોતાના મનોરથ જણાવે છે:—

तवोत्सङ्गे चास्मिन् मम खलु ललाटं विलुठतु,
प्रसादं कल्याणी मयि किरतु सा रेणुकणिका।
तनौ मे खेलन्तां मृदुलमरुतां वीचिवलयाः,
पुनन्तस्त्वत्सङ्गादखिलमपि कादम्ब ? भुवनम् ॥२४॥

હે કદંબગિરિ ! નિરંતર તાહરા ખોળા મહી,
મુજ ભાલ આળોટે પડે મારી ઉપર તુજ ધૂલ સહી;
અડકી તને જગ શુદ્ધ કરતા શુભ પવન કલ્લોલ એ,
મુજ દેહ પર ખેલે સદા અભિલાષભાનુ કિરણ એ. ૨૪

**અર્થ**:—હે કદંબગિરિ! તારા ખોળાની અંદર મારૂં કપાળ હંમેશાં આળોટે, જેથી મારા ઉપર તારી રજ પડે. અને તને અડીને જગતના જીવોને શુદ્ધ કરનારા વાયુના તરંગો મારા શરીર ઉપર હંમેશાં ક્રીડા કરો, એવા મારા અભિલાષરૂપ સૂર્યના કિરણુ જેવા મનોરથો છે. એટલે મારી ભાવના આ પ્રમાણે વર્ત્તે છે. જેમ ઈંદ્રના પણુ સિંહાસન ડાલે, એ શ્રી તીર્થંકરાદિ લોકોત્તર મહા પુરૂષોના પુણ્ય પરમાણુ સ્કંધોનોજ પ્રભાવ કહી શકાય, એમ ગિરિને સ્પર્શેલી ધૂલની રજકણુ વિગેરેનો પ્રભાવ તેવો હોય છે. ૨૪

આ પર્વતના ઉંચા શિખરનું વર્ણન કરે છે:—

**महाकादम्बाद्रेर्लघुशिखरवृन्दैः परिगतं,**
**प्रधानं शृङ्गाणामिदमघहरं विस्मयकरम् ।**
**समुत्तुङ्गं शृङ्गं रजनिरमणार्कोभयनतं,**
**समासेवे सोऽहं धरणिरमणीभालतिलकम् ॥२३॥**

વર કદંબગિરિના લઘુ શિખરના વૃંદથી ઘેરાયલું,
જે સર્વ શિખરોમાં વડેરૂં જગતને અચરિજ કરૂં;
બહુ પાપને હરનાર ઉંચું રવિ શશી જેને નમે,
તે શિખરને વંદુ તિલકસમ ભૂમિ ભામિની ભાલમેં. ૨૫

**અર્થ**:—આવા ઉત્તમ કદંબગિરિ ઉપર જે આવેલું છે, અને જે જગતના લોકને આશ્ચર્ય કરાવનારૂં છે, તથા વળી ઘણા પાપોને હરણુ કરનારૂં છે, ઉંચું છે, તેમજ જેને સૂર્ય

અને ચંદ્ર નમે છે (જેના ઉપર સૂર્ય તથા ચંદ્રના કીરણો પડે છે.) તથા જે સર્વ શિખરોમાં શ્રેષ્ઠ તિલક સમાન છે તે મોટા શિખરને હું વંદના કરૂં છું. ૨૫.

આ ગિરિની ચારે બાજુ આવેલા સ્થળો જણાવે છેઃ—

**स्तुवे प्राच्यां तालध्वजगिरिविभुं पञ्चमजिनं,**
**इतश्च श्रीवीरं मधुपुरमणिं दक्षिणदिशि ।**
**प्रतीच्यां श्रीनेमिं गगनशिखरे रैवतगिरौ,**
**उदीच्यां नाभेयं विमलगिरितीर्थेश्वरपतिम् ॥२४॥**

કદંબગિરિની પૂર્વમાં તાલધ્વજે સુમતિ પ્રભુ,
દક્ષિણે મહુવા તણા જીવંતસામી વીર વિભુ;
જસ શિખર ઉંચા શ્વેત નભની જેમ તે પશ્ચિમ કને,
રૈવતગિરિ પ્રભુ નેમિને સ્તવું વિમલગિરિ પ્રભુ
ઋષભને. ૨૬

**અર્થઃ**—આ કદંબગિરિની પૂર્વ દિશામાં તાલધ્વજગિરિ (તલાજાનો ડુંગર) આવેલો છે, અહીં પાંચમા શ્રી સુમતિનાથ (સાચા દેવ) શોભી રહ્યા છે. અને દક્ષિણ દિશામાં મહુવા બંદર આવેલું છે, જ્યાં જીવંત સ્વામી વીર પ્રભુનું જિનાલય છે. વળી પશ્ચિમ દિશામાં તે રૈવતાચલ (ગિરનાર) આવેલ છે, કે જેના ઉંચા શિખરો ધોળાં વાદળાં જેવા જણાય છે, તેને વિષે શ્રી નેમિનાથનો પ્રાસાદ શોભે છે, તથા ઉત્તર દિશામાં તે વિમળાચલ (શત્રુંજય) આવેલ છે, કે જેના ઉપર ઋષભ

દેવ પ્રભુ બિરાજમાન છે. તે સર્વે તીર્થોની અને ત્યાં રહેલા મૂલ નાયકાદિ જિનેશ્વરોની હું સ્તુતિ કરૂં છું. ૨૬.

આ ગિરિ ભવસમુદ્ર તરવાને વહાણ સમાન છે એમ જણાવે છે:—

**अहङ्कारावर्ते विषयविषमौर्वाग्निकलिते,**
**कषायग्राहौघे जनिमृतिजरागाधसलिले ।**
**समन्तादाशानामगणिततरङ्गैस्तरलिते,**
**भवाब्धौ कादम्ब! त्वमसि मम प्रौढप्रवहणम् २५**

**જ્યાં માનરૂપ આવર્ત્ત વિષયો વિકટ વડવાનલ સમા,**
**ચારે કષાયે ઝુંડ જેવા મરણ આદિક જલ સમા;**
**વિવિધ આશાના તરંગે ચપલ જે ચારે દિશે,**
**કદંબ! તે ભવ સાગરે તું વ્હાણની જેવો દીસે. ૨૭**

**અર્થ:**—હે કદંબ! સંસારરૂપી સમુદ્રને વિષે અભિમાનરૂપી આવર્ત એટલે ચકાવા (ભમરીઓ) છે. અને ઇન્દ્રિયોના વિષયો ભયંકર વડવાનલની જેવા છે. તથા ક્રોધાદિક ચાર કષાયો ઝુંડ (એક પ્રકારનું હાથીને પણ ખેંચી જાય, એવા જલચર પ્રાણી) જેવા છે. તેમજ જન્મ જરા મરણ વગેરે પાણીની જેવા છે. વળી જુદા જુદા પ્રકારની આશાઓ–ઇચ્છાઓરૂપી તરંગો વડે જે ચારે દિશાઓમાં ચપળ દેખાય છે, આવા સંસારરૂપી સમુદ્રને વિષે તું વહાણ જેવો જણાય છે. ૨૭.

ભવરૂપી અટવીમાં આ ગિરિ શરણુ રૂપ છે, એમ જણાવે છે:--

**स्फुरद्रागो यत्र प्रचरति मृगेन्द्रोऽनुपरतः,**
**शृगाला क्रोधाद्याः कटुतरनिनादाश्च परितः ।**
**महामोहः शुण्डी भ्रमयति जनानुद्धृतकरः,**
**भवारण्ये तस्मिंस्त्वमसि मम कादम्ब ! शरणम् २८**

**જ્યાં ચિત્તમાંહે ફાલ ભરતો રાગરૂપ સિંહ વિચરતો,**
**ક્રોધાદિરૂપ શિયાલનો ઘોંઘાટ પણ અતિશય થતો;**
**વિકરાલ મોહ કરી કરીને સૂંઢ ઉંચી લોકને,**
**ભવરૂપ જંગલમાં ભમાડે ત્યાં કદંબ શરણુ મને. ૨૮**

**અર્થ:**—જે સંસારરૂપી અટવી એટલે જંગલમાં ફાળ ભરતો તોફાની રાગરૂપી સિંહ વિચરી ( ફરી ) રહ્યો છે (એટલે પ્રાણીઓના મનમાં રાગ રહેલો છે.) વળી ક્રોધ વગેરે ચારે કષાયરૂપ શિયાળો જેમાં ઘણા પ્રકારનો ઘોંઘાટ મચાવી રહ્યા છે. અને જ્યાં ભયંકર મોહરૂપી કરી એટલે હાથી પોતાની સૂંઢને ઉંચી કરીને જીવોને ભવરૂપી જંગલમાં ભમાડે છે તેવા સંસાર રૂપી અરણ્યમાં આ કદંબગિરિ મને આધારરૂપ છે. ૨૮.

આ ગિરિમાં સર્વ પ્રકારની સિદ્ધિઓ તથા ઔષધિઓ ભરેલી છે, તે કહે છે:--

**प्रसन्ने कादम्बे भवति सकलाः सिद्धिनिवहाः,**
**प्रसन्नाः स्युः सर्वे निधय इह चिन्तामणिरपि ।**

**न सा सिद्धिर्लोके भवति च न वा सौषधिरपि,**
**पवित्रे कादम्बे विलसति न या सिद्धिनिलये ॥२७॥**

હે કદંબ! જાસ ઉપરે તુષ્ટમાન ઘણો થયો,
તેને મલે સિદ્ધિ ઘણી ચિંતામણિ પણ સાંપડ્યો;
હોવે અહીં નહિ જેહ તેવી સિદ્ધિ વળી ઔષધિ નથી,
તું સિદ્ધિનો ભંડાર પાવન એમ નિર્ણય શાસ્ત્રથી. ૨૯

**અર્થ:**—હે કદંબ! તું જેના ઉપર ઘણો તુષ્ટમાન થાય છે, તેને ઘણા પ્રકારની સિદ્ધિઓ મળે છે, અને ચિન્તામણિ રત્નની પણ પ્રાપ્તિ (લાભ) થાય છે. જગત ભરમાં તારી પાસે ન હોય તેવી કોઇ સિદ્ધિ તેમજ ઔષધિ નથી. અથવા તારામાં બધા પ્રકારની સિદ્ધિઓ અને ઔષધિઓ રહેલી છે. કારણ કે તું સિદ્ધિ વગેરે પદાર્થોનાં પવિત્ર ભંડાર જેવો છે એવો નિર્ણય શત્રુંજય માહાત્મ્ય વિગેરે શાસ્ત્રાધારે કર્યો છે. મેં શ્રી ધનેશ્વરસૂરિ મહારાજે આ ગ્રંથમાં કદંબગિરિનો મહિમા વર્ણવ્યો છે. પુંડરીક ગણધરે વિસ્તારથી શત્રુંજયનું વર્ણન રચ્યું હતું, તેમાંથી સુધર્મા સ્વામિએ ટૂંકું બનાવ્યું હતું, તેમાંથી સંક્ષેપીને શ્રી ધનેશ્વરસૂરિજીએ શત્રુંજય માહાત્મ્ય બનાવ્યું. ૨૯.

સાચો સાત્વિક સ્થીર આનંદ આ ગિરિના દર્શનથી પ્રકટે છે, એ જણાવે છે:—

**मयूराणां वृन्दं मदयतु नवा नीरदघटा,**
**चकोराणां चित्ते निदधतु मुदं चन्द्रकिरणाः ।**

**मयि त्वेष द्वेषप्रणयप्रणिधानैककुशले,**
**समृद्धः कादम्बः प्रकटयतु लोकोत्तरमुदम् ॥२८॥**

**મેઘની મોટી ઘટા ખૂશી કરે સવિ મોરને,**
**ચકોરના મન ખૂશ કરે જે ચંદ્રના કિરણો અને;**
**એ નામનો આનંદ નિશ્ચય તિમ વિનશ્વર જાણીએ,**
**જોતજોતામાં પલાએ નહિ અલૌકિક થીર એ. ૩૦**

અર્થ:—જો કે મેઘની ઘટા એટલે વાદળાંનો સમૂહ સર્વ મયૂરોને ખૂશી કરે છે, તથા ચંદ્રના કિરણો ચકોરના મનને રાજી કરે છે. પરંતુ આ આનંદ નામનો છે, કહેવા માત્ર છે. કારણ કે તે નક્કી નાશવંત છે. અને જોત જોતામાં જરા વારમાં પલટાઇ જાય છે, કારણ કે તે અલૌકિક અસાધારણ તથા સ્થિર નથી. ૩૦

**હું રાગ દ્વેષાદિક તણા સાધન વિષે ધરી પ્રેમને,**
**નિજને ગણું બહુ ચતુરએવા મુજ સુભક્તિ ભર્યા મને;**
**પ્રકટ પ્રભાવી કદંબ પ્રકટાવે અલૌકિક હર્ષને,**
**એવા વિચારે હું ભવોભવ દેખવા ચાહું તને. ૩૧**

અર્થ:—હું રાગ તથા દ્વેષના સાધન ભૂત સારા નરસા શબ્દાદિને વિષે પ્રીતિ ધારણ કરીને પોતાને ઘણો હોંશિયાર માનું છું. આવી સ્થિતિવાલા મારા સારી ભક્તિથી ભરેલા મનને વિષે પ્રગટ પ્રભાવશાળી હે શ્રી કદંબ ગિરિરાજ! તું તો અલૌકિક આનંદને પ્રગટાવે છે. આવા પ્રકારના વિચારથી હું ભવોભવ તને જોવાની ઈચ્છા રાખું છું. એટલે હે કદંબ!

મેઘાદિ પદાર્થોથી પણ ચઢીયાતું તારૂં દર્શન અલૌકિક સ્થિર સાત્ત્વિક આનંદ પ્રકટાવે છે. ૩૧.

સ્તોત્રકાર ગિરિરાજની પાસે પોતાના ઉદ્ધાર માટે પ્રાર્થના કરે છે:—

**विशाला वै दृष्टा जगति गुरवोऽनेकगिरयः,**
**गुणैस्तु त्वय्येवोल्लसति गुरुता शास्त्रगदिता ।**
**समुद्धातारं त्वां शरणमुपयातोऽहमधुना,**
**समुद्धारं कुर्या झटिति मम कादम्ब! गिरिराट् ३२**

મોટા અનેક વિશાલ ગિરિને જગતમાં જોયા ખરા,
પણ શુભ ગુણોથી તુજ વિષે મોટાઇ ખરી જૂઠ ના જરા;
ભવકૂપથી ઉદ્ધારનાર કદંબગિરિવર ! તાહરા,
શરણે હું આવ્યો માહરો ઉદ્ધાર કર ઢીલ ના જરા. ૩૨

અર્થ:—આ જગતની અંદર આવેલા ઘણા મોટા અને વિશાળ પર્વતોને જોયા, પરંતુ તે બધા કરતાં સારા (લાભદાયી) ગુણોથી ભરેલા એવા તારામાંજ સાચી મોટાઇ રહેલી છે એમાં જરા પણ ખોટું નથી. આ સંસારરૂપી કૂવામાંથી ઉદ્ધાર કરનાર હે શ્રી કદંબ ગિરિરાજ ! હું તારા શરણે આવ્યો છું, અને વીનવું છું કે મહેરબાની કરી મારો ઉદ્ધાર કરવામાં જરા પણ વિલંબ કર નહિ. ૩૨.

આ ગિરિને નમસ્કાર કરવાનું કારણ બતાવે છે:—

**नमस्ते कादम्बामरनरनमस्याय च नमो,**
**नमस्ते कादम्बाधरितपरतीर्थाय च नमः ।**

नमस्ते कादम्बावनितलललामाय च नमो,
नमस्ते कादम्बाद्भुतगुणनिधानाय च नमः ॥३०॥

હે કદંબ! તને નમે સુર માનવો નમીએ અમે,
તું કરે પર તીર્થને નીચા તને નમીએ અમે;
તિલક જેવો મહી તલે માની તને નમીએ અમે,
ભંડાર અદ્ભુત ગુણ રયણનો તિણ તને નમીએ અમે. ૩૩

અર્થ:—હે કદંબ ગિરિરાજ! તને દેવો અને ચક્રવર્ત્તી વિગેરે ઉત્તમ મનુષ્યો પણ નમસ્કાર કરે છે માટે અમે પણ તને નમીએ છીએ. અને તું બીજા મિથ્યાત્વીઓના તીર્થોને તારા પોતાના દિવ્ય મહિમા વડે નીચા (હલકા) પાડે (ઉતરતા બનાવે) છે, માટે અમે તને નમીએ છીએ. વળી આ પૃથ્વીની સપાટી ઉપર તને તિલક સમાન (શ્રેષ્ટ) માનીને અમે નમીએ છીએ. તથા અદ્ભુત એટલે આશ્ચર્યકારી ગુણો રૂપી રત્નોનો તું ખજાનો છે, એ ઉદાર આશયથી અમે તને નમીએ છીએ. ૩૩.

આ ગાથામાં ગ્રન્થકાર પોતાની લઘુતા જણાવે છે:—

क्व चायं कादम्बोऽपरिमितगुणोऽपारमहिमा,
क्व चाहं तत्स्तोत्रे मनुजपशुरुत्कण्ठितमनाः ।
प्रभावः सर्वोऽयं विलसति महान् नेमिसुगुरोः,
स्तुतिव्याजादेतद् यदिह विहितं बाललपितम् ॥३१॥

કદંબ! તુજ હદપાર મહિમા નહિ ગણાએ ગુણ ગણ્યા,
તું કયાં? તને થુણવા થયો તૈયાર પશુ સમ
નર હું કયાં?;

તોપણ કરી સ્તુતિ તેહ મહિમા નેમિસૂરિ તણો ગણું,
સ્તોત્રના બ્હાને કહ્યું મેં બાલ બોલી સમ ઘણું. ૩૪

**અર્થ**:--હે શ્રી કદંબ ગિરિરાજ! તારો પ્રભાવ હદ વિનાનો છે અથવા ઘણો છે, અને તારા ગુણો ગણતાં ગણી શકાય તેમ નથી. આવી દિવ્ય મોટાઇવાળો તું ક્યાં? અને તારી સ્તુતિ કરવા તૈયાર થએલો પશુ સમાન (અલ્પજ્ઞ) હું મનુષ્ય ક્યાં? આવો છતાં પણ મેં તારી જે સ્તવના કરી તે મારા પરમોપકારી સુગૃહીત નામધેય પૂજ્ય ગુરૂના પણ આચાર્ય મહારાજ પરમ ગુરૂ શ્રી વિજય નેમિસૂરીશનો પ્રભાવ છે. એટલે હું અલ્પ બુદ્ધિવાળો છું તેથી તારા બધા વિશિષ્ટ ગુણો કહી શકું નહી, તોપણ આ સ્તોત્ર રચનાના બ્હાનાંથી મેં બાળકની બોલી જેવું (જેવું તેવું) મારા ભક્તિના ઉમળકાથી ઘણું કહ્યું છે. ૩૪.

આ ગિરિનું ધ્યાન ધરનારને સંસારનું ભ્રમણ ઓછું થાય છે, એમ જણાવે છે:—

॥ स्रग्धरावृत्तम् ॥

धन्यास्ते ध्यानमेतद्‌गिरिवरविषयं निःस्पृहं कुर्वते ये,
संसारासारलीलाविकलितहृदयाःपुण्यभाजो मनुष्याः
ध्येये कादम्बतीर्थे प्रणिहितमनसा ये समापत्तिभाजो
ध्यातृध्याने विमुच्य प्रशमितविषयास्ते तु धन्या
विशिष्टाः ॥ ३२ ॥

સંસાર કેરી તુચ્છ લીલાના વિલાસો ચિત્તથી,
દૂર છંડી પુણ્યવંતા ભવ્યજન જે હર્ષથી;
આ કદંબનું ધ્યાન કરતા ક્ષણિક વાંછા વર્જીને,
હું તેમને ગણું ધન્ય નહિ બહુ રખડપટ્ટી તેમને. ૩૫

અર્થ:—આ સંસારના તુચ્છ એટલે હલકા સટ્ટા વિગેરે તથા દુરાચાર અને સીનેમા નાટક વિગેરે જોવા વગેરે લીલાના વિલાસો એટલે ક્ષણ ભંગુર વૈભવોને ખરા ભાવપૂર્વક દૂર કરીને આનંદ પૂર્વક આ સંસારની ક્ષણિક એટલે નાશવંત વાંછાઓ અથવા સુખની ઇચ્છાઓને તજીને જે ભવ્ય જીવો આ શ્રી કદંબ ગિરિરાજનું ધ્યાન ધરે છે, તેમને હું ધન્ય માનું છું, કારણ કે તેમને આ સંસારમાં હવે ઘણી રખડપટ્ટી કરવાની નથી. ૩૫.

આ ગિરિરાજમાં ધ્યેય સ્વરૂપ થઇ જવા રૂપ અલૌકિક નાટક ધ્યાન કરનાર એવા વિશેષે કરીને ધન્ય પુરૂષોને લોકો જરૂર નમે છે તે જણાવે છે:—

લગની લગાવી કદંબતીર્થે ધ્યેય રૂપ જેઓ બને,
ધ્યાન ધ્યાતા ભાન ભૂલી જે શમાવે વિષયને;
તેઓ વધારે ધન્ય માનું તેમને દુનિયા નમે,
આશા ગુલામી જેહ છંડે તેહ કોને ના ગમે ? ૩૬

અર્થ:— આ કદંબ તીર્થને વિષે જે ભવ્ય જીવો લગની લગાવીને એટલે લીન થઇને તેનું ધ્યાન અને ધ્યાતા એટલે ધ્યાન કરનારા એ બેનું ભાન ભૂલીને એટલે એકાગ્ર થઇને વિષયોને શમાવે છે એટલે વશ કરે છે, તે પુણ્યવંતા મહાપુરૂષો (ધ્યાતા પોતે) ધ્યેયરૂપ અથવા ધ્યાન કરવા યોગ્ય બને છે. આવા ધ્યાતા પુરૂષને હું પૂર્વે કહેલા ધન્ય પુરૂષ કરતાં વધારે ધન્ય માનું છું. તેમને આ દુનિયાના લોકો નમસ્કાર કરે છે. કારણ કે જેઓ આશાઓની એટલે વિવિધ પ્રકારના સાંસારિક સુખોની ઇચ્છાની ગુલામીનો ત્યાગ કરે

છે તેઓ કોને ગમતા નથી ? અર્થાત્ સર્વને ગમે છે. કારણ કે તેઓ ઇચ્છાના ગુલામ નથી પણ ઇચ્છા તેમની દાસી છે. ૩૬

સ્તોત્રકાર મારા સાચા શરીર વગેરે આ પ્રમાણે છે એમ જણાવે છે:—

**सिद्धक्षेत्रं शरीरं त्रिभुवनतिलकं**
**मुखशृङ्गं शिरो मे, बाहुस्तालध्वजाद्रिः**
**प्रथम इह तथा हस्तिसेनः परोऽयम् ॥**
**पुण्या शत्रुञ्जयेयं शमदमलहरी**
**ध्यानयोगः कदम्बो, ज्योतिष्मानन्तरात्मा-**
**प्यथ जयति तनौ नास्ति किञ्चिद् बहिर्मे ॥ २२ ॥**

**ત્રણ ભુવન માંહે તિલક જેવું સિદ્ધ ક્ષેત્ર શરીર એ,**
**તસ મુખ્ય શિખર સોહામણું મુજ શ્રેષ્ઠ મસ્તક સત્ય એ;**
**બે બાહુમાંહે બાહુ પ્હેલો શ્રી તલજાગિરિ ખરો,**
**બાહુ બીજો માહરો શ્રી હસ્તિગિરિ ભવ આશરો. ૩૭**

અર્થ:—સ્વર્ગ મૃત્યુ અને પાતાળ એ ત્રણ પ્રકારના ત્રણ ભુવનને વિષે તિલક સમાન એટલે શ્રેષ્ઠ સિદ્ધક્ષેત્ર એ મારૂં ખરેખર વાસ્તવિક મસ્તક (માથું) છે. અને બે ભુજાઓ (હાથ)માંથી તલાજાનો[1] ડુંગર (તાલધ્વજ) એ પ્રથમ હાથ છે, અને સંસારમાં રખડતા ભવ્ય જીવોને પરમ આધારરૂપ શ્રી હસ્તગિરિ એ મારો બીજો હાથ છે. ૩૭.

**શમ દમ ગુણોની લ્હેર સાચી ભવ્ય શેત્રુંજી નદી,**
**વર ધ્યાન યોગ કદંબગિરિ ભૂલાય શું ! એહી કદી;**

૧–સિદ્ધ ગિરિનું આ સજીવન શિખર છે. અહીં અમદાવાદના હઠીસિંહ કેસરીસિંહના પૌત્ર શેઠ દલપતભાઇના સ્મરણાર્થે તેમના સધર્મચારિણી લક્ષ્મીબાઇએ શ્રી પાર્શ્વનાથજીનું ભવ્ય મંદિર બંધાવ્યું છે.

ગુણ રયણ જ્યોતિઃ સ્વરૂપી અંતરાત્મા ઝગમગે,
એ સર્વ મારા દેહમાં કંઇ બ્હાર નહિ ઇમ રગરગે, ૩૮

**અર્થઃ**—શમ (ઉપશમ–શાંતિ), દમ (ઇંદ્રિયદમન) વગેરે ગુણોની જે લહરી (લ્હેરો–મોજાં) તે સાચી અને સુંદર શેત્રુંજી નદી છે. તેમજ ઉત્તમ ધ્યાન કરવા યોગ્ય (સાધન) કદંબગિરિ છે એ કદાપિ ભૂલાય તેમ નથી. તેમજ જ્ઞાન દર્શનાદિ ગુણોરૂપી રત્નોના પ્રકાશ સ્વરૂપ અન્તરાત્મા મારા શરીરમાં પ્રકાશે (ચળકી રહ્યો) છે. આ સઘળું મારા શરીરમાં (આત્મામાં) રહેલું છે પણ બહાર નથી. આવી દૃઢ ભાવના મારી દરેક રગ (નસ)માં રહેલી છે. ૩૮

કદંબગિરિ સ્તોત્રના કર્તાની પ્રશસ્તિઃ—

गच्छे शास्त्रपरम्परागमबले शुद्धे तपानामनि,
साम्राज्येऽनुपमे स्फुरन्महिमनि श्रीनेमिसूरीशितुः।
सूरेः श्रीविजयोदयस्य सुगुरोस्तत्पट्टसेवाजुषः,
पट्टे नन्दनसूरिणा विरचिता
कादम्बतीर्थस्तुतिः ॥ ३४ ॥

॥ इति श्री कादंबद्वात्रिंशिका समाप्ता ॥

શુદ્ધ શાસ્ત્ર પરંપરા આગમતણું બલ જ્યાં મલે,
તે તપાગણના અધીશ્વર નેમિસૂરિ ઝલહલે;
તેમના સામ્રાજ્યમાં ગુરૂ ઉદયસૂરિ પટ્ટધરા,
નંદનસૂરિ શ્રી કદંબ સ્તોત્ર રચે મણા ન રહી જરા. ૩૯

**અર્થઃ**—જેમાં શુદ્ધ શાસ્ત્રની પરંપરાનું તથા આગમ (ના જ્ઞાન)નું બલ (શાસ્ત્રીય જ્ઞાન અને ગીતાર્થોનું બલ)

રહ્યું છે. તેવા તપગચ્છના અધિપતિ એટલે રાજા પરમ ગુરૂ મહારાજ પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજય નેમિસૂરીશ્વરજી પ્રકાશી (દીપી) રહ્યા છે. તેમના સામ્રાજ્યમાં મારા વિદ્યા ગુરૂ આચાર્ય શ્રી વિજયોદય સૂરીશ્વરજી મહારાજના પટ્ટધર (મુખ્ય શિષ્ય) પૂજ્ય આચાર્ય શ્રી વિજયનંદન સૂરિમહારાજે શ્રી કદંબગિરિના સંસ્કૃત સ્તોત્રની રચના કરી હતી, જે રચનામાં કાવ્યદોષ વિગેરે કોઈપણ જાતની ખામી છે જ નહી. ૩૯.

ગુર્જર ભાષામાં સાર્થ છંદોબદ્ધ અનુવાદની રચના શા માટે કોણે કરી? તે કહે છે:—

**વેદ નવનિધિ ઇંદુ વરસે ચૈતરી પૂનમ વિષે,**
**તાસ છંદોબદ્ધ ગૌર્જર વૃત્તિ રાજનગર વિષે;**
**ગુરૂ નેમિસૂરીશ ચરણ કિંકર પદ્મસૂરિ બનાવતા,**
**શ્રાદ્ધ ઇશ્વરદાસ જેસંગભાઇ વિનતિ વિભાલતા. ૪૦**

અર્થ:—તપોગચ્છાધિપતિ શાસન સમ્રાટ સૂરિચક્ર ચક્રવર્ત્તિ જગદ્‌ગુરૂ મારા આત્મોદ્ધારક પરમોપકારી શિરોમણિ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજીના ચરણકિંકર નિર્ગુણ વિનેયાણુ વિજયપદ્મસૂરિએ અમદાવાદના કીકાભટ્ટની પોળના રહીશ શા ઇશ્વરદાસ મૂલચંદની તથા ઝવેરીવાડે લહેરીઆ પોળના રહીશ (હાલ સિવીલ હોસ્પિતાલની સામે રહેતા) શેરદલાલ જેસંગભાઈ કાલીદાસની વીનંતિ ધ્યાનમાં લઇને શ્રી રાજનગરમાં પોતાના અને પરના હિતાર્થે વેદ (૪) નવ (૯) અને નિધિ (૯) તથા ઇંદુ (૧) એટલે વિક્રમ સંવત ૧૯૯૪ ની ચૈત્રી પૂનમે આ શ્રી કદંબસ્તોત્રનો છંદોબદ્ધ ગુજરાતી અનુવાદ બનાવ્યો. ૪૦

સમાપ્ત.

# શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા પ્રકાશિત ગ્રંથો.

| | | |
|---|---|---|
| ૧ | અષ્ટ સહસ્રી તાત્પર્ય વિવરણ (આપ્ત મીમાંસા તદ્ભાષ્ય સંવલિત અષ્ટ સહસ્રી સંગ્રહવૃત્તિ સમેત) | ૧૦—૦—૦ |
| ૨ | અષ્ટક પ્રકરણ (સવૃત્તિકમ્) | ૧—૮—૦ |
| ૩ | અષ્ટક પ્રકરણ (મૂલ માત્ર) | ૦—૪—૦ |
| ૪ | સ્યાદ્વાદ રહસ્ય પત્રં (સટીકમ્) | ૦—૧૨—૦ |
| ૫ | ન્યાય ખંડન-ખંડખાદ્ય પ્રકરણં (સવૃત્તિકમ્) | ૮—૦—૦ |
| ૬ | ન્યાયાલોક (તત્ત્વપ્રભાવૃત્તિ સમેતં) | ૫—૦—૦ |
| ૭ | નવતત્ત્વ વિસ્તરાર્થઃ (યંત્ર, પરિશિષ્ટાદિ સહિત) | ૩—૦—૦ |
| ૮ | દંડક વિસ્તરાર્થઃ (વૃત્તિ, ચૂર્ણિ, ભાવનાદિ સહિત) | ૧—૦—૦ |
| ૯ | જૈન ન્યાય મુક્તાવલિ (સટીકમ્) | ૧—૦—૦ |
| ૧૦ | જૈન ન્યાય મુક્તાવલ્યાં ઉત્પત્તિ-સમુદ્ઘાત તત્ત્વં ચ | ૧—૪—૦ |
| ૧૧ | હૈમધાતુમાળા (વ્યાકરણોપયોગી સર્વ સાહિત્યસહિત) | ૪—૦—૦ |
| ૧૨ | ધાતુ રત્નાકર ભા. ૧-૨-૩-૪ | ૧૧—૦—૦ |
| ૧૩ | શ્રાવક ધર્મ જાગરિકા | ૧—૪—૦ |
| ૧૪ | શ્રી સિદ્ધચક્ર પૂજન-સ્પષ્ટાર્થ સહિત | ૦—૧૦—૦ |

## છપાતા ગ્રંથો

૧ ધાતુ રત્નાકર ભા. ૫-૬
૨ શ્રી સિદ્ધહેમ શબ્દાનુશાસનમ્
૩ ધર્મ પરીક્ષા (શ્રીમદ્ યશોવિજયગણિ
૪ સ્યાદ્વાદ રત્નાકર પ્રણીતા)
૫ યોગદૃષ્ટિ સમુચ્ચય. યોગ બિન્દુ આદિ
૬ ભાવના કલ્પલતા
૭ દેશના તરંગિણી
૮ શ્રમણ ધર્મ જાગરિકા
૯ સ્તોત્રપ્રદીપ
૧૦ પ્રાકૃત સ્તોત્ર પ્રકાશ

**પ્રાપ્તિ સ્થાન :**
**શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા.**
પાંજરાપોળ : અમદાવાદ.